ગાથા સોસાયટી પબ્લીકેશન નંબર ૧૯

# ફ્રવર્દીન યશ્તની તુલોતવીલ સમજણ

ગાથા સોસાયટીની સભાઓમાં રજુ થયલી બાબદ



રજુ કરનાર:

સોરાબજી ન. કાંગા, બી. એ.



પ્રગટ કરનાર:

ગાથા સોસાયટી.



મુંબઈ.

કિંમત રૂ. ૩-૦-૦

૧૯૪૭.

ગાથા સોસાયટી પબ્લીકેશન નંબર ૧૮

# ફ્રવર્દીન યશ્તની તુલોતવીલ સમજણ

ગાથા સોસાયટીની સભાઓમાં રજુ થયલી બાબદ

✲

રજુ કરનાર:

સોરાબજી ન. કાંગા, બી. એ.

✲

પ્રગટ કરનાર:

ગાથા સોસાયટી.

✲

મુંબઈ.

કિંમત રૂ. ૩-૦-૦

---

૧૯૪૭.

# પ્રસ્તાવના

ગાથા સોસાયટીને પોતાનું આ અઢારમું પુસ્તક પ્રગટ કરી જાહેર જનતા સમક્ષ રજુ કરતાં ભારે ખુશાળી ઉપજે છે. વર્ષો સુધી અનેક મુશ્કેલીઓને લીધે આ પુસ્તક છપાયા વગર પડી રહ્યું હતું અને અમારી ગાથા સોસાયટીના માનવંત પ્રેસીડન્ટ સાહેબ મર્હુમ શેઠ બેહેરામગોર તે. અંકલેસરીઆએ સોસાયટીના તે વેળાના વાઇસ પ્રેસીડન્ટ અને હાલના પ્રેસીડન્ટ શેઠ સોરાબજી નવરોજી કાંગાના સોસાયટી સમક્ષ રજુ કીધેલાં આ અતી વિદ્વતાભર્યાં ભાષણો પુસ્તકના આકારમાં છપાવવા જાહેરમાં અરજ કીધી હતી. ગાથા સોસાયટીના અને પારસી કોમના કમનસીબે અમારા ભલા પ્રમુખ શેઠ બેહેરામગોર આ પુસ્તકને પ્રગટ થયલું જોવા આપણી વચ્ચે રહ્યા નથી એ આપણા સર્વેને ભારે ખેદ ઉપજાવનારૂં છે. ઇ. સ. ૧૯૩૧ થી આજ સુધીમાં આ સાથે તેર પુસ્તકો બાહેર પાડવામાં ગાથા સોસાયટીના મર્હુમ માનવંત પ્રેસીડન્ટ સાહેબ શેઠ બેહેરામગોર અને હાલના પ્રેસીડન્ટ સાહેબ શેઠ સોરાબજી ન. કાંગાએ અથાગ મહેનત લીધી છે અને પારસી કોમની અને જરથોશ્તી ધર્મની ભારે સેવા બજાવી છે. શરૂઆતમાંજ આ ટકે અમારી ગાથા સોસાયટીના હાલના માનવંત પ્રમુખ સાહેબ શેઠ સોરાબજી ન. કાંગા, તે આ અતિ વિદ્વતાભરેલાં અને ઉપયોગી પુસ્તકના કર્ત્તાનો ભારે આભાર માન્યે છીએ અને એક બીકટ બાબદ ઉપર નવી નવી શોધખોળો સાથનું આવું એક સરળ પુસ્તક લખવા માટે એઓને ધન્યવાદ આપ્યે છીએ.

અત્રે જણાવવાની જરૂર છે કે ઇ૦ સ૦ ૧૯૦૨ માં અવસ્તા પહેલવી, ફીલાસોફી, પાજંદ અને ફારસી ભાષાના એક અજોડ વિદ્વાન મર્હુમ શેઠ સોરાબ જમશેદજી બલસારા, એમ. એ., એ પોતાની કોલેજ કારકીર્દી પૂર્ણ કરી હતી. તેમણે પોતાની કોલેજ કારકીર્દી દરમ્યાન આપણા પવિત્ર મોતેબર ધર્મ, તેની ફીલસુફી અને રહસ્ય તેમજ વળી ઇરાની ઇતિહાસના અભ્યાસમાં વધુ અને વધુ ઉંડા ઉતરવા માંડયું હતું અને મહાગુરૂ અશો સ્પિતમ જરથુસ્ત્રના પવિત્ર ગાથાનો બારીક અભ્યાસ કરી તેમાં સમાયલી ઉંચ ફીલસુફીનું ખંડન કરવા મથ્યા હતા. પરિણામમાં એ દીશામાં પોતાના તેવાજ ઉત્સાહી ગોઠયાઓને ઉમંગ લેતા કરવાને ૧૯૦૨ ઇ. સ. માં "ગાથા સોસાયટી"ની પહેલવહેલી સ્થાપના કરી હતી અને તેના પહેલવહેલા પ્રમુખ તરીકે એ સોસાયટીની ઉંચ નેમો પાર પારવા ભગીરથ પ્રયત્નો ફત્તેહમંદીથી પાર ઉતાર્યા હતા. આ સોસાયટીએ ઘણું ઉપયોગી કામ કેટલાંક વરસો સુધી બજાવ્યું હતું પણ ત્યાર બાદ તેનું કામ મંદ પડી જઇ થંભી ગયું હતું.

ઇ. સ. ૧૯૩૧માં પ્રખર ધર્મ અભ્યાસી મર્હુમ. શેઠ બેહેરામગોર તેહમુરસ

અંકલેસરીઆ, એમ. એ. એ અવસ્તા પહેલવી શીખેલા તેમના ચેલાઓ તેમજ ધર્મ અભ્યાસમાં આલુ ગુંથાયલા કે ઉત્કંથા ધરાવતા તેમણા મીત્રોના સહકારથી ગાથા સોસાયટીને પાછી સજીવન કરી અને તેમના પ્રમુખપદ હેથલ સોસાયટીએ વખાણુપાત્ર કામ કરવા માંડયું. સોસાયટીની અઠવાડીક સભાઓમાં ગાથાની સમજણુ, જુદા જુદા તર્જુમાઓની તપાસ, તેનું રહસ્ય અને તેમાં સમાયલી ફીલસુફી ઉપર અઠંગ ધર્મ અભ્યાસી શેઠ બેહેરામગોરએ અનેક વિવેચનો ચાલુ કર્યાં; શેઠ સોરાબજી ન. કાંગાએ પણ અનેક ધાર્મિક વિષયો ઉપર નવી શોધખોળથી ભરપુર વિચારપુર્વક વિષયો રજુ કર્યાં; વળી બીજા સભાસદોએ પણ કેટલીક બીકટ ધાર્મિક બાબદોનું ખંડન કર્યું, અને ૧૯૩૧ના સાલમાં ફરી સજીવન થયલી આ સોસાયટીએ અનેક ધાર્મિક બાબદોના વિવચનો અને વ્યાખ્યાનો કોમને અર્પણુ કર્યાં, જેમાંનાં કેટલાંક પુસ્તક રૂપે સોસાયટીએ આ આગમજ બહાર પાડયાં છે. અને સોસાયટીની નાણા સંબંધી હાલત જો પુસ્તકો છપાવવાના ખર્ચનો પુગી વલાય તેવી હતે તો વધુ પુસ્તકો પ્રકટ કરવામાં આવતે.

અમારી સોસાયટીના પ્રેસીડન્ટ શેઠ બેહેરામગોર સોસાયટીની પ્રગટી કરવા અને તેને આગલ વધારવા ઘણાજ ખાહેશમંદ હતા, પણ તેટલાં જીંદગીએ તેમને યારી આપી નહિ અને રોજ ૧૦, માહ ૯ ફસલી, ય. ઝ. ૧૩૧૩ અને તા૦ ૨૫મી નવેમ્બર ૧૯૪૪ને દીને એઓ સોસાયટીને પોતાના વિધ્વતા ભર્યાં વિવેચનો અને પિતા–તૂલ્ય દોરવણી પોતાની હૈયાતીના છેલ્લા દિવસો સુધી અર્પણુ કરી બહેસ્તનશિન થયા.

શેઠ બેહેરામગોરના મરણુ પછી સોસાયટીમાં અનેક અભ્યાસ પૂર્વક અને બારીક નોંધ નુકતેચીનીથી ભરપૂર ભાષણો વખતો વખત રજુ કરનાર સોસાયટીના હાલના પ્રેસીડન્ટ સાહેબ શેઠ સોરાબજી નવરોજી કાંગા, બી. એ. તરફથી બીકટ વિષયો ઉપર ચાલુ વિવેચનો થવા માંડયાં. એમના અનેક વિવેચનોમાં એક અતિ બીકટ વિષય તે–"ફ્રવર્દીન યશ્તની તુલોતવીલ સમજણ"–હતો. સોસાયટીની ચાલુ સભાઓમાં વર્ષો સુધી એમણે ફ્રવર્દીન યશ્તના એક પછી એક કરદાને જુદા પરતા હયાત તર્જુમાઓ સહિત રજુ કરી તેમાં સમાયલી બાબદોનું વિદ્વતાભર્યું ખંડન કર્યું અને જે જે સમજણ તેઓ રજુ કરતા ગયા તે તે સમજણ માટે કોઇગી ધખારાથી ભરેલી, "જુદય અર્થ કે રજનો આધાર છે" એવી દલીલોથી દૂર રહી એમણે અસલ ધર્મપુસ્તકોની શાહદતો રજુ કરી, જુદા જુદા અભ્યાસીઓના મતો ટાંકી બતાવી, જુદા જુદા તર્જુમાઓનો મૂકાબલો કરી બતાવી, જુદા જુદા ધર્મની માન્યતાઓ અને વિદ્વાનોના તર્કશાસ્ત્ર પર નિખાલસ નુકતેચીની

કરી પોતે હાથ ધરેલા અતિ અઘડા વિષયને બનતો ઇન્સાફ આપવાની તારીફ લાયક મહેનત કરી છે. એમના આ વિવેચનો એક રિસર્ચ સ્કૉલરને જેબ આપે એવાં જણાતાં ઘણાઓ તરફથી તે પુસ્તક રૂપે પ્રકટ કરવાની જીજ્ઞાસાભરી ચાલુ માંગણી થઈ. સોસાયટી માટે બે પ્રશ્નો ખડા થયા—એકતો સોસાયટીની નાણાં સંબંધી નબળી હાલત અને બીજું તો લડાઇને લીધે "પેપર કંટ્રોલ ઑર્ડર." અને છપાવવાના અતી ઘણા વધી ગયલા ખરચો.

આ અતિ કિંમતી પુસ્તક હજુબી છપાયા વગર પડીજ રહયું હતે સિવાય કે ગાથા સોસાયટીના માનવંત મુરબ્બી શેઠીઆ શેઠ પીરોજશાહ ન. મેહેતા અમારી મદદે આવ્યા ન હતે. એ ભલા શેઠીઆએ અત્યાર આગમજ અમારા અનેક પુસ્તકો છપાવવાનો સઘલો ખર્ચ આપ્યો છે અને આ વેળા પણ એકે બોલે આ પુસ્તકની છપામણીના બધો ખર્ચ ઉપાડી લીધો છે અને જરથોસ્તી ધર્મ સાહિત્યના એક ખરા મુરબ્બી નીવડયા છે તેમજ પારસી કોમની ભારે સેવા બજાવી છે. એ સર્વ માટે અમારી ગાથા સોસાયટી શેઠ પીરોજશાહ ન. મેહેતાનો આ ટકે જાહેરમાં ભારે આભાર માને છે.

ખોદાની મેહેરથી અનેક મુશકેલીઓ છતાં આ પુસ્તક પ્રગટ થયું છે. તે સોસાયટીના એક જીવાતમા થઇ પડેલા હાલના પ્રેસીડન્ટ સાહેબ શેઠ સોરાબજી નવરોજી કાંગાની ખંત, બિનસ્વાર્થી સેવાઓ અને વિદ્વતાને આભારી છે. વર્ષો સુધી આ વિષય ઉપર એઓએ કીધેલાં વિવેચનો દરમ્યાન એમણે ઘણીક ચીજો મોઢેથી કહી સમજાવી હતી, તેમજ પૂછાયલા સવાલોની બારીક સમજણ લંબાણ શરેહ અને દાખલા-દલીલોથી આપી હતી જે સર્વે ધ્યાનમાં લઇ પુસ્તક પ્રકટ કરવા માટે એમણે પોતાની શકિત અને કિંમતી વખતના ભોગે પોતાનો વિષય છાપવાને સવલ પડે એમ સુધારા વધારા સહિત આખો લખી આપી સોસાયટી ઉપર વધુ હેસાંન કર્યું છે.

ફ્રેરોહરો તે શું, ઇજદો અમશાસ્પંદો તે શું, આપૉ, ઉર્વરાઓ, વૉઉરૂકષ દરીઓ, અરેદ્વી સૂર નદી, જુદા જુદા જમાનાની પ્રજાઓ, ફ્રેરોહરોની નેમો, તેમનાં કામો અને આરાધનાઓ, શરિરના જુદા જુદા ભાગો, દાદાર અહુરમજદનો દરજ્જો, સૃષ્ટિમાં ચાલી રહેલી ક્રિયાઓ, પયગામ્બર જરથુસ્ત્ર એક દૈવી પુરૂષ હતા કે? તેઓ પરણેલા અને કુટુંબ કબીલાવાલા હતા કે? સોષ્યંતો કોણ? તેઓની ફરજો, જુદા જુદા હજારાઓ, રિસ્તાખીજ અને તન-ઇ પસીન્ તે શું વિગેરે વિગેરેવિધવિધ અનેક બાબદોને રૂહાનીન પસ્તના કરદાઓ એક પછી એક લઇ બની શકે એટલી સરલ ભાષામાં આ પુસ્તકમાં સમજાવવાની જેહમત કરી છે. આ પુસ્તક જર-

થોસ્તી ધર્મની એક અતી અગત્યની યશ્તને પુરેપુરી સમજવા માટે તેમજ તેમાં સમાયલી અતિ ઉંડી ફીલસુફી સમજવા માટે કોમને બહુજ ઉપયોગી થઈ પડશે એમાં જરાએ શક નથી. અલબતે આવા બીકટ વિષય ઉપર કાંઈક મતફેરી તો હોયજ પણ જે વિદ્વતા, સાહેદતો અને સહનશીલતાથી આ પુસ્તક કર્તાએ સઘળું સમજાવ્યું છે, તે નકલ કરવા યોગ્ય છે. આ પુસ્તકના વિદ્વાન કર્તા એ પાના ૧૫૧ ઉપર જે વિચારો જણાવ્યા છે તે અહીં, ફરી રજુ કરવાનું અસ્થાને લેખાશે નહિ:

"ફ્રવર્દીન યશ્તની ખરી મતલબ, તેની ખુબીઓ, ફકત એકજ વખત તેનો તર્જુમો વાંચી જવાથી, સમજાતી નથી. દરેક કરદામાં, દરેક ફકરામાં અનેક વાતો જણાવી છે. તેનો સંભાળથી અભ્યાસ કરવાનો છે. આ માટે જરૂરનું છે કે થોડાક ફકરાઓ અનેક વખત વાંચીને સમજવાના છે અને ત્યાર પછીજ બીજા ફકરાઓ હાથમાં લેવાના છે: આવી રીતે ધીરજ રાખીને બિન તાસુબીથી વાંચવાથીજ ફ્રવર્દીન, યશ્તનો લખનાર શું કહેવા માંગે છે તે આપણે સમજી શકિયે છીએ. વળી ભાષાને લગતી અનેક મુશ્કેલીઓ છે, તે આપણે કદી પણ ભુલી જવાનું નથી, કારણ કે નહીં તો અર્થનો અનર્થ થઈ જાય છે. યશ્તમાં સમાયલું ખરૂં ખોદાઈ જ્ઞાન સમજવું હોય તો ધીરજની અને પ્રમાણિકતાની જરૂર રહે છે."

ગાથા સોસાયટીએ પોતાની ટુંક ગુજાશ છતાં અત્યાર સુધીમાં બહુ સંગીન વાંચન પુરૂં પાડનારાં અને મજદયસ્ની જરથોશ્તી ધર્મનું અસલ, ખાલેસ અને સાચ્ચુ જ્ઞાન આપનારાં અઢાર પુસ્તકો છપાવી પોતાની લાયકાત પુરવાર કીધા છે અને દરેક જરથોસ્તીની ફરજ છે કે ગાથા સોસાયટીની આ નમુનેદાર પ્રયાસોને ચાલુ રાખવા અને બીજા કિમતી પુસ્તકો છપાવવાને નાણાની સંગીન મદદ કરવી.

આશા છે જે પારસી કોમ આ પુસ્તકને વધાવી લેશે અને તેને ટેકો આપશે.

છેવટે ફરી એકવાર વિદ્વાન શેઠજી સોરાબજી ન. કાંગાનો, અને મુરબ્બી શેઠજી પીરોજશાહ ન. મેહેતાનો આભાર માની એ દુઆ ગુજારીએ છીએ કે જરથોસ્તીઓ ધર્મનું સાચ્ચું જ્ઞાન મેળવી દેંગ અને ધખારાઓથી સદા દુર રહે.

ફેરામજી અર્દેશીર બોદ.
ઓનરરી સેક્રેટરી.

તા. ૨૭-૧૨-૧૯૪૭,

# સાંકળ્યું.

'દીનઓથ્ર અહુરહે મઝ્દાઓ' ૧ –'યથા અહૂ વઇર્યો જ્ઑતા' વાલા ફકરાની સમજણ ૨–ઇજશ્નેનો હા ૧૯ મો અહુનવર (The Word)ની શરેહ છે ૨ –ખ્રિસ્તીઓનાં New Testamentમાં અહુરમઝ્દના કલામ, Word,નો પડઘો ૨ –ફ્રવર્દીન યશ્ત કેવી તરકીબથી લખાઇ છે? ૩ –ફ્રવર્દીન યશ્તની તુલોતવીલ તપાસ ૫ –યશ્તમાં મળતી સૃષ્ટિની શરૂઆતની બાબદો ૫ –ફ્રોહરો પોતાની જાતમાં in their own essence શું છે? ૫ –અહુરમઝ્દ અને ફ્રોહરો વચ્ચે થોડોક ફરક દીસે છે ખરો પણ તે ખરી મતલબ સમજાવવા માટેજ રાખવામાં આવ્યો છે. ફ્રોહરોને કોઇપણ ચીજ પેદા કરતાં તરીકે જણાવ્યાં નથી ૬–ફ્રોહરોની ઉત્પતિ કેમ અને કયાંથી થઇ તે બાબે ફ્રવર્દીન યશ્તમાં ખુલ્લું લખાણ આવ્યું નથી ૭ –પહેલી પેદાયશ આસમાન, ("અસ્મન") શું છે? ૮ –અરેદ્વીસૂર અનાહિત શું છે? ૯ –અરેદ્વિસૂરનાં 'આપો' (પાણીઓ) તે મીનોઇ પ્રવાહો છે. તેઓ Celestial Waters, Cosmic Forces છે ૧૦ –માણસોની અંદર ફ્રોહરોનું કાર્ય કેવી રીતનું રહ્યું છે? ૧૦ –"અંગ્રમઇન્યુ સ્પેંત્તા મઇન્યુને તાબે થતે નહિ" ૧૧ –ત્યારે અંગ્રમઈન્યુ કોણ છે, શું છે? ૧૨ –અંગ્રમઇન્યુ બાબે પાછલાં લખાણોમાં આવી ભૂલ થવાનું કારણ શું? ૧૨ –"જીવતાં અશો માણસોનાં ફ્રોહરો ગુજરેલાંઓનાં ફ્રોહરો કરતાં વધારે જોરેમંદ હોય છે." ૧૩–અહુરમઝ્દ બાબે આગલા વખતમાં એક વિચીત્ર સમણજ આપવામાં આવતી હતી ૧૭ –પાંથરેલી બરસમ ૧૯ –ફકરા ૨૮ અને ૨૯ માંથી એક અતિ ઉમદા મતલબ કહાડી શકાય એમ લાગે છે ૨૦ –ફ્રોહરો, ગુફ્રાઓ, યાને અંદિઠ રહીને કામ કરે છે. તેઓ આપણને દેખાતાં નથી. ૨૧ –'અનામાથ્વાઑ' ફ્રોહરો ૨૧ –ફ્રોહરોને 'અનામાથ્વાઑ' કહેવાનું કારણ શું? ૨૨ –ફ્રોહરોનાં અશોઇના ઉપાયોની હદ જમીનની પહોળાઇ, નદીની લંબાઇ, અને ખોરશેદની ઉંચાઇ સુધીની છે; આવું બોલવાની મતલબ શું થાય? એક અટકલ ૨૩ –જસ મે અવંઘહે મઝ્દવાળી બંદગીમાંથી આવીજ કોઇ મતલબ ખેંચી શકાય એમ લાગે છે. ૨૪ –વલી એક બીજી અટકળ. Three dimensions વાલી આ દુનિયાની અને તેની અંદરની three dimensions માં કામ કરતાં માણસો વિગેરેની વાત શું યશ્તના ફકરા ૩૨ માં કરવામાં આવી છે? ૨૫ –"ઇજશનેને લાયકનાં તથા આરાધનાને લાયકનાં" ૨૫ –લડાઇઓમાં ઢાલ રાખનારાં ફ્રોહરો! ૨૬ –ઇરાનની તુરાની દાનવો સાથની લડાઇ. ફ્રવર્દીન યશ્ત કયારે લખાઇ હોય? ૨૭ –સ્રઑતન્વો આર્નો ઉર્વાનો અને અષઓનીશવાળાં ફ્રોહરો ૨૮–તન અને રવાન સાથનાં ફ્રોહરો! ૨૮ –અહુરમઝ્દનું ઉર્વન અને કેહર્પ. ૨૯–

પણ અહુરમજ્દનાં કેહર્પની મતલબ બરાબર સમજાતી નથી. ૨૯ –જરથોશ્તે ફ્રેરોહરોને આરાધ્યાં. ૩૦ –ફ્રવર્દીન યશ્ત ફકરો ૪૧ મો પવિત્ર ગાથા વાળા હા ૪૩ નાં સોલમાં ફકરાની યાદ આપે છે. ૩૦ –"રતુશ્ અસ્તવઇથ્યો ગએથયાઓ"– ગએથાની મતલબ ૩૧ –તનોમંદ ગએથા એટલે શું? ૩૧ –'દએવા' તે કોણ? ૩૫ –"હપસ્પથમએદેમ (ગાહામ્બાર)નાં હીંગામ ઉપર ફ્રેરોહરો દસ પૂરા દિવસ મોહોલ્લાઓ તરફ આવે છે અને ફરહર કરે છે." ૩૬ –હમસપથમએદેમ ગાહામ્બારના દસ દિવસો ઉપર ફ્રેરોહરો 'આવે' છે. ૩૭ –પણ આજે તો?...૩૮– કરદા ૧૪, ૧૫, અને ૧૬ ની બનેલી એક નામીચી ત્રગડી. ૩૯ –"ફ્રેરોહરો 'અપામ્ મજ્દધાતનામ્' યાને મજ્દએ પેદા કીધેલાં 'આપો'ને સારો માર્ગ બતાવે છે." ૩૯ –ત્યારે આ 'આપો' (પાણીઓ) શું છે? ૪૦ –પંદરમાં કરદા-વાલાં ઉર્વરાઓ (ઝાડો) શું છે? ૪૧ –કરદા ૧૬ મુજબ સેતારા, માહતાબ, આફતાબ, અને અનધ્ર રઓચાઓ ફ્રષોગર્દને પોહોંચવાની ખાહેશ રાખતાં આગલ જાએ છે. ૪૧ –'આપો' અને 'ઉર્વરાઓ' મીનોઇ પ્રવાહો છે, ત્યારે સેતારા માહતાબ વિગેરે પદાર્થ matterનાં બનેલા નકર પદાર્થો છે ૪૨– દેવો કોઇ ખરાબી કરનારી બળવાન બુરી હસ્તીઓ entities નથી, કે જેઓ સર્વ શક્તિમાન અહુરમજ્દનાં પેદા કરવાના કામોમાં ખલલ નાખી શકે ૪૩– "જઓષાઇ અહૂરહે મજ્દામ, જઓષાઇ અમેષનામ સ્પેન્તનામ્ યાને અહુર-મજ્દ અને અમેશાસ્પંદોની ખુશી પ્રમાણે." ૪૬ –ચાર કરદાઓની બનેલી એક ચોકડી, એક બીજો જુમખો. ૪૭ –ચાર કરદાવાલા જુમખાની વધુ ઉંદાણ સમજણ. ૫૦ –જરથોસ્તનું 'ક્ષુદ્ર'=તોખ્મ, બીજ, Seed. ૫૨ –જરથોસ્તને એકલાને દીન 'દએન' મળી હતી. ૫૩–જમશેદને "હોરમજ્દી જરથોસ્તી દીન" શીખવી હતી! ૫૩ –જરથોસ્તના ક્ષુદ્ર, તોખ્મ, બીજની સંભાળને માટે ૯૯,૯૯૯ ફ્રેરોહરો તે બીજની પાસબાની કરે છે. ૫૪ –રિસ્તાખેજના વખતમાં કુજ નાબુદ થશે. ૫૫ –વિચારના, મરજીનાં છુટાપણાની વાતમાં કુજની વાત આવી શકે છે. ૫૬ –ફ્રેરોહરોની ક્રિયાઓની મહત્વતા. ૫૭ –"ય્યજદોની વચમાં હજારો ફ્રેરોહરોની આમદ" ૫૮ –સૃષ્ટિમાં ચાલતી ક્રિયાનો નમુનો યજશ્નેની ક્રિયામાં જણાવ્યો છે. ૫૮ –સારી પાંખવાળા પક્ષી (રૂપી) માણસની માફક મદદને માટે તેની તરફ ઊડીને જાય છે ૬૦ –ફ્રેરોહરો મદદ કરે છે તેને માટે તેઓ શું માંગે છે? ૬૧ –બે મીનો, (મઇન્યુ) બે spirits સાથના ફ્રેરોહરોનાં સંબંધ બાબે એક ફીલસુફી ભરી પણ સેહલથી સમજી ન શકાય એવી હકીકત જણાવી છે. ૬૨ –'જરવાન'ની ફીલસુફી હલી થઇ. ૬૫ –વોહુમન અને આતર. ૬૬–વોહુમન અને આતર—ગાથામાં. ૬૭–ફકરા ૭૬ માં બે મીનોની

'દામાંન્'ની વાત પણ ફકરા ૭૭ માં 'દામાંન્'ને બદલે 'દાહીમ્ આવહે વંઘહેઉરાન્'ની વાત! ૬૮ -'દામાન' શબ્દનો ઘણોખરો હમેશા એક સરખી મતલબનો તરજુમો કરવાથી ગુચવાડો ઉત્પન્ન થયો છે! ૬૯ -મીનોઇ હસ્તિઓમાં પહેલાં અહુરમજ્દમાં સર્વોતમ ફ્રોહરને આરાધ્યું છે ૭૦ -અહુરમજ્દનું સર્વોતમ ફ્રોહર. ૭૦ -જરથોસ્તી ધર્મમાં Pantheism જગદ્ઇશ્વરવાદ નથી. ૭૧-સાત (હફ્ત) અમેશાઓના ફ્રોહરો. ૭૩ -અહુરમજ્દ અને તેનાં ૭ અમેશાઓનાં ફ્રોહરો વચ્ચેના ફરકનું કારણ શું? ૭૩ -અવસ્તામાં તેમજ ફરવર્દીન યસ્તમાં કહેવાતી ઇજદી હસ્તિઓની વાત નથી, ઇજદી શક્તિઓની વાત છે ૭૪-ગય મરેથ્ન, પાછળાં લખાણોવાળો ગયોમર્દ. ૭૫ -'ગય મરેથ્ન' અથવા ગયોમર્દ આપણા જેવો એક માણસ નહી હતો. ૭૬ -અશો નર જરથુસ્ત્ર સ્પિતમ ૭૭-પણ આપણે હાલમાં શું કર્યે છીએ? ૭૮ -જરથોસ્તનાં કલામો 'યાનીમ' એટલે બરકત આપનારા છે. તેમાં જ્ઞાન, અશોઇ અને કર્મનું ભેગું મિશ્રણ છે. ૭૮ -માંથ અને મિથ્ર. ૭૯ -"દએન યત હઇતિનામ વહિસ્તયાઓ." ૮૧ -"અહુ રતુશ્ચ ગએથનાંમ." ગએથા એટલે શું? ૮૧-જરથોસ્તી દીન તમામ હકતે-ઇશ્વર માટે છે. ૮૩ -માજદયસ્ની દીન હકતે ઇશ્વર ઉપર ફેલાવાનું પરિણામ. ૮૪ -સો શાગેર્દો રાખનારો અહૂમ-સ્તુતનો છોકરો અશો સએન. જરથોસ્તી દીન તમામ દુનિયાને માટે છે. ૮૫ -જરથોસ્તનાં ત્રણ છોકરાઓ. ૮૬-પણ કહેવામાં આવે છે કે જરથોસ્ત એક માણસ ન હતા, તેથી તેવણનાં છોકરા છોકરીઓ ન હતા! ૮૬ -પોઉરૂચિસ્તિને જરથોસ્તની દુગેદાંમ યાને દિકરીઓમાંની એક જવાન દિકરી તરીકે જણાવી છે. ૮૮-વીસ્તાસ્પશાહ, ગુસ્તાસ્પશાહ, The Constantine of the Zarathushtrian relgion. ૯૧ -સરોશબાજ અને સરોશ યસ્તમાં ઉપલાંજ ચાર વિશેષણો અશો સરોશને પણ લગાડયાં છે તેમાંથી એક અગત્યનો સવાલ ઉભો થાય છે. ૯૧ -ખરાબી કરનારી જીબ, બુરા સ્વપ્ના બુરા નજરે પડતા દેખાવ અને બુરી પરીઓની સામે થવાની અવસ્તાઇ નીરંગ ૯૨ -'અવસ્ચસ્તો ફ્રવષિનામ'ની ખરી મતલબ 'તોડી નાખવા લાયક ફ્રહરો,' અથવા વાચ્છાછ પ્રમાણે 'ખરાબ ફ્રવશીવાલા,' અથવા સ્પિગલ પ્રમાણે 'having wicked Fravashi' એમ થઇ સકેજ નહીં. ૯૩ -'અવસ્ચસ્તો' શબ્દની ખરી મતલબ ૯૪ -જુદા જુદા નામ સાથે જણાવેલા દેશોને લગતા માણસોની વાત. ૯૬ -'અપરઝાતહે' શબ્દની મતલબ. ૯૬ -રિસ્તાખિજના વખતમાં સોસ્યોસ સાથે કામ કરતી કહેવાતી વ્યકિતઓ! ૯૭ -ફકરા ૧૨૮ માં આવેલાં નવ નામોની મતલબ કાંઇક જુદીજ છે. તેની ખરી મતલબ સમજવાની ઘણી

જરૂર છે. ૯૭ –ફકરા ૧૨૮માં આવેલાં નવ નામો ભવિષ્યનાં વખતમાં યાને રિસ્તાખીજના વખત સુધીમાં થનારા ખરેખરા પુરૂષ યાને human beingsના નામો નથી. ૯૮ –ફકરા ૧૨૮માં જણાવેલાં નવ નામો રિસ્તાખેજનાં દૂરનાં વખતમાં થનાર ખરેખરાં નવ માણસોનાં human beingsના નામો નથી. તેઓ આખર હજારાઓમાં થનારા અશો માણસોનાં ઉત્તમ નમુનાઓ Prototypes તરીકેના પ્રતિનિધી રૂપ તરીકેનાં નામો માત્ર છે. ૯૮ –અસ્તવત-એરેત યાને સોસ્યોસનું નામ યશ્તમા ત્રણ વખત લેવામાં આવ્યું છે! કારણ શું; ૯૯ –શું ફ્રવર્દીન યશ્તમાંથી બાર હજારાઓ ઉપજાવી શકાય છે? ૧૦૦ –બુનદેહેશ્નમાં બાર હજારાઓની વાત. ૧૦૧ –સોસ્યોશનો છેલ્લો હજારો, છેલ્લો ભુંડાઇ વગરની હાલતનો, માણસોનો સોનેરી જમાનો. ૧૦૨– છેલ્લો સર્વોતમ સોસ્યોસ શું કરશે? ૧૦૩ –'વીસ્પેમ અહુમ અસ્તવતન્તેમ'ની ખરી સમજણ. ૧૦૩ –જમ્યાદ યશ્ત ફકરા ૮૯ માં કહે છે કે સોસ્યોશનાં વખતમાં "ઇરિસ્ત પઇતિ ઉસેહિશ્તાત" યાને કે ગુજરેલાં પાછા ઉઠશે." ૧૦૬ –રિસ્તાખેજ અને ફ્રશોગર્દ, 'ફ્રષેમ કરેનાઉન અહૂમ'ની વચ્ચેનો ફરક. ૧૦૮ –Bodily Resurrection of Jesus on the third day and the Final Bodily Resurrection of all men on the Last Day ૧૧૦ –રિસ્તાખેજ બાબેની ખ્રીસ્તીઓની એક જુદીજ સમજણ. ૧૧૧ –ખ્રીસ્ટી લખનારાઓ મુજબ છેવટનું અને સામુદાયીક રિસ્તાખેજ ૧૧૧ –ખ્રીસ્તી resurrection અને જરથોસ્તી resurrection વચ્ચેની સરખામણી. ૧૧૨ –રિસ્તાખેજ અને તન-ઇ-પસીન. ૧૧૩ –પણ 'તન-ઇ-પસીન'નાં વિચાર પરથી આ દુનિયા પરનાં અનેક જન્મોની વાત નીકળી નથી ૧૧૪ –'તન-ઇ-પસીન'ને કેવી રીતે સમજવું? ૧૧૪ –જમશેદના સોનેરી જમાનાના જેવોજ સોશ્યોશનો જમાનો સોનેરી થશે. ૧૧૫ –હોરમજ્દ યશ્તની નીરંગમાં પણ પહેલાં રિસ્તાખેજ અને ત્યાર પછી તન-ઈ પસીનની વાત સાથે સાથે આવી છે. ૧૧૫ –ગેતી અને મીનોઈ હસ્તીઓ યા દુનિયાઓ. ૧૧૬ –જરથોશ્તી ધર્મ પ્રમાણે આ દુનિયા-પરનો ફકત એકજ ફેરો, અને પછી મરણ પછી પેલી યાને મીનોઇ દુનિયા યા દુનિયાઓમાં યા હાલતોમાં એક રવાનનું વધુ અને વધુ પ્રગતિકરણ–એ વાતને કેમ સમજ્યે? ૧૧૬ –Heredity યાને વંશપરંપરાથી ઉતરી આવતી ખાસ્યતોને કાયદે, તે કાયદાઓની સમજણથી આપણી મુશ્કેલી દૂર થઇ શકે. ૧૧૭ –Reincarnation યાને આ દુન્યા ઉપરજ અનેક ફેરાઓ પછી સંપુર્ણતા મલશે એવી 'થિયરી' માટે સાબેતી મલતી નથી પણ heredity યા વંશપરંપરાથી ઉતરતી આવતી ખાસ્યતોવાલી થિયરીમાંથી

anomalies of life બાબે કાંઈક સંગીન શહાદતો મળી શકે છે. ૧૧૮– વંદીદાદ વાલો જમશેદ જગરેલ યા બરફનાં જમાનાની આગમજનો? ૧૨૦– અઇર્યન વએજ=ઇરાન વેજ ૧૨૧ –એક નોંધવા લાયક બાબદ ૧૨૪ –એક બીજી નોંધવા લાયક બાબદ ૧૨૫ –તાવીજો અને નીરંગો લખવાની અને જાળવી રાખવાની અસલી અને જુની નિતી. તે નીરંગોમાં સમાયલા સુચના અને સ્વસુચનાના કાયદાઓ ૧૨૫ –અશો નારીઓની વાત ૧૨૬ –જરથોસ્તની બાયડી અને દિકરાંઓ, અશો જરથોસ્ત પરણેલા અને બચ્ચાં છોકરાંઓવાલા હતા કે કેમ? ૧૨૬ –જરથોસ્ત એક માણસ તરીકે. ૧૨૭ –પયગામ્બર જરથોસ્તનાં વસ્યતનામા (Will) તરીકે ગણાયલા પાંચમાં ગાથા વહિસ્તોઇસ્તીમાં તેમણે પોતાની દીકરાઓમાંની એક પોઉરૂચિસ્તીને તેણીના લગ્નમાં દીધેલો બોધ— ૧૨૭ –વલી આ ત્રણ દિકરાઓ અને દીકરીઓને જરથોસ્તના જમાનાનાજ ગણ્યાં છે. ૧૨૮ –જરથોસ્તી ધાર્મિક લખાણોમાં અવતારની ફીલસુફી આવતી નથી. ૧૨૯ –ભવિષ્યમાં થનારી ત્રણ કન્યાઓ, કે જેઓ ભવિષ્યના થનારા ત્રણ પેગમ્બરોનાં માતા થવાના છે, તે બાબેની સમજણ ૧૩૧– અશોઓના ફરોહરો સંકટની વેલાએ આપણી મદદને માટે આવે એવી આરજુ લખનારે એકવાર ફરીથી દેખાડી છે. ૧૩૪ –ફરોહરોનો અહુરમજદ સાથનો નિકટ સંબંધ. ૧૩૫ –સરોશ તે શું? માંથ્ર સ્પેન્ત તે શું? ૧૩૬– માંથ્ર સ્પેન્ત. ૧૩૭ –"જરથોસ્તને લાંબા કાળથી સહુથી પહેલાં અને સૌથી સરસ હોરમજદના તરિકા મુજબ ચાલનારો સાંભળતા આવ્યા છીએ." ૧૩૯– ફરોહરોની ક્રિયા મુખ્યત્વે દરેક ઘરમાં થવી જોઇએ. ૧૩૯ –જરથોસ્તનો જમાનો ઘણો જુનો. ૧૩૯ –આગલા જમાનાના દિન ફેલાવવા જનાર આથ્રવાનો ૧૪૦ –અશોઓનાં રવાનોને આરાધવાનું મુળ ગાથામાં મળે છે. ૧૪૦ –અશોઓનાં રવાનોને આરાધવાની વાત છે. પણ તેઓને આ દુન્યા ઉપર બોલાવવાની વાત નથી. ૧૪૦ –રવાન તથા ફરોહરને જેમ ફકરા ૧૪૯ માં તેમ અવસ્તામાં બંધે ઠેકાણે હંમેશાં એકમેકથી જુદાંજ જણાવ્યા છે. ૧૪૧ –'પઓઇર્યાન તકએષે'ની ખરી સમજણ ૧૪૨ –જરથોસ્ત પોતે 'પઓઇર્યા તકએષ' હતા. ૧૪૨ –જરથોસ્તી ધર્મની એક ખુબી. ૧૪૩ –યશ્તના આખરીમાં ફકરા ૧૫૨ માં એક વાર ફરીથી જરથોસ્તની પીછાણ. તમામ માણસોમાં તેઓનો સર્વોત્તમ દરજ્જો. ૧૪૩ –ત્યારે આ દુનિયા દોજખ નથી. ૧૪૪ –ફરોહરોને માટે આઠ યથા અહુ વઇર્યો નિર્માણ થયલા છે. આંકડાની ફીલસુફી. ૧૪૫ –કોઈપણ માણસને• મારૂં મારૂં કરવાનો અધિકાર નથી. ૧૪૯ –ફ્રવર્દેગાનનાં દસ દિવસોમાં ફરોહરોની આરાધના બર વખતેજ થવી જોઇએ ૧૪૯ –છેવટના બે બોલ. –૧૫૧.



# ફ્રવર્દીન યશ્તની તુલોતવીલ સમજણ.



અવસ્તાનાં દરેક ધાર્મિક લખાણની શરૂઆત "ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઓ; અષેમ વોહુ" ૧ થી થાય છે, યાને અહુરમજ્દની ખુશાલી અને **અષ** યાને કુદરતમાં કામ કરતો ખુદાનો અચળ કાયદો (Immutable Divine Law in the Universe) ની સ્તુતી આ કારણે એક અષેમ વોહુ ભણવામાં આવે છે. આ બંનેને સાથે જોડવામાં આવ્યાં છે, કારણ કે **અષ**ના કાયદાની મતલબ વધુ અને વધુ સમજવામાં અહુરમજ્દની ખુશ્નુદી તેમજ તેની અપાર શકિતની કાંઇક ઝાંખી સમજણ લઇ શકાય છે, અને તેમ કરતાં કુદરતનાં કાયદાઓનું વધુ અને વધુ જ્ઞાન થવાથી વિજ્ઞાન (સાયન્સ)નો વધારો થઇ તે જ્ઞાનની બરકતે માણસોની અશોઇમાં વધારો થતો રહે છે. આ રીતે અહુરમજ્દની ખુશાલી એટલે માણસોનું વિજ્ઞાનમાં તેમજ ખરી અશોઇમાં વધુ અને વધુ આગળ વધવું તે.

ઉપલી મતલબ દેખાડવાને માટે "ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઓ અષેમ-વોહુ. ૧." વાલો અવસ્તા પદ ભણવા પછી "પ નામ-ઇ યજ્દાન" યાને "દાદારનાં નામથી" એવો પાજંદ ભાષામાં લખાયલો ફકરો કે જે દરેક નિયાએશ અને યશ્તની શરૂઆતમાં આવે છે તે ભણવામાં આવે છે અને તેમાં અહુરમજ્દનો પ્રતાપ અને ખોરેહ ઇઆદેહ થાઓ એવી દુઆ ગુજારવામાં આવે છે અને **ત્યાર પછી તુરતજ** તમામ ગુનાહોથી પશિમાન થઇને અશોઇના રસ્તા ઉપર પાછા ફરવાની આર્જુ કરવામાં આવે છે, કારણ કે ગુનાહોથી પાછાં ફરવામાં ખરી પતિત અને અહુરમજ્દની ખુશાળી સમાય છે. આ ફકરો પુરો થતાં "ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઓ, તરોઇદીતિ અંગ્રહે મઇન્યેઉશ્" વાલો ફકરો ભણતાં ભણનાર જણાવે છે કે "અહુરમજ્દની ખુશાળી અને અંગ્રમઇન્યુ યાને 'અહ્રેમન' એટલે બુરાં મનનો તિરસ્કાર, આ બન્ને સદાચરણીઓની પ્રથમ ઇચ્છા હોવી જોઇએ" એમ જણાવીને ભણનાર "સ્તઓમિ અષેમ" યાને હું 'અષ'ની સ્તુતિ કરૂં છું, એમ બોલીને ત્રણ 'અષેમ વોહુ' ભણે છે.

ત્યારપછી 'ફ્રવરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિશ' વાલો અવસ્તાનો નામીચો ફકરો ભણવામાં આવે છે, કે જેમાં ભણનાર પોતાને અશો જરથુસ્ત્રએ જણા-

વેલા એકજ ખુદાને માનનાર મજદયસ્ની જરથોસ્તી તરીકે જણાવીને, 'દએવો' યાને 'દએવ-યસ્ની'થી જુદો યાને અહુરમજદી 'ત્કએષ' યાને તરીકાવાલા તરીકે પોતાને ઓળખાવે છે. ત્યાર બાદ 'યથા અહૂ વ૨યો જઑતા ફ્રા મે મ્રૂતે' વાલો પદ ભણતાં કહેવામાં આવે છે કે હવે "જોતી મારી આગળ 'યથા અહૂ વઇર્યો' મોટે સાદે ભણે અને (રાસ્પી) (જે હવે) અશો (તથા) વિદ્વાન (થયો) તે 'અથા રતુશ્ અષાત્‌ચિત્‌ હચ' (ની ખુબીઓ) જાહેર કરે."

**'યથા અહૂ વઇર્યો જઑતા' વાલા ફકરાની સમજણ**

આ ફકરો દરેક અવસ્તા લખાણની શરૂઆતમાં અવશ્ય આવે છે, તેની ખાસ મતલબ ઉપર પુરતું ધ્યાન ખેંચાયું હોય એમ લાગતું નથી. આ ફકરો ભણવા પછી જ દરેક ન્યાઇશ તથા યશ્તનું ખાસ જુદું જુદું લખાણ આવે છે, તે દેખાડે છે કે દરેક ન્યાઇશ અથવા યશ્ત **નામીચી 'યથા અહૂ વઈર્યો'ની બંદગી ની મતલબને આધારે** જ રચવામાં આવી છે.

**ઇજેશ્નનો હા ૧૯ મો અહુનવર (The Word) ની શરેહ છે**

આ 'હા' માં જણાવ્યું છે કે 'બઘ અહૂનહે વઇર્ય' યાને કે ખોદાઇ (Divine), અહુનવરનો કલામ અહુરમજદ પોતે સૃષ્ટિની કોઇપણ પેદાયશ પેદા કરવાની આગમજ બોલ્યા હતા. મતલબ એવી છે કે આ પવિત્ર કલામનાં ઉચ્ચારણથી અહુરમજદએ પેદાયશો પેદા કીધી હતી. પવિત્ર ગાથા હા૦ ૩૧ ના સાતમા ફકરામાં આવ્યું છે કે અહુરમજદ પોતે સૌથી પહેલ્લો વિચાર કરનાર, 'મંતા પઓઉરુયો' (The First Great Thinker) હતો. તેણે વિચાર કીધો. તે વિચારે નક્કર રૂપ લીધું અને તે વિચાર ખુદાના કલામ (The Word) તરીકે, અહુનવરનાં કલામ તરીકે જાહેર થયો. તે કલામનો નાદ બધે ફેલાઇ રહ્યો અને તેમાંથી સૃષ્ટિ પેદા થઇ. સૃષ્ટિ કેમ પેદા થઇ તે બાબે હા. ૩૧ ના સાતમા ફકરામાં વધુ આવ્યું છે કે અહુરમજદ પોતે 'હવો ખ્રથ્વા દામિશ' પોતાની 'ખ્રતૂ' યાને 'હરવેસ્પ-આગાહ' અક્કલથી પેદા કરનાર છે. ઉપલાં પવિત્ર ગાથાનાં કલામ અનુસાર હોરમજદ યશ્તનાં ફકરા ૨૬ માં દાદાર અહૂરમજદ પોતે જણાવે છે કે "મારી અક્કલથી (મન ખ્રશ્વાચ) તથા ડહાપણથી (ચિસ્તિચ) 'અંઘુ' (સૃષ્ટિ) શરૂઆતથી હતી, તેજ પ્રમાણે 'અંઘુ' છેડે સુધી (અપમેમ) રહેશે."

**ખ્રિસ્તીઓનાં New Testament માં અહુરમજદના કલામ, Word, નો પડઘો**

ઉપલો જ જરથોસ્તી વિચાર આપણને સેંટ જોનનાં ગોસ્પલનાં પહેલા બાબમાં મળે છે. "In the beginning was the Word, the Word was

with God and the Word was God," યાને કે "શરૂઆતમાં ખુદાનો કલામ, (Word) હતો, તે કલામ ખુદાની સાથે હતો, અને તે કલામ પોતે ખુદા હતો." પછી આવ્યું છે કે "All things were made by the Word and without the Word was not anything made that hath been made," યાને કે તે કલામ (Word) માંથી બધું પેદા કરવામાં આવ્યું હતું; તે કલામ વગર જે કાંઇ પેદા થયું છે તે પેદા થયું ન હતે. આ બાબદમાં મેં મારી 'A New Interpretation of Spêntâ Mainyû.,"...નામની ગાથા સોસાયટી પબ્લીકેશન નં. ૯ વાલી ચોપડીનાં શરૂઆતનાં પાનાઓમાં કાંઇક લંબાણથી જણાવ્યું છે.

વલી જેમ ઓલ્ડ તેસ્તેમેન્ટ માં આવ્યું છે કે 'God said, Let there be light and there was light,' યાને કે ખુદાએ કહ્યું કે 'રોશની થા અને રોશની પેદા થઇ,' તેજ પ્રમાણે મહમદી લખાણમાં 'કૂન ફીય કૂન' યાને Be and it is, એટલે ખુદાએ કહ્યું કે થા, અને તેમ થયું, એવી વાતો આવી છે. આ બધું દેખાડે છે કે ખુદાએ પ્રથમ પ્રબળ વિચાર કીધો કે આમ થા, અને તે પ્રમાણે તુરત થયું. ખુદાએ પેદાયશો પેદા કરવાનો વિચાર કીધો અને પેદાયશો તુરતજ થઇ. ખુદાના વિચાર અને તેનો કલામ (the Word) વચ્ચે વખતનો આંતરો રહયો નહીં. આ બધા વિચારો ખુદાના પ્રથમ વિચાર (His First great Thought) માંથી તરતજ પેદાયશો પેદા થવાની વાત ખુલ્લી દેખાડે છે. ખુદાના કલામ 'અહૂનવર,' યથા અહૂ વઇર્યો-ની મારફતે જ દરેક પેદાયશ થઇ, એમ જણાવ્યા પછી યસ્તનો નામીચો લખનાર ફ્રવદીંન યસ્તની શરૂઆત કરે છે.

## ફ્રવદીંન યશ્ત કેવી તરકીબથી લખાઇ છે?

ફ્રવદીંન યસ્ત[1]માં દાખલ થઇએ તે આગમજ યસ્તનો લખનાર કયા ધોરણ ઉપર એ યસ્ત લખે છે, તે જોવાની જરૂર રહે છે. યસ્તમાં ફ્રેરોહરોની વાત લંબાણથી આવી છે. તે વાત જેમ આપણે યસ્તની તુલોતવીલ તપાસમાં આગળ ચાલીશું, તેમ જોતા જઇશું, તેટલાં જણાવ્યે કે પહેલા ત્રણ કરદા ઓમાં (ફકરા ૧ થી ૨૯ માં) **સૃષ્ટિની** છેક **શરૂઆત**ની વાત આવી છે, અને તેમાં ફ્રેરોહરોએ પેદાયશોમાં કેવો અને કેવી રીતે ભાગ લીધો, તેઓ અહુરમજદને કેવી રીતે મદદગાર થઇ પડયાં તે બાબે જણાવ્યું છે. ચોથા કરદાથી

(૧) સ્પિગલ પ્રમાણે યસ્ત ૧૩ મો

યાને ફકરા ૩૦ થી ત્રાવીસમાં કરદાવાલા ફકરા ૭૯ સુધીમાં "અશોઓનાં ભલાં, શુરાં, આબાદી કરનારાં ફ્રોહરો" બાબેની જુદી જુદી વિગતો, અને તેઓનાં જુદાં જુદાં કાર્યોની વાત જણાવી છે. અને તે કરદાઓની શરૂઆત 'અષાઉનાંમ્ વંઘુ હીશ્ સૂરા । સ્પઁતાઓ ફ્રવષયો યજમઇદે' યાને "અશો-ઓનાં ભલાં, શુરાં આબાદી કરનારા ફ્રોહરોને હમો આરાધ્યે છીએ" એવા શબ્દોથી થાય છે. ત્યાર પછી ફકરા ૮૦ થી અહુરમજ્દ, પછી 'અમેષનાંમ્ સ્પઁતનાંમ્ (અમેશાસ્પઁદો) પછી ખુદાની ચોકકસ મીનોઇ યાને અદિઠ શકિત-ઓનાં ફ્રોહરોને આરાધવા પછી, ફકરા ૮૭ માં માનસાઇ હાલતની વાત કરતાં પહેલાં ગય-મરેથ્ન, (ગયોમર્દ) નાં ફ્રોહરને અને ફકરા ૮૮ થી ફકરા ૯૫ માં અશો જરથુસ્ત્રનાં અને તેઓના પહેલા ચેલા 'મઇદયો માઓંઘહ' યાને મઇદયો-માહનાં ફ્રોહરોને આરાધ્યાં છે. ત્યાર પછી ફકરા ૯૬ થી ફકરા ૧૩૮ સુધીમાં ચોકકસ નામાંકિત અશો નરોને **તેઓના નામથી** યાદ કરીને તેઓનાં ફ્રો-હરોને આરાધ્યાં છે. ફકરા ૧૩૯ થી ફકરા ૧૪૨ સુધીમાં નામાંકિત અશો નારીઓને **તેઓના નામથી** યાદ કરીને તેઓનાં ફ્રોહરોને આરાધ્યાં છે. ત્યાર પછી કરદા ૩૧ વાલા ફકરા ૧૪૩ અને ૧૪૪ માં જુદા જુદા દેશોના અશો નર અને અશો નારીઓનાં ફ્રોહરોને આરાધીને પછી ફકરા ૧૪૫ માં તમામ દેશોનાં યાને આખી દુન્યાનાં અશો નર અને અશો નારીઓનાં ફ્રો-હરોને, બીજા બોલોમાં ગય-મરેથ્નથી યાને ગયોમર્દથી સોસ્યોશ સુધીના તમામ અશોઓનાં ફ્રોહરોને **એક સામટાં** યાદ કીધાં છે. પછીના ફકરાઓ (૧૪૬ થી ૧૫૭ સુધી) અનેક અતિ અગત્યની વાતો આવી છે અને છેવટના ફકરા ૧૫૭ માં અશોઓનાં ફ્રોહરોને હરહંમેશ યાદ કરીને, તેઓને બોલાવીને આરાધવા માટે માણસોને સખ્ત તાકીદ કીધી છે, કે જેથી જ્યારે તે ફ્રો-હરોને પાછાં પોતાની અસલ જગ્યાએ જાય ત્યારે તેઓ ખાલી હાથે ન જાય, પણ દાદાર અહુરમજ્દ અને અમેષનાંમ્ સ્પઁતનાંમ્ યાને વૃદ્ધિ કરનાર અને અમર્ગ જેઓ અહુરમજ્દના છ સર્વોત્તમ ગુણો છે, તેઓની હજુરમાં માણસો તરફથી થયલાં કીર્તિનાં ગાયન અને ભકિત પોતાની સાથે લઇ જાય. ત્યાર પછી છેવટે દુઆ ગુજારવામાં આવી છે કે "હમો મજદયસ્નોનાં આ ઘર-માંથી તે ફ્રોહરો પોકારતાં (છઆને નાખુશ થએલાં) નહીં જાએ." આવી રીતે ફકરા ૧૫૭ થી નામાચી ફ્રવર્દીન યશ્ત પૂરી થાય છે. આવી રીતે યશ્તમાં આવેલી બાબદોની ટુંક પણ સ્પષ્ટ સમજ લઇને હવે આપણે યશ્તની તુલોતવીલ તપાસ લેવાની શરૂ કર્યે છીએ.

### ફ્રવર્દીન યશ્તની તુલોતવીલ તપાસ

મારે શરૂઆતમાંજ જણાવી દેવું જોઇએ કે મારી તપાસમાં તુરંગોને સ્થાન નથી અને આ તપાસમાંથી જે ખરી મતલબ ઉપર તરી આવે છે, તેજ મારી યથા શકિત મુજબ, દેખાડવાની મારી મતલબ છે. એ તપાસમાં કાંઇ પણ flights of fancy યાને અનિશ્ચિત તુરંગી અનુમાનોની જગા નથી. મને જે અક્કલ અનુસાર જણાયું તેજ માત્ર મેં જણાવ્યું છે. મારૂં માનવું છે કે આખી ફ્રવર્દીન યશ્ત ઘણીજ અક્કલ અનુસાર રીતે લખાયલી છે. તેની મહત્વતા ઘણી જ ભારે છે, કે જે એક ખરા અને ખંતીલા અભ્યાસીને સહેલથી સમજાશે. સાથે સાથે મારે અત્રે કબુલ કરી દેવું જોઇએ કે હું અવસ્તા ભાષાનો અભ્યાસી નથી. તેથી ગાથા સોસાયટી, જેની આગળ અનેક વેલા આ બાબદ મેં ટુકડે ટુકડે સમજાવી હતી, તેનાં વિદ્વાન સરનશીન મર્હુમ શેઠ બહેરામગોર તેહમુરસ અંકલેસર્યા તેમજ બીજા ભણેલા સાહેબો તરફથી મને ભાષા સમજવા માટે ઘણી મદદ મળી હતી.

### યશ્તમાં મળતી સૃષ્ટિની શરૂઆતની બાબદો

**કરદો ૧ લો ફકરો ૧ લો**—હવે આપણે યશ્તની વિગતે તપાસમાં ઉતરતાં પહેલા કરદામાં દાખલ થઇએ છીએ, જેમાં દાદાર અહુરમજદ શરૂઆતમાં જ કહે છે કે "અશોઓનાં ફ્રેરોહરો મારી મદદે આવ્યાં અને મને ટેકો આપ્યો." ત્યારે ફ્રેરોહરો શું છે? પહેલી પણ ટુંક નજરે કોઇ એજ સવાલ ઉઠાવે કે શું દાદાર અહુરમજદ ફ્રેરોહરોની મદદ વગર પેદા કરી શકવાની હાલતમાં ન હતા? આ સવાલનું નિરાકરણ જ્યારે આપણે ફ્રેરોહરો પોતાની જાતમાં, in their own essence, શું છે તે જાણયે ત્યારે જ થઇ શકે.

### ફ્રેરોહરો પોતાની જાતમાં in their own essence શું છે?

હું ફ્રેરોહરોને અહુરમજદનાં પોતાના અંશો તરીકે ગણું છું. તેઓ પોતાની જાતમાં, પોતાનાં essence માં ખુદાની જાત સાથે એકજ છે અને **તમામ ફ્રેરોહરોનો જમેલો** તે જાણે કે દાદાર અહુરમજદ પોતે છે. છતાં પણ ફ્રવર્દીન યશ્તમાં છુટાં છુટાં ફ્રેરોહરોની વાત આવી છે, તે ઉપરથી ગુંચવાડામાં પડવાનું કાંઈ કારણ નથી. પવિત્ર ગાથાવાળા હા ૩૧ ના સાતમાં ફકરામાં અશો જરથુસ્ત્ર જણાવે છે કે, "અએ અહુરમજદ! તું હમેશાં એક સરખો (હામો) છે," એટલે કે અહુરમજદનું અસ્તિત્વ ભાંગતુટ વગરનું, અવિ-

ભાજ્ય (indivisible) છે. હવે જો આપણે એક વેલા કહીએ કે ફ્રરોહરો યશ્તમાં જુદાં જુદાં દેખાય છે, અને સાથે સાથે વળી કહીએ કે તેઓનો આખો જમેલો તે અહુરમજ્દ જ છે તો તેવું બોલવું કોઇને સામસામું જતું contradictory જેવું દેખાય. એટલે કે ગાથા પ્રમાણે જો અહુરમજ્દ હંમેશાં 'હામો' યાને એક સરખી હાલતનો, ભાંગતુટ વગરનો છે, તો પછી જો ફ્રવદીંન યશ્તમાં ફ્રરોહરો જુદાં જુદાં દેખાય છે, તો તેઓનો તમામ જમેલો તે અહુરમજ્દ પોતેજ છે એમ ઠેરવી શકાય નહી, અને અહુરમજ્દ indivisible નથી પણી divisible છે, યાને તે જુદા જુદા ભાગોમાં વ્હેંચાયલો છે એમ કદાચ લાગે. પણ સહેજ ઉંડો વિચાર કરતાં સમજી શકયે છીએ કે ફ્રરોહરોને તમામ સૃષ્ટિમાં ફરી વળીને તમામ પેદાયશો તેમજ તમામ માણસોમાં જુદા જુદા અંશો તરીકે કામ કરવું પડે છે, તે બાબદ સમજાવવાને માટે જ ન છુટકે એવાં કહેવાતાં જુદાપણાંની વાત કરવી પડે છે.

જો ફ્રરોહરો અહુરમજ્દથી પોતાની જાતમાં જુદાં હોય, યાને તેઓ અહુરમજ્દની એક સરખી, 'હામો' વાલી હાલત દેખાડતાં ન હોય, તો તેવું જુદાપણું ધરાવનારાં યાને અહુરમજ્દથી ઓછી હાલત ધરાવનારાં ફ્રરોહરોને, યશ્તના પહેલા ફકરામાં જણાવ્યા મુજબ, દાદાર અહુરમજ્દ પોતાની મદદે બોલાવે, તો તે કારણે દાદાર અહુરમજ્દમાં કાંઇક કમીપણું દેખાય છે. પણ જ્યારે અહુરમજ્દ એ તેઓને ખચીતજ પોતાની મદદે બોલાવ્યાં હતાં તે દેખાડે છે કે તેઓ અહુરમજ્દની જાતથી જુદાં તેમજ તેઓ અહુરમજ્દથી કોઇપણ રીતે ઉતરતી હાલતનાં હોઇ શકે નહીં. ફ્રરોહરોનો જમેલો તેજ અહુરમજ્દ છે, અહુરમજ્દ તેજ ફ્રરોહરો છે.

### અહુરમજ્દ અને ફ્રરોહરો વચ્ચે થોડોક ફરક દીસે છે ખરો પણ તે ખરી મતલબ સમજાવવા માટે જ રાખવામાં આવ્યો છે. ફ્રરોહરોને કોઇપણ ચીજ પેદા કરતાં તરીકે જણાવ્યાં નથી.

દાદાર અહુરમજ્દ પોતે એકલો 'દથુષો', દઢવાઓ યાને પેદા કરનાર Personal Creator છે. પેદા કરવાનું કામ તેનું પોતાનું જ છે. અને જેમ જેમ શરૂઆતથી જ દાદારની પેદાયશો થતી જાય છે, તેમ તેમ તે પેદાયશોની અંદર રહીને તેઓની ઉન્નતિ કરવાનું, તેઓની પાસબાની કરવાનું યાને તે પેદાયશોને 'વિદ્યારયેન' ટકાવી રાખવાનું કામ દાદાર અહુરમજ્દ ફ્રરોહરોની મદદથી જ કરે છે.

અહુરમજ્દનું પેદા કરવાનું કામ રોજે અવલથી ચાલુ છે. તેણે તમામ સૃષ્ટિને શરૂઆતમાં એકજ વેળાએ પેદા કીધી નથી. પ્રગતિકરણ evolution ને કાયદે તમામ સૃષ્ટિ બનતી જાય છે ને કામ હજુ ચાલુ જ છે. પદાર્થ, matter નાં ફોર્મનું પ્રગતિકરણ થવું ચાલુ જ છે. સર એસ. રાધા કિશ્નાન પોતાની My Search for Truth નામની ચોપડીમાં ખુદાને એક Personal Creator તરીકે ગણીને તે પેદા કરવાનું કામ ચાલુ જ છે, એમ જણાવે છે. Illustrated Weekly of India ના તા. ૨૦ જુલાઇ ૧૯૪૭ અંકમાં ઉપલી ચોપડીનો રિવ્યુ લેનાર R. El. A. એક ઉતારો આપે છે. સર રાધા ક્રિશ્નાન કહે છે.

"God is not the great Silent Sea of infinity in which the individuals lose themselves, but the Divine Person who inspires the process first, last and without ceasing. To say that God created the world is an understatement. He is creating now and for all time. God as person is deeply concerned in the affairs of this world. He is the friend, judge and the redeemer of mankind."

મારા "ધાર્મિક વિષયો. ફ્રવષીની ફીલસુફી" વાલી પ્રગત થયલી ચોપડીમાં વિશ્વ વિખ્યાત કવી રવીન્દ્રનાથ તાગોરની Religion of Man નામની ચોપડીમાંથી એક ઉતારો આપ્યો છે, તેમાં અશો જરથુસ્ત્રની the doctrine of monotheism, યાને એક ઇશ્વરવાદની સમજણ આપતાં કહ્યું છે કે: "Let me assert my faith by saying that ... man as a creation, represents the Creator, and that is why ... man realises in his individual spirit a union with a spirit that is everywhere."

### ફ્રોહરોની ઉત્પતિ કેમ અને કયાંથી થઇ તે બાબે ફ્રવદીંન યશતમાં ખુલ્લું લખાણુ આવ્યું નથી

દાદાર અહુરમજ્દ અને ફ્રોહરો વચ્ચેનાં સંબંધ બાબે આપણે અત્રે ઘણું ટુંકમાં જણાવ્યું છે. તે બાદ તેમજ બીજી અગત્યની બાબદો, જેવી કે ફ્રોહરો અહુરમજ્દનાં પોતાનાં 'મઇન્યુ', મીનો, (Holy Spirit), 'સ્પેંત

મઇન્યુ' માંથી નીકળ્યાં, તેમજ 'સ્પેંત મઇન્યુ' પોતે અહુરમજ્દમાંથી નીકળ્યો, અને આ રીતે જરથોશ્તી ધર્મમાં અહુરમજ્દ, 'સ્પેંતમઇન્યુ' અને ફ્રોહરોનું જાણે કે એક જાતનું triad ત્રિશુળ બન્યું, કે જે જરથોશ્તી ત્રિશુળના વિચાર ઉપરથી ખ્રિસ્તી ધર્મવાલાઓએ પોતાની God the Father, God the Son, and God the Holy Ghost ની બનેલી એક Trinity કેમ બનાવી, અને જરથોશ્તી **ત્રિશુળ** અને ખ્રિસ્તી **ત્રિનીતી** વચ્ચે શું ફરક રહ્યો અને તેવો ફરક કાં રહ્યો, એ અને એવી બીજી બાબદો બાબે મેં મારી A New Interpretation of the Spentâ Mainyû...the Progenitor of Fravashis in the Avesta, and of the Christos or the Christ-Concept and of Logos in Christianity, એવાં નામની ચોપડીમાં, તેમજ મારી "ધાર્મિક વિષયો, ફ્રવશીની ફીલસુફી" નામની ગુજરાતીમા લખાયલી ચોપડીમાં લંબાણથી વિવેચન કર્યું છે. તેનો અભ્યાસ કરવાનો આગ્રહ કરીને આપણે આપણા વિષયમાં આગલ ચાલીશું.

યશ્તના પહેલા ફકરામાં, આપણે જણાવી ગયા તેમ, દાદાર અહુરમજ્દ કહે છે કે "અશોઓનાં ફ્રોહરો મારી મદદે આવ્યાં અને મને ટેકો આપ્યા." વિદ્વાન એર્વદ કાવસજી કાંગાજી 'અષઓનામ' શબ્દનો તર્જુમો "અશો (લોકો) ના" એમ કરે છે, તે ભુલભર્યું લાગે છે કારણ કે યશ્તનાં પહેલા ત્રણ ફકરાઓમાં સૃષ્ટિની પહેલી શરૂઆતની વાત કીધી છે, તે વખતે તો માણસો પેદા થયેલાં પણ ન હતાં. આથી 'અષઓનાંમ' શબ્દોનો તર્જુમો 'અશોઓનાં' એટલો જ થવો જોઇએ છે.

હવે આ ફ્રોહરોએ શું કીધું? ફકરા બીજામાં અહુરમજ્દ કહે છે કે ફ્રોહરોનાં "તેજ અને પ્રતાપ," '(રય) અને 'ખરેનંઘ્રહ,' ને લીધે "આએ આસ્માન (અસ્મન) જે બુલંદ, ચલકાતવાળું તથા દેખામણું છે, અને જે (અસ્મન) આએ પૃથ્વીને આસપાસ ઘેરી લે છે. તેને હું ટકાવી રાખું છું."

### પહેલી પેદાયશ આસમાન, ('અસ્મન') શું છે?

આએ પૃથ્વીની આસપાસ થોડાક માઇલ સુધી ફેલાયલું atmosphere વાતાવરણ તે ફ્રવર્દીન યશ્તવાળું 'અસ્મન' આસમાન નથી. કારણ કે યશ્તમાં આવેલી મતલબ મુજબ 'અસ્મન' તો આખી સૃષ્ટિની આસપાસ અને તેની અંદર ફેલાયેલો એવો કોઇ અતિ સુક્ષ્મ પદાર્થ છે કે જેની અંદર અને જેની મદદથી જ સૃષ્ટિમાં આવેલી ખોરશેદ, માહતાબ, સેતારાઓ વગેરે અનેક પેદાયશો પોત-

પોતાનાં વર્તુલમાં ફરે છે અને ટકી રહે છે. મહુંમ વિદ્વાન એર્વદ શેહર- યારજી દાદાભાઇ ભરૂચા પોતાની નામીચી રીસ્તિસ્તાન નામની કેતાબનાં પાનાં ૩૧૧ માં જણાવે છે કે "અવસ્તામા આવેલું 'અસ્મન' તે 'ઇથર' (અથીર= ether) નામનો એક તેજોમય અતિ સુક્ષ્મ વાયુરૂપી પદાર્થ જેને સંસ્કૃતમાં 'આકાશ' કરી કહે છે તે છે." હજારો વર્ષો પછી હાલનું સાયન્સ પણ કહે છે કે 'ઇથર' ની અંદર જ તમામ સૃષ્ટિ ટકી શકે છે, પોતાનું કાર્ય કરી શકે છે તે વાત આપણા અસલનાં વડવાઓનું સાયનટિફીક જ્ઞાન દેખાડે છે.

## અરેદ્વીસૂર અનાહિત શું છે?

આસમાનની વાત કીધા પછી ફકરા ૪ થી ૮ માં જણાવ્યું છે કે ફરોહરોની મદદથી જ હું યાને દાદાર અહુરમજદ મારી 'અરેદ્વીસૂર અના- હિત' ને 'વિધારયેન' કરૂં છું, યાને ટેકાવી રાખું છું. આ અરેદ્વીસૂર અના- હિતને નિર્મલ, ઓહોલી વહેતી તંદોરસ્તી આપનારી, દેવથી જુદી, હોરમ- જદનાં તરીકા મુજબ ચાલનાર, આરાધનાને લાયક, જીંદગીને વધારનારી અશો, ટોળાંને વધારનારી અશો,...દેશોને આબાદ કરનારી અશો વગેરે જણાવી છે. અને તેને આરાધવાને (યજ કરવાને) માટે અહુરમજદ અશો જરથુસ્ત્રને તાકીદ કરે છે. અરદ્વીસૂરની વધુ સિફતો જણાવતાં કહ્યું છે કે તે "મરદોની મનીને, માતાઓનાં ગર્ભસ્થાનને પવિત્ર કરે છે...જનનારી માતાઓને લાયક તથા વખતસરનું દુધ આપે છે." આ દેખાડે છે કે અરેદ્વી- સૂર કોઇ આ દુનીઆ પરની નદી યા દર્યો હોઇ શકે નહીં. વધુ જણાવ્યું છે કે આ અરદ્વીસૂર "આ જમીન ઉપર જે તમામ નદીઓ વહે છે તેઓના જેટલી મોટી છે." "તેના તમામ કીનારા વોઉરૂ-કષ દર્યા સાથે જોડાઇ જાય છે. તેની નદીઓમાંની હજાર નદી તથા નાળાંઓમાંના હજાર નાળાં છે. તે નદી- ઓમાંની કોઇબી નદી, તે નાળાંઓમાંનુ કોઇબી નાળું (પસાર કરવા સારૂં) એક તેજ ઘોડાવાળા સવારી કરનાર મર્દને ચાલીસ દહાડાની સવારી જોઇએ." વધુ કહ્યું કે "આએ મારી એક નદીનું (ટેક્સ્તમાં 'આપો' યાને પાણીઓ એવો શબ્દ બહુ વચનમાં છે) નાળુ, તમામ હફ્ત કેશ્વર તરફ ચોમેર પોહોંચે છે...**તેનું પાણી ઉનાળામાં તેમજ શિયાળામાં એક સરખી રીતે પુરૂં પાડે છે,"** વિગેરે.

**અરેદ્વીસૂર અનાહિત** યાને નિર્મલ, (undefiled, always pure) અરેદ્વી બાબે જે સિફતો જણાવી છે તેનો સંભાળથી અભ્યાસ કરતાં જણાય

છે કે તે આ દુનિયા પરની કોઇ નદી યા દર્યો નથી. ત્યારે તે શું છે?

### અરેદ્વિસૂરનાં 'આપો' (પાણીઓ) ને મીનોઇ પ્રવાહો છે. તેઓ Celestial Waters, Cosmic forces છે

આ 'આપો' (પાણીઓ), પ્રવાહો આ દુનિયામાં તેમજ સૃષ્ટિમાં ચાલુ અને ચાલુ **નીચેથી ઉપર અને ઉપરથી નીચે** વહ્યા કરે છે. મર્હુમ વિદ્વાન બાળ ગંગાધર તિલક પોતાની Arctic Home in the Vêdas વાલી ચોપડીનાં નવમાં પ્રકરણમાં Celestial Waters યાને, મીનોઇ પ્રવાહોની જે વાતો વેદમાં આવી છે તે જણાવે છે અને ત્યાં તે વિદ્વાન આપણી વંદીદાદની ૨૧ મી પરગર્દનાં ચોથા ફકરા ઉપર ધ્યાન ખેંચે છે. અરદ્વીસૂરને લગતી અતિ રસીલી બાબદ ઉપર મેં મારી 'ધાર્મિક વિષયો' વાલી ચોપડીમાં, પાના ૧૧૫ થી ૧૨૬ માં, "અરદ્વીસૂર આ દુનીયા પરની કોઇ નદી યા દર્યો નથી," એવાં મથાળાં હેઠળ એક વિષય લખ્યો છે તેમાં આપણી બાબદને વિગતે સમજાવી છે, તેનો અત્રે હવાલો આપીને આપણે સંતોષ પકડીશું.

'અસ્મન' અને અરેદ્વીસુરની વાત કીધા પછી ફ્રવદીન યશ્તનો વિદ્વાન લખનાર ફકરા ૯ અને ૧૦ માં જણાવે છે કે દાદાર અહુરમજ્દ ફ્રોહરોની મદદથી **આ પૃથ્વીને** 'વિધારયેન' કરે છે, **ટેકાવી** રાખે છે. "આ પૃથ્વી આપણી દુન્યા સારી નેઆમતની માતા છે, જેની ઉપર ઝરાના અને નદીના પાણી વહે છે, તેની ઉપર પુષ્કળ જાતનાં ઓરવરો, પશુ તથા માણસનાં પોષણ માટે...જમીનમાંથી ઉગે છે" વગેરે.

ફકરા ૧૧, ૧૨ અને ૧૩ માં ઘણી અગત્યની પણ સમજવાને કઠણ એવી વાતો આવી છે. ફકરા ૧૧ માં આવ્યું છે કે ફ્રોહરોની મદદથી બચ્ચાંઓને તેઓનાં માતાઓ (નાં પેટ) માં દાદાર અહુરમજ્દ નહીં મરણ પામતાં ટેકાવી રાખે છે.

### માણસોની અંદર ફ્રોહરોનું કાર્ય કેવી રીતનું રહ્યું છે?

આપણે જાણીએ કે માણસોની અંદર અહુ, દએન, બઓધ, અને ઉરવાન, (=રવાન) ઉપરાંત ફ્રોહર પણ રહેલું છે. રવાન (Soul) ને પોતાની મરજીનું છુટાપણું (freedom of the will) મલ્યું છે તેની રૂએ એક માણસ પોતાને ગમે તો સારો રસ્તો પકડે છે, અને ગમે તો ખોટો રસ્તો પકડે છે.

એક માણસને મરજી પ્રમાણે કામ કરતાં કોઇ અટકાવતું નથી, કારણ કે ખુદાતાલાની રચના, તેની મરજી, એવી છે કે માણસ પોતે થોકરાઇ થોકરાઇને આયંદે પોતાનું 'ફ્રશોગદ' પોતે જ કરે. આ કારણે માણસની અંદરનું ફ્રેરોહર માણસની મરજીની વચ્ચે સીધી રીતે (directly) આવતું નથી, પણ ફક્ત રવાનના સલાહકાર, રહેબર (guide) તરીકેનું જ કામ તે કરે છે. આમ છે છતાં ફકર ૧૧, ૧૨ અને ૧૩ માં જ્યારે બાળકો **પોતાના માતાના પેટમાં** હોય છે, **તેટલો વખત** ફ્રેરોહરો તે બાળકોને સીધી રીતે (directly) ટેકાવી રાખે છે, તેઓને "બચેલાં તથા નહિ મરણ પામતાં" જાળવી રાખે છે, એમ જણાવ્યું છે. તેનું કારણ શું? કારણ સહેલું છે અને તે એ કે જ્યારે બાળકો માતાના પેટમાં હોય છે, ત્યારે તેઓનાં માબાપો, કે કોઇ બીજાંઓ દાખલા તરીકે દાકતરો વિગેરે, તેઓને **સીધી રીતે,** (directly) પુરતી મદદ કરી શકતાં નથી. તેથી કરીને માતાનાં પેટમાં રહેલાં બાળકો ટેક્તમાં જણાવ્યા પ્રમાણે, 'વીઘોતુ', જેને મહુંમ વિદ્વાન સોરાબ જ. બલસારા એમ. એ. નાશ કરવાવાલી શક્તિ, (the agency tending towards extinction of life) તરીકે જણાવે છે, તેથી હલાક થઇ ન જાય તે માટે દાદાર અહુરમજ્દ ફ્રેરોહરો માર-ફતે તે બચ્ચાંઓને ટેકાવી રાખે છે, તેઓને જીવતાં રાખે છે પણ પછી જ્યારે તે બચ્ચાંઓ આ દુનિયાની રોશની જુએ છે, ત્યારે ફ્રેરોહરોનું સીધી રીતે તેઓને ટેકાવી રાખવાનું કામ પુરૂં થાય છે, કારણ કે તે વખતે અને તે પછી મા બાપો અને દાકતરો વગેરે બીજાંઓ તે બચ્ચાંઓની સંભાળ સિધી રીતે (directly) લઇ શકે છે. આ બાબદને ફકરા ૧૨ અને ૧૩ માં લંબાવી છે. ત્યાં અહુરમજ્દ કહે છે કે ફ્રેરોહરોની મદદ વગર તે બચ્ચાંઓ ઇાં યાને આ દુનિયામાં હયાત રહેતે નહીં. પરિણામ એવું આવતે કે "મારાં પશુઓ અને માણસો"ની આ દુનિયાં ઉપરની સીલસીલાબંધ ચાલુ અને ચાલુ હાજરી વગર "ફ્રશોગદ" થતે નહીં, અને **આ દુનિયા ઉપરનો છેલ્લો રિસ્તાખેજનો વખત** લાવી શકાતે નહીં, પણ તેથી ઉલટું આ દુનિયા ઉપર 'દુજો મનિ-વાઓ' યાને મીનોઈ એટલે અંદિઠ દુજો, એટલે કે નાશકારક શકિતઓનું રાજ્ય ચાલુ રહ્યું હતે. અને તેનું એક બીજું પરીણામ એવું આવતે કે ફકરા ૧૩ માં જણાવ્યું છે તેમ છેલ્લે (પરચએત).

**"અંગ્રમઇન્યુ સ્પેંતા મઇન્યુને તાબે થતે નહિ"**

આની મતલબ એવી રીતે સમજવાની છે કે આ દુન્યા પરના માણ-

સોની હસ્તિની શરૂઆતમાં જ જો બચ્ચાંઓ પોતાના માતાના પેટમાં જ ફરોહરોની સિધી મદદ વગર મરણ પામ્યાં હતે, તો આ દુનિયા ઉપર માણસોનો સેલસેલો રિસ્તાખિજ સુધી ચાલુ રહયો ન હતે અને જો માણસો હતે જ નહીં તો જે અંગ્રમીનો (the cause of mischief in the human constitution) હાલમાં માણસોમાં કાર્ય કરી રહયો છે તેની હસ્તિની જરૂર જ રહેતે નહીં, અને તેથી ટેક્ષ્તમાં જણાવ્યું છે તેમ તે દ્રુજેમનિવાઓ યાને મીનો એટલે ગેબી દરૂજોનું (જોર) ફાવતે અને તેથી "ત્યાર પછી અંગ્ર મઇન્યુ ભલી સ્પેનામીનોને તાબે થતે નહીં."

બીજા બોલોમાં ખુદાતાલાની માણસોને આ દુનિયા ઉપર પેદા કરીને આયંદે રિસ્તાખિજ અને ફ્રશોગર્દ કરવાની નેમ, the goal in the mind of Mazda, બર આવતે નહીં, ખુદાની નેમ જાણે કે તમામ બરહમ જતે.

**ત્યારે અંગ્રમઇન્યુ કોણ છે, શું છે?**

અંગ્રમઇન્યુ અકોમન, બુરૂંમન એક કોતાહી કરનારી **શકિત** છે. તે કોઇ **મીનોઈ હસ્તિ** entity નથી, કે જે કોઇકો ભુલથી ધારે છે તેમ હમેશાં ખુદાતાલાની સામે કાર્ય કરે છે. જો કોઈ હસ્તિ Entity ખુદાતાલાની સામે થઇ શકતી હોય તો પછી ખુદાતાલાને સર્વ શકિતવાન Omnipotent તરીકે આપણે ગણી શકયે નહીં.

અંગ્રમઇન્યુ કોઇ મહા બળવાન બુરી હસ્તિ, (entity) નથી, કે જે હંમેશાં અહુરમજદની સામે થઇ શકે છે, એ બાબદ મેં લંબાણથી આગળ જણાવેલી A new Interpetation of Spênta-Mainyû, Mazda's own Holy Spirit...વાલી ચોપડીમાં તેમજ મારી "ધાર્મિક વિષયો—ફ્રવષીની ફીલસુફી" વાલી ગુજરાતીમાં લખાયલી ચોપડીમાં બતાવી છે, તેનો સંભાળપુર્વક અભ્યાસ કરવાનો આગ્રહ કરૂં છું.

**અંગ્રમઇન્યુ બાબે પાછલાં લખાણોમાં આવી ભૂલ થવાનું કારણ શું?**

પવિત્ર ગાથામાં તેમજ અવસ્તાના કોઇક ભાગોમાં માણસની અંદર કામ કરતી બે **શકિતઓ,** એક 'વધારે ભલી' અને બીજી તેથી ઉલતી યાને 'બુરી' **શકિત** ની વાત આવી છે, તેમાં મજદની સામે કામ કરતી કોઇ પણ કહેવાતી બુરી મીનોઇ **હસ્તિ**ની વાત આવી નથી. આપણાં લખાણોમાં બે ખુદાની વાત નથી. ફકત એકજ સર્વ શકિતવાન મજદની વાત આવી છે, તે બાબે મારી ઉપલી બે કેતાબોમાં વિગતે જણાવ્યું છે.

ફકરા ૧૪, ૧૫ અને ૧૬ માં પૃથ્વીની પેદાયશની વાત કરતાં ફ્રોહરોની વાત આગલ ચલાવી છે. કહ્યું છે કે ફ્રોહરોનાં તેજ અને પ્રતાપથી પાણીઓ અખુટ જથ્થામાં વહે છે, ઝાડપાનો જમીનમાંથી ઊગે છે; વાદળાંને લઇ જતા પવન ફુંકે છે; માતાઓ સહેલાઇથી બચ્ચાંનો જન્મ આપે છે; તેઓનાં તેજ અને પ્રતાપથી ઉપર જણાવેલા માણસામાં "સરદારી ભોગવનાર મિજલસામાં દીનના કલામ સમજાવનાર, અક્કલને પસંદ કરનાર એક નર પેદા થયો છે,...કે જે દીનની તકરારોમાં 'ગોતમના નોધસ' સામે ફત્તેહમંદ ઉતર્યો છે."[1] તેઓનાં તેજ અને પ્રતાપથી ખોરશેદ, માહતાબ અને સેતારાઓ "પોતાના પથ=path યાને માર્ગ તરફ જાય છે," એટલે કે અષના કાયદા મુજબ નિયમીત ગર્દશ કરે છે.

ફકરા ૧૭, ૧૮, ૧૯ માં પૃથ્વીની વાત ચાલુ રાખતાં ફ્રોહરોની વધુ ખુબીઓ જણાવી છે ભયંકર લડાઇઓમાં ફ્રોહરો માણસો તરફથી ભાગ લે છે. આ બાબે આપણે આગળ ચાલતાં બીજા ફકરાઓમાં વધુ જોઇશું. ફકરા ૧૭ માં એક અગત્યની વાત કીધી છે, અને તે એકે "પોર્યોતકએષમાંના જે અશો માણસો હતાં તેઓનાં, તેમજ હવે પછી જન્મ પામનારા નરો જે દુનિયાને નવેસરથી તાજગી આપનારાં સઓષ્યંતો છે, તેઓનાં ફ્રોહરો ઘણાંજ જોરેમંદ હોય છે." પછી ફકરા ૧૭ માં વધુ કહ્યું છે કે

**"જીવતાં અશો માણસોનાં ફ્રોહરો ગુજરેલાંઓનાં ફ્રોહરો કરતાં વધારે જોરેમંદ હોય છે."**

અત્રે જરથોસ્તી દીનની એક ખાસ ખુબીની વાત વર્ણવી છે. સાધારણ રીતે આપણે **આપણી આગલ થઇ ગયેલાં** અશો માણસોની અને તેઓનાં ફ્રોહરોની વાત કર્યા કર્યે છીએ, તે તમામ વાસ્તવિક છે. આપણા થઇ ગયલા અશો વડવાઓ, બાપ દાદાઓની કીર્તિ ગાયા કર્યે, એ આપણી ફરજ છે. પણ તેથી એમ નથી કહતું કે હાલનાં તેમજ હવે પછી થનારાં અશો માણસો કોઇપણ રીતે કમીજ ઉતરશે, કારણ કે આપણે જાણ્યે છીએ કે દુનિયા પ્રગતિકરણમાં આગલ વધે છે અને તે આગલ વધતાં અશો માણસો પણ આગલાં અશો માણસોની માફક પોતપોતાની જીંદગીનું ફ્રશોગર્દ કરવાના કામમાં પોતાનો હિસ્સો આપવાનાં છે, અને તેમ કરીને આ દુનિયા પરના છેલ્લા વખતમાં થનારા રિસ્તાખિજ માટેનો ફાલો પોતપોતાની મકદુર પ્રમાણે આપી જવાનાં છે. આ કારણને લીધે જ ફ્રવર્દીન યશ્તનો લખનાર

1. 'ગોતમ' બાબે જુએ યશ્ત બા માએની ત્રીજી આવૃતી, ડાંગાજી, પાનું ૧૭૭

જણાવે છે કે હરએક જમાનામાં "જીવતાં અશો માણસોનાં ફરોહરો ગુજરેલાંઓનાં ફરોહરો કરતાં વધારે જોરેમંદ હોય છે." ખરી મતલબ એવી થાય છે કે જીવતાં માણસો હરેક જમાનામાં દુનિયાને વધુ અને વધુ આગલ વધારવામાં પોતાનો વાસ્તવિક ફાળો આપ્યાં જાય છે. ગુજરેલાં માણસોનાં કરતાં તેઓ સારી હાલતમાં મુકાયેલાં હોય છે, તે કારણે જીવતાં માણસોનાં ફરોહરો પણ વધુ કામ કરવાની હાલતમાં હોય છે અને તેથી જીવતાં માણસોનાં ફરોહરોને ગુજરેલાંઓનાં ફરોહરો કરતાં "વધારે જોરેમંદ" ગણ્યાં છે. ફકરા ૧૭ માં વધુ જણાવ્યું છે કે "ભયંકર લડાઇઓમાં અશો માણસોનાં ફરોહરો મદદ બાબે ઘણાં જ દાનેશમંદ હોય છે," તે વાતને ફકરા ૧૮ માં આગલ લંબાવી છે અને કહયું છે કે જો "કોઈ દેશનો આપ અખત્યાર પાદશાહ જીવતાં જીવત ફરોહરોને માટે સારી ભેટો લઇ જાય તો તે...એક ઘણોજ જોરેમંદ રાજકર્તા થાય છે." આ ઉપરથી દિસે છે કે **અસલી ઇરાનીઓ હમેશાં એક રાજકર્તા યાને King યા Monarch તેઓની ઉપર રાજ કરે એવું ચાહતા હતા.** પણ તે રાજકર્તા એવો સારો હોવો જોઇએ કે જે અશોઓનાં ફરોહરોને હમેશાં આરાધતો રહે, યાને કે તે આપ અખત્યાર હોવા છતાં ફરોહરોનાં યાને ખુદાના કાયદા મુજબ ચાલનારો હોય. જો રાજકર્તા સારો હોય તો રઇયત પણ સારી નિવડવાની કોશેષ કરે, અને હમેશાં આબાદ રહે. આ કારણે અસલી ઇરાનની તવારીખમાં આપણે જોઇએ છીએ કે રાજકર્તા તેમજ પ્રજા વર્ષના છેડેના પવિત્ર ફ્રવર્દીગાનના દિવસોમાં પુરતી અશોઇ સાથે બંદગીમાં મશગુલ રહેતાં હતાં.

તવારીખી બાબદ છે કે એક વેળાએ હાથ હેથળના કોઈ રાજ્યના એલચીઓ ખંડણી આપવા ઇરાન આવ્યા, ત્યારે ફ્રવર્દીગાનના પવિત્ર દિવસો હતા અને તે કારણે તે એલચીઓને તે દિવસો ઉપર કંઇ પણ કામ બજાવ્યા વગર થોભવું પડયું હતું. આ બાબદ શહેનશાહ નોશીરવાનના વખતમાં બની હતી. અસલમાં પવિત્ર ફ્રવર્દીગાનના દિવસોની આવી મહત્વતા હતી. તેથી બની શકે ત્યાં સુધી આપણ હાલનાં જરથોસ્તીઓ કાં નહિ એ પવિત્ર દિવસો જરૂરી પવિત્રાઇથી પાલ્યે. ફ્રવર્દીન યસ્તની મતલબ પુરી સમજ્યે ત્યારે જ વર્ષની આખરીનાં હમસપથમએદમ ગાહામ્બારનાં વખતના દસ દિવસો કાં અતિ અગત્યનાં ગણાયા છે તે સમજી શકયે. જયારે આપણે 'યાઑ વીસાધ્' વાલા યસ્તનાં ૧૩ માં કરદા ઉપર આવીશું ત્યારે ફ્રવર્દીગાનના દસ દિવસે બાબે

વધુ જોઇશું. આ પછીના ફકરા ૧૯ માં એક વાર ફરીથી જેમ પહેલા ફકરામાં અહુરમજદએ અશો જરથુશ્ત્રને જણાવ્યું હતું તેમ તેવણ જરથોસ્તને પાછું જણાવે છે કે "અશોઓનાં જોરાવર ગાલેબ ફરોહરોનાં કૌવત, એજમત, ખોરેહ, મદદ તથા ખુશાળી બાબે તુંને મેં જાહેર કીધું હતું તે પ્રમાણે અશોઓનાં જોરાવર ફરોહરો મારી મદદે પોંહોચ્યાં હતાં (તથા) મને કુમક આપી હતી." આ શબ્દોથી ફરવદીંન યશ્તનો **પહેલો કરદો** પુરો થાય છે, અને કરદો બીજો ફકરા ૨૦ થી શરૂ થાય છે.

ફરોહરોની મહત્વતા બાબે જે પહેલા કરદામાં વિવેચન કરવામાં આવ્યું છે તે બાબે ફરીથી યાદ આપતાં વીસમાં ફકરામાં અહુરમજદ જરથોસ્તને કહે છે કે "જો આ હાડમંદ દુનિયામાં તારી ઉપર બાસ્તીભરેલ', આડા અટડા ભયાનક રસ્તાઓની દહેશત આવી પડે, (તથા) અગરજો, અએ જરથોસ્ત! (તારાં) બદનની ફીકર હોય તો (એકવીસથી પચીસમાં ફકરામાં જણાવેલા) ફત્તેહ આપનારાં કલામો પહેલાં મનમાં યાદ કરનારો થઇને પછી તું મોહટે સાદે ભણ." "અથ ઇમાં વચો દ્રેનજયોઇશ, અથ ઇમાં વચો ફ્રશ્રયાઓ, બારે-શ્દનીશ જરથુસ્ત્ર" યાને "આએ કલામોને પહેલાં તું 'દ્રેન્જ' કર એટલે તેઓ ઉપર મનન કર, અને પછી આ ફત્તેહ આપનારા કલામો તું મોટે સાદે ભણ." આ પ્રમાણે અવસ્તા કલામોની પહેલાં સમજણ લઇને પછી તેઓને મોહટે સાદે ભણવાની તાકીદ કીધી છે. અત્રે જ્ઞાનની હાલત ઉપર ભાર મુકયો છે.

ફકરા ૨૧ થી ૨૫ માં "અષાઉનાંમ્ વંઘ્વુહીશ સુરાઓ સ્પેંતાઓ ફ્રવષયો સ્તઓમિ જઓયેમિ ઉફયેમિ; યજમઇદે નમાન્યાઓ વીસ્યાઓ જંતુમાઓ દખ્યુમાઓ જરથુસ્ત્રોતેમાઓ. હાઇતિશ હાતાંમ...ય થ્રચ અશ્ઘિબ્ઘતો અષવ." એટલે કે "અશોઓનાં ભલાં, શુરાં આબાદી કરનારાં ફરોહરોને હું વખાણું છું, યાદ કરૂં છું તથા (તેઓની) કીર્તી ગાઉં છું. ઘરને લગતાં મહોલ્લાને લગતાં, દેશને લગતાં તથા જરથુસ્ત્રોતેમાઓ (વડા દસ્તુરો)ને લગતાં (ફરોહરો) ને હમો આરાધ્યે છીએ...જે તરફ **રાસ્ત માણસો રાસ્તી ઉપર** પોતાનું દિલ ઘણું જ લગાડનાર હોય છે,...તથા જે તરફ **રાસ્ત માણસ રાજી થયેલો** (હોય છે) તે તરફ ફરોહરો **ઘણાં જ જનારાં** છે. એમ આવ્યું છે.

આ ફકરાઓમાં જરથોસ્તી ધર્મની એક ખાસ ખુબી જણાવી છે, અને તે એ કે ફકરા ૨૫ માં જણાવ્યા મુજબ "રાસ્ત યાને અશો માણસો જેઓ રાસ્તી ઉપર પોતાનું દીલ ઘણું જ લગાડનારાં...હોય છે તેઓની તરફ ફરો-

હરો ઘાણું જ જનારાં હોય છે.' આ ઉપરથી જોઇ શકાય છે કે આપણા ધર્મ મત પ્રમાણે **ખરી અશોઈ વગરનું બધુ ફોકટ છે.**

જે પ્રમાણે ફકરા ૨૧ થી ૨૫ માં આવેલા પવિત્ર કલામોને **મનમાં યાદ કરનાર** થઇને **મોટે સાદે** ભણવા ફર્માવ્યું છે, તેવીજ રીતે ક્રવર્દીન યશ્તમાં બીજે ઠેકાણે પણ **પહેલાં** મનમાં યાદ કરનારો થઇને **પછી** મોટે સાદે ભણવાની તાકીદ કીધી છે. આ બાબદ વળી હોરમજદ યશ્તના ફકરા ૧૦ અને ૧૧ ઉપર આપણને લઇ જાય છે. હોરમજદ ત્યાં કહે છે કે "અએ જરથોશ્ત! અગર તું ચાહે કે 'દ્રએશ' 'બષ્ય' યાને ખરાબ માણસોની, જાદુગરોની, પરીઓની, જુલ્મગારોની, કીકોની, કરપોની...ઘાટકી વાવતો લઇ જનારાં લશ્કરોની ખરાબીઓને તું તોડનારો થાએ તો તું (ફકરા સાત અને આઠમાં જણાવેલાં) મારાં વીસ નામોને (પહેલાં) **મનમાં યાદ કરનાર** (દ્રેનજ્યો) થઇને (પછી) દરેક દિવસ અને રાત **તું મોટે સાદે ભણ."** તેમજ હોરમજદ યશ્તના ફકરા ૧૬ માં અને સત્તરમાં જણાવ્યું છે કે ફકરા ૧૨ થી ૧૫ માં આવેલાં હોરમજદનાં બીજાં બાવન નામોને "જે શખ્સ (પહેલાં) **મનમાં યાદ કરનારો** (દ્રેનજ્યો) થઇને પછી દરેક દિવસ અથવા દરેક રાતે **મોટે સાદે ભણે......" તો તે** શખ્સને કાંઇ પણ ઇજા થાય નહીં.

"મનમાં યાદ કરનારો થઇને એટલે મનન, meditation કરીને, હોરમજદનાં નામો મોટે સાદે ભણે તો તે માણસને કાંઇપણ ઇજા થાય નહીં" એ કેમ બને? એને કેમ સમજ્યે?

હોરમજદ યશ્તમાં આવેલાં અહુરમજદનાં વીસ અને બાવન મળીને થયેલાં બોતેર નામોને **ફક્ત** ભણી જવા કહ્યું નથી, પણ તેઓને **પહેલાં મનમાં યાદ કરનાર (દ્રનજ્યો** થઇને **પછી** જ મોહટે સાદે ભણવાનું કહ્યું છે અહુરમજદનાં નામોની બરકત તો છે જ. પણ જ્યારે તે નામોની ખરી સમજણ **પહેલાં** મનમાં યાદ રાખીને તેઓની ઉપર મનન કરીને તેઓને આપણા મનમાં ઉતારીને **પછી** તે નામોને **મોહટે સાદે ભણ્યે** ત્યારે જ તે નામોની ખરી બરક્ક્ત આપણને સમજ પડે છે, અને મલે છે. આવી રીતે હોરમજદ યશ્તમાં તેમજ ક્રવર્દીન યશ્તમાં ભાર મેલીને જણાવ્યું છે કે **પહેલાં** 'દ્રેનુજ્યો' **થઇને** યાને મનન કરીને, મનમાં યાદ રાખીને **પછી** અવસ્તાના પવિત્ર કલામો મોટે સાદે ભણવાથી જ આપણું પુરૂં સાર્થક થઇ શકે છે. તે કેમ થાય તે સમજવાની હવે તજવીજ કર્યે.

**અહુરમજ્દ** જે ફરોહરો રૂપે તમામ સૃષ્ટિમાં વ્યાપી રહયો છે અને જે અનેકા અનેક કામો ચાલુ કરી રહ્યો છે, તે દાદાર કેવી રીતે કરે છે તે સમજવાની દરેક જરથોસ્તીની ફરજ છે. આપણે આ બાબદમાં લંબાણ કરીશું નહીં પણ એકાદ બે દાખલા લઇને જોઇશું કે અહુરમજ્દનાં કલામોની બરકત કેવી રીતની છે. હોરમજ્દ યશ્તમાં જણાવેલાં વીસ નામોમાંનું પહેલું નામ 'અહ્મિ' છે. 'ફ્રક્ષત્ય નાંમ અહ્મિ' યાને મારૂં પહેલું નામ 'અહ્મિ' છે. અત્રે દાદાર અહુરમજ્દ જણાવે છે કે હું કોઇ કલ્પિત વ્યકિત નથી, પણ ખરેખર હયાતી ધરાવનાર 'હું છું,' એમ પ્રથમ મુખ્ય બાબદ જણાવીને પછી બીજાં નામો ભેગાં અહુરમજ્દ જણાવે છે કે 'દ્વદસો અહુરો' યાને મારૂં બારમું નામ 'અહુર' છે, યાને કે હું તમામ સૃષ્ટિનો સાહેબ છું, ધણી છું. તેમાં મારો કોઇ શરીક નથી, ભાગ્યો નથી. ત્યાર પછી આગલ ચાલતાં પોતાનું વીસમું નામ જણાવતાં કહે છે કે "વીસેમો" જે 'હું છું' (અહ્મિ) તે મજદાઓ, મહાજ્ઞાની નામવાલો છું (અહ્મિ)." આવી રીતે અહુરમજ્દ કહે છે જેમ હું 'અહુર' છું તેમ હું 'મજ્દ' પણ છું. આ પ્રમાણે સૃષ્ટિનો પેદા કરનાર એકજ છે અને તે 'અહુરમજ્દ' છે. પેદા કરવાના બાબમાં તેનો કોઇ શરીક નથી, જોડયો નથી.

## અહુરમજ્દ બાબે આગલા વખતમાં એક વિચીત્ર સમજણ આપવામાં આવતી હતી

કહેવામાં આવતું હતું કે અહુરમજ્દ એકજ નથી, તે ત્રણ છે, કાંઇ નહીં તો ખુદાના ત્રણ સ્વરૂપો છે! તે માટે કહેવામાં આવતું હતું કે 'અહુર' પહેલો છે, તેની પછી આવ્યો 'મજ્દ' અને તે પછી આવ્યો 'અહુરમજ્દ'!! વળી આ ત્રણમાંનો છેલ્લો અહુરમજ્દ તો લાયકાતમાં પહેલાં બે—અહુર અને મજ્દ—થી ઉતરતો છે!!! આવું બોલવાવાળા સાહેબો ભુલી જતા હતા કે હોરમજ્દ યશ્તમાં અહુરમજ્દ—એકજ સર્વોતમ ખુદા ખુદ પોતાને બીજાં નામો ભેગાં 'અહુર' યાને Lord અને 'મજ્દ' યાને Omniscient તરીકે જણાવે છે. બીજું એ સાહેબો ભુલી જતા હતા કે પવિત્ર ગાથામાં અશો જરથુસ્ત્ર એકજ ખુદાની માન્યતા જાહેર કરે છે. અહુનવદ ગાથાવાલા હા ૩૪ ના સાતમાં ફકરામાં જરથુસ્ત્ર કહે છે કે "અએ અશો મજ્દ! તારા સિવાય બીજા કોઇને હું જાણતો નથી, માટે હમોને તું બચાવ." આ સાહેબો વળી ભુલી જતા હતા કે ગાથા જે કવિતામાં છે, તેમાં જરથુસ્ત્ર કોઇ વાર ખુદાને

'અહુર' તરીકે, કોઇવાર 'મજદ' તરીકે અને બાજે વેલાએ તેને "અહુરા મજદા" તરીકે જણાવે છે. ઉપર જણાવ્યા મુજબનું અ-જરથોસ્તી રીતે બોલવા-વાળા સાહેબોએ હમેશાં ધ્યાનમાં રાખવાનું છે કે ગાથાવાળા હા ૩૧ ના સાતમાં ફકરામાં જરથુસ્ત્ર અહુરમજદાને 'હામો,' "હંમેશાં એક સરખો" always the same તરીકે જણાવે છે. એટલે કે ખુદાનુ અસ્તિત્વ હમેશાં ભાંગતુટ વગરનું એક સરખું રહે છે. તેના કહેવાતા ત્રણ ભાગળા 'યા સ્વરૂપો' હોતા નથી. ઉપલી અગત્યની બાબદ જણાવ્યા પછી હવે આપણે ફ્રવર્દીન યસ્ત ઉપર પાછા આવ્યે.

આગલ જણાવી ગયા તેમ જ્યારે માણસો ઉપર વિપત્તી આવી પડે ત્યારે ફ્રવર્દીન યસ્તનાં ફકરા, ૨૦ માં જણાવ્યા મુજબ ફકરા ૨૧ થી ૨૫ માં આવેલા અવસ્તાના કલામો ભણવા માટે અહુરમજદએ તાકીદ કીધી છે. આ પાંચ ફકરાઓમાં યસ્તનાં પહેલા અને બીજા કરદામાં આવેલાં ફરોહરોનાં મહાભારત કામોની વિગત એકવાર ફરીથી ટુંકમાં જણાવી છે અને પછી ફકરા ૨૪ અને ૨૫ માં છેવટે ખાસ જણાવ્યું છે કે જો બંદગી કરનાર "શસ્ત" હોય અને "રાસ્તી ઉપર પોતાનું દિલ ઘણું જ લગાડનાર હોય તો તે માણસ તરફ ફરોહરો ઘણાં જ જનારાં હોય છે." આ બધું દેખાડે છે કે ખરી અશોઇ વગરનું બધું ફોકટ છે. અત્રે કરદો બીજો પુરો થાય છે.

**કરદો ત્રીજો.** આ કરદો ઘણો અગત્યનો છે, કારણ કે તેમાંથી ફરોહરો અહુરમજદના પોતાના મીનો-સ્પેંત મઇન્યુ જે ગાથા હા ૪૩ ના છઠ્ઠા ફકરા વાલો 'થ્વા મઇન્યુ' 'તારો મીનો' છે, તેમાંથી ઉભાં થતાં હોય તેવી શહાદત મલી શકે છે. તે બાબે આપણે બર વખતે જોઇશું. ફ્રવર્દીન યસ્તના ત્રીજા કરદાવાલા ફકરા ૨૬ માં ફરોહરો લડાઇની વખતે કેવી રીતે કામ આવે છે તે બાબે જણાવ્યું છે. પણ આ ફકરો ઘણો ગુંચવણભર્યો છે. કાંગાજી, વાચ્છા અને સ્પીગલના તર્જુમાઓ એકમેકથી ઘણા વેગળા જાય છે. છતાં એવું જોવામાં આવે છે કે ફરોહરો લડાઇઓની અંદર લડનારાં માણસોને કોઇક ગેબી રીતે મદદ કરે છે. વાચ્છાજીનો તર્જુમો ફરોહરોને "વગર દાખલ થવે કામ કરતાં" જણાવે છે. તેની મતલબ એવી હોય કે ફરોહરો લડાઇઓમાં માણસોને મદદ કરે છે, છતાં તે વેળાએ તેઓ સ્પષ્ટ દેખાતાં નથી. સ્પીગલના ફકરા ૨૬ ના અસલ જરમન લખાણનો અંગ્રેજીમાં તર્જુમો કરનાર બ્લીક (Bleeck) નોટમાં જણાવે છે કે The latter part of this verse is

beyond the Translator's Comprehension. ત્યાર પછીના ફકરા ૨૭ માં ફ્રેોહરો લડાઇઓમા માણસોને મદદ કરે છે તે વાત જણાવતાં

## પાંથરેલી બરસમ

ની વાત આવી છે. તે દેખાડે છે કે અસલી ઇરાની જરથોશ્તીઓ લડાઇમાં જવા આગમજ તેમજ લડાઇ દરમિયાન બરસમ સાથની ક્રિયાઓ કરતા હતા. તે વેળાની ક્રિયાઓ કેવી હતી તે બાબે કાંઇપણ સ્પષ્ટપણે અત્રે મળતું નથી.

હું મારા શરૂઆતનાં સામાન્ય વિવેચનમાં કહી ગયો છું કે યશ્તના "પહેલા ત્રણ કરદાઓમાં સૃષ્ટિની છેક શરૂઆતની વાત આવી છે," તે બોલવાનું વાસ્તવિકપણું તપાસ હેઠળનાં ત્રીજા કરદાના ૨૮ અને ૨૯ ફકરામાંથી સમજાય છે. આ બાબે હું મારી "ધાર્મિક વિષયો-ફ્રવષીની ફીલસુફી" વાલી કેતાબનાં પાના ૮૫ થી ૯૩ માં એક જુદાં મથાળા હેઠળ બોલ્યો છું, તે ઉપર ધ્યાન આપતાં ફકરા ૨૮ અને ૨૯ ની ખરી મતલબ બરાબર સમજાશે. કાંગાજી અને સ્પીગલનાં તર્જુમામાંથી એક મતલબ નીકળે છે, પણ વાચ્છાજીનાં અને દારમસ્તેતેનાં તર્જુમામાંથી જુદી જ મતલબ નીકળે છે, અને વાચ્છાજીની અને દારમસ્તેતેની મતલબ મને ઘણીજ વાસ્તવિક જણાય છે, વાચ્છાજી પ્રમાણે (ફકરો ૨૯) "જે હિમતવાન...અને વખણાયલી ફ્રવષીઓએ આસમાન (અસ્મન્) ને 'ઉપ-દારયેન' કાધો ટેકાવી રાખ્યો, તેઓને (યાને તે ફ્રવષીઓને પોતાને) સ્પેંના મીનોએ 'વીધારયત' કાધી ટેકાવી રાખી." સ્પેંના મીનોએ ફ્રેોહરોને ટેકાવી રાખ્યાં, તેની એક મતલબ એવી થાય છે કે ફ્રેોહરો કરતાં સ્પેંનામીનો કોઇક રીતે ચઢયાતો છે. તેજ પ્રમાણે આપણે જાણ્યે છીએ કે પવિત્ર ગાથાના હા. ૪૩ ફકરા ૬ પ્રમાણે સ્પેનામીનો તો અહુરમજદ નો પોતાનો મીનો, થ્વા મઇન્યુ, Thine own spirit છે, ત્યારે તે અહુરમજદની પોતાની વધુ નજદીકનો ગણી શકાય છે, અને તેથી પણ સ્પેંના મીનોને ફ્રેોહરો કરતાં ચઢયાતો ગણી શકયે છીએ. સૃષ્ટિને ટેકાવી રાખવામાં સ્પેંનામીનો અને ફ્રેોહરોનાં કાર્યો બાબે ફકરા ૨૯ માં બે શબ્દો વપરાયા છે. સ્પેંના મીનો સૃષ્ટિને 'વીધારયેન' કરે છે, ફ્રેોહરો સૃષ્ટિને 'ઉપ-દારયેન' કરે છે. બંન્ને શબ્દોની મતલબ ટેકાવી રાખવાની થાય છે, છતાં ઉપ-દારયેન ની મતલબ દારમસ્તેતે પ્રમાણે[1] ફ્રેોહરો સૃષ્ટિને **નીચેથી ઉપર**

---

૧ (જુવો S. B. E. Vol. xxiii page 187)

ટેકાવી રાખે છે એમ **થાય** છે **અને તેથી** જ્યારે **સ્પેંનામીનો** સૃષ્ટિને **વિધારયેન** કરે છે ત્યારે તે સૃષ્ટિને જાણે કે **ઉપરથી** પકડીને ટેકાવી રાખે છે એમ માનવું પડે છે. વાચ્છાજી પણ એવી જ મતલબનો તર્જુમો કરે છે "જે વખનાએલી ફ્રવષીઓએ આસમાનને ટેકાવી રાખેઓ, તેઓને સ્પેંનામીનોએ તેકાવી રાખી." ટેકાવી રાખવાની મતલબ દર્શાવતા બે જુદા જુદા શબ્દો ફકરા ૨૯ માં વપરાયા છે, તેમાના 'ઉપ–દારયેન' યાને 'નીચેથી ઉપર' ચઢાવવાના શબ્દની મતલબ એમ નથી લેવાની કે ફરોહરો તેમજ સ્પેનામીનો actually સૃષ્ટિને પોતાના હાથોમાં પકડીને ટેકાવી રાખે છે. પણ મતલબ એવી લાગે છે કે ફરોહરો જેઓ તમામ સૃષ્ટિની રજેરજમાં પથરાયલા છે, જેમ નિર્જીવ કહેવાતી ચીજોમાં તેમજ માણસો વિગેરે જાનદાર પેદાયશોમાં, તે ફ્રરોહરો દરેક ચીજની **ઉન્નતી** કરવામાં તેનું પ્રગતિકરણ કરવામાં રોકાયલાં છે, યાને તેઓને નીચલી યાને પદાર્થની, matterની હાલતમાંથી વધુ અને વધુ ઉંચી ખાલેસ spiritની હાલતમાં ચઢાવવા માંગે છે. આ હાલત દેખાડવાને માટે ફ્રરોહરોની વાત કરતાં 'ઉપ–દારયેન' એટલે **નીચેથી ઉપર લઈ જવાની** વાત કીધી છે અને જેમ જેમ દરેક ચીજમાણસો વીગેરે ઉપરથી નીચે જતાં વધુ ઉંચી હાલત ઉપર જતાં જાય છે તેમ તેમ સ્પેંનામીનો તેઓને **ઉપરથી** પકડી રાખે છે; જાણે કે તેથી તેઓ પાછાં નીચે યાને matterની હાલતમાં આવી જાય નહીં, પણ અહુરમઝ્દ તરફ્જ pure spirit તરફ્જ ખેંચાયલાં રહે. ત્યારે અત્રે સવાલ ઉભો થાય છે કે સુષ્ટિ પોતાની અંદરની નિર્જીવ તેમજ જાનદાર ચીજો સાથે, કયાં જાય છે?

### ફકરા ૨૮ અને ૨૯ માંથી એક અતિ ઉમદા મતલબ કહાડી શકાય એમ લાગે છે

પવિત્ર ગાથા વાળા હા. ૩૧ ના સાતમા ફકરા મુજબ સૃષ્ટિ જે અહુરમઝ્દની ખ્રતુ, ખેરદ, Divine thought, અહુરમઝ્દની 'અક્કલે–અવ્વલ' માંથી પેદા થઇ છે, તે પેદાયશ જાણે કે 'નિસ્તી' માંથી યાને પદાર્થ સાથની ઉતરતી હાલતમાંથી પાછી ખરી 'હસ્તી' તરફ જાય છે. તે કોઇક રવેશે ખુદાતાલા તરફ ખેંચાય છે, અને જે 'ખ્રતૂમાંથી તે નીકળે છે તેજ 'ખ્રતૂ'માં 'ગાથા હા ૪૮ ના ચોથા ફકરા પ્રમાણે, પાછી જવા માંગે છે. હોરમઝ્દ યશ્તના ૨૬ માં ફકરા ઉપરથી આ વાત વધુ ખુલ્લી થાય છે. 'મન ખ્રથ્વાચ... અપૅમૅમ અંઘૂહુશ' "હોરમઝ્દની 'ખ્રતૂ' અને 'ચિસ્તી' તેની ખેરદ અને તેનું

ડાહપણ-માંથી જેમ અંધૂહુ (life) શરૂઆતથી હતી તેજ પ્રમાણે તે અંધૂહુ (life) છેડે સુધી અર્પૅમૅમ રહેશે"

પણ આવી મતલબ ઉપરથી જરથોસ્તી ધર્મમાંથી જગદ ઇશ્વરવાદ, pantheism નીકળતું નથી. આ બાબે મારી ઉપર જણાવેલી ચોપડીઓમાં વિગતે જણાવ્યું છે તેથી તેમાં અત્રે ઉતરવા માંગતો નથી.

આપણે હમણાંજ ઉપર કહી ગયા કે "પેદાયશ નિસ્તીમાંથી યાને પદાર્થ (matter) સાથની ઉતરતી હાલતમાંથી પાછી ખરી હસ્તિ તરફ જાય છે, તે કોઇક રવેશે ખૂદાતાલા તરફ ખેંચાય છે", તેવીજ કાંઇક મતલબનું James Jeans ની The Expanding Unmiverse માં મલતું કદાચ દેખાય છે. તે વિદ્વાન કહે છે કે આખી સૃષ્ટિ, આખું આકાશ મંડળ કોઈ એકજ દિશાએ આગળ વધતું જાય છે એમ લાગે છે.

ફકરા ૨૯ થી ફ્રવર્દીન યસ્તનો ત્રીજો કરદો પુરો થાય છે અને આપણે આગલ કહી ગયા તેમ સૃષ્ટિની ઉત્પત્તી અને તેની આખરીની વાત યસ્તના પહેલા ત્રણ કરદાઓમાંથી ઉપર મુજબ ઉપજાવી શકાય છે.

### ફ્રોહરો, ગુફ્રાઓ, યાને અંદિઠ રહીને કામ કરે છે. તેઓ આપણને દેખાતાં નથી.

કરદા ચોઠાના ફક્ટ એકજ ફકરા ૩૦ વાલા ફકરામાં યસ્તનો લખનાર ફ્રોહરોની ચોક્કસ નવી વિગત જણાવે છે, તેઓ માણસોના બાબમાં કેવાં કામો કરી બજાવે છે, તેની વિગત તેમાં આપવામાં આવી છે. તેમાં કહ્યું છે કે તેઓ "ગુફ્રાઓ" એટલે અંદિઠ રહીને કામ કરે છે. "તેઓ પહેલાં દુઃખ દેતાં નથી પણ જે માણસોથી દુઃખી નહીં થયલાં (હોય છે) તો તેઓ સાથે રહેવાને માટે ઘણા સરસ છે." "માણસોમાં જેઓ ભલાં છે (તેઓને માટે) તેઓ ભલાં છે" વગેરે.

કર્દા ૫ ના ફકત એકજ ફકરા ૩૧ માં જણાવ્યા મુજબ "ફ્રોહરો... લડાઇઓની અંદર દુઃખ દેનારા વેરીઓની જોરાવર બાજુઓને ભાંગી નાખે છે."

### 'અનામાશ્વાઓ' ફ્રોહરો

કર્દા ૬ થા ના ફકત એકજ ફકરા ૩૨ મુજબ ફ્રોહરો "વિચારી નહીં શકાય એવાં" "અનામાંશ્વાઓ" છે. ત્યાં આવ્યું છે કે "અશોઓનાં ફ્રોહરોને હમો (યજમઇદે=)આરાધ્યે છીએ, કે જેઓ બક્ષેસ કરનારાં, મજબુત, જોરેમંદ **વિચારી નહીં શકાય એવાં**, સુખાકારી આપનારાં, બરદાસ્ત કરનારાં, તંદરોસ્તી આપનારાં છે."

**ફ્રોહરોને 'અનામાથ્વાર્ઑ' કહેવાનું કારણ શું?**

આ કરદામાં તેમજ આખી ફ્રવદીંન યશ્તમાં ફ્રોહરોને માટે અનેક સિફ્તો દર્શાવી છે, અને તેઓને અત્રે બક્ષેસ કરનારાં, મજબુત, જોરેમંદ વગેરે જણાવ્યાં છે, છતાં તેઓને '**અનામાંથ્વાઑ**' એટલે માણસોના 'વિચારમાં નહીં આવી શકે એવાં' beyond (our) thought એવાં જણાવ્યાં છે, તેનું કારણ શું?

મેં આ વિષયમાં એવું જણાવવા માગ્યું છે કે ફ્રોહરો **અહુરમજ્દમાંથી** તેમજ તેના પોતાના મીનો His Holy Spirit, સ્પેંતમઇન્યુમાંથી ઊભાં થયાં છે. તેમજ તેઓ તમામ સૃષ્ટિમાં ફેલાયલાં અહુરમજ્દનાં અંશો તરીકે કામે લાગ્યાં છે. હવે જ્યારે અહુરમજ્દને પોતાને 'મીનોઆંન મીનો' એટલે "અંદિહોમાં પણ અંદિહ," યાને બીજી મીનોઇ શકિતઓને પણ અંદિહ એવો જણાવ્યો છે, ત્યારે તેવા અંદિહ યાને માણસોનાં વિચારમાં પણ નહીં આવી શકે એવા અહુરમજ્દમાંથી જે ફ્રોહરો નીકળ્યાં છે, અને જેઓ અહુરમજ્દ સાથે એકજ છે તેવાં ફ્રોહરો પણ 'વિચારમાં નહીં આવી શકે' એવાંજ હોવાં જોઇએ. જો અહુરમજ્દ પોતાની જાતમાં, પોતાનાં essence માં, વિચારી ન શકાય એવો હોય તો પછી ફ્રોહરોનો આખો જમેલો પણ 'વિચારમાં ન આવી શકે' એવોજ હોવો જોઇએ. આ કારણે ફ્રોહરોને 'અનામાંથ્વાઑ' કહ્યાં છે.

તપાસ હેઠળનાં છઠ્ઠા કરદામાં ફ્રોહરોની વળી એક ખાસ સિફ્ત જણાવી છે તેમાંથી શું મતલબ નીકળી શકે છે તે જોવાની અગત્ય છે. કહ્યું છે કે ફ્રોહરો જમીનની પહોળાઇ જેટલાં, નદીની લંબાઇ જેટલાં, અને ખોરશેદની ઉંચાઇ જેટલા **અશોઇનાં** ઉપાયો પોતાની સાથે લાવનારાં છે."

ઉપલા અવસ્તાઇ વિચારોનો પડઘો કેર્ફેહ્ મોજદ્ વાળી પાછળથી પાજંદ ભાષામાં લખાયલી બંદગીમાં એક સરખી રીતે આવ્યો છે. ત્યાં આવ્યું છે કે "........રવાનનાં પ્યારને માટે જમીન ઉપર (વસનારા) સઘળા સવાબકારોને (તથા) તમામ ભલાંઓને જમીનની પહોળાઇ જેટલી, નદીની લંબાઇ જેટલી (તથા) ખોરશેદની બુલંદી જેટલી અશોઇ પુરતી પહોંચો!" ફ્રવરદીંન યશ્ત વાલા ફકરા ૩૨ નું ઉપલું વાકય વલી ઇજશનેના ૬૦ માં હાના ચોથા ફકરામાં પણ આવ્યું છે. આ ઉપરથી જણાય છે કે ફ્રોહરોની આરાધનાથી એક **રાસ્ત, અશો માણસને** માટે ફ્રોહરો અસંખ્ય "**અશોઇનાં ઉપાયો** પોતાની સાથે લાવીને" તે રાસ્તને મદદ કરે છે.

## ફરોહરોનાં અશોઇના ઉપાયોની હદ જમીનની પહોળાઇ, નદીની લંબાઇ, અને ખોરશેદની ઉંચાઇ સુધીની છે; આવું બોલવાની મતલબ શું થાય? એક અટકલ.

તે ઉપર આવ્યે તે પહેલાં આપણે પાછું યાદ કર્યે કે ફ્રવદીન યશ્તનાં ફકરા ૨૯ મુજબ ફરોહરો 'અસ્મન્' આસમાન, ને 'ઉપ-દારયેન્' કરે છે, યાને નીચેથી ઉપર ટેકાવી રાખે છે. 'અસ્મન્' ની મતલબ આપણે એવી રીતે સમજી છે કે તે (Ether) ઇથરની હાલત દર્શાવે છે, કે જે ઇથર તમામ **સૃષ્ટિની** તેમજ આપણી **પૃથ્વીની** આસપાસ ફરી વળેલો છે, યાને કે તમામ સૃષ્ટિ ઇથરની મારફતેજ ટકી રહેલી (supported થયલી) છે. હાલનું સાયન્સ પણ હજારો વર્ષ પછી આજ પ્રમાણે બોલતું લાગે છે. આવું બોલવાની મતલબ એવી નીકળે છે કે ફરોહરોની હદ, જો હદ જેવું આપણે બોલી શકયે તો, તમામ સૃષ્ટિની આસપાસ યાને તેની ઉપર નીચે અને ફરતી બાજુઓ સુધીની દેખાડેલી છે. એટલુંજ નહીં પણ વધારે ખુલ્લા શબ્દોમાં યશ્તના અગ્યારમાં કરદામાં (ફકરા ૪૨ માં) કહ્યું છે કે "જ્યારે ફરોહરો સારી રીતે આરાધના પામેલાં (હોય છે), ત્યારે તેઓ **મીનોમાંથી નીકળીને** (મઇન્યુષ્તાઓ) તે 'અસ્મન' (અબ્નો) નાં **મથાળાં ઉપર** જાય છે." આ પ્રમાણે ફકરા ૪૨ માં મીનોઇ અને ગેતી (spiritual and material) હાલતો વચ્ચેનો તફાવત જોવામાં આવે છે. અહુરમજદ ખોદાએ વાલી પાજંદ બંદગીમાં "ગેતી મીનુયાની" શબ્દોની અંદરથી પણ એવીજ મતલબ નીકળે છે. હવે ફકરા ૪૨ પ્રમાણે ફરોહરો 'મીનોમાંથી નીકળીને' અસ્મનનાં મથાળાં ઉપર યાને ગેતીની (material) હાલતો યા દુનિયાઓ ઉપર જાય છે, તે દેખાડે છે કે ફરોહરો તો અસલમાં 'મીનોઇ' હાલતમાંજ રહે છે, અને ત્યાંથી વખત આવવે તેઓ ગેતીની હાલતો યા દુનિયાઓ ઉપર આવે છે. આવી ગેતીની યાને material દુનિયાઓમાં યાને સૃષ્ટિ universe ની અંદર આપણાં લખાણોમાં, દાખલા તરીકે ફ્રવદીન યશ્તનાં સોલમા કરદામાં સેતારા, માહતાબ, આફતાબ, અને "અનઘ્ર રઓચાઓ" યાને બેહદ રોશનીઓનાં મંડળોની વાત આવી છે, યાને કે આ બધાં મંડળો **ગેતીની અંદરજ.** સૃષ્ટિની અંદરજ આવ્યાં છે એમ મળે છે. હાલનું સાયન્સ પણ આવીજ રીતે સૂર્ય મંડળ ઉપરાંત અને તેની પુર્વે beyond બીજાં Steller regions યાને સેતારાઓનાં મંડળોની વાત કરે છે.

**જસ મે અવંઘહે મજ્દવાળી બંદગીમાંથી આવીજ કોઇ મતલબ ખેંચી શકાય એમ લાગે છે.**

આ બંદગીમાં આવ્યું છે કે જરૂવાનહે અકરનહે (યાને હદ વગરના જમાનાની) તેમજ "જરૂવાનહે દરેઘોખધાતહે (યાને હદવાળાં લાંબા મુકરર કીધેલા જમાનાની) મદદ (યાને અસર), અએ હોરમજ્દ! તું મને પોંહોચાડ." સંભાળથી વિચાર કરતાં લાગી શકે કે "જરૂવાનહે અકરનહે" યાને હદ વગરનો જમાનો કે જેની અંદર અહુરમજ્દ હમેશથી હતો, છે, અને રહેશે, તેવા જમાનાની અંદર જ્યારે અહુરમજ્દએ પેદાયશો પેદા કરવાનો વિચાર કીધો, અને પેદાયશો પેદા થવા માંડી ત્યારથી જરૂવાન દરેઘો-ખધાત યાને અનેક હદવાળા જમાના શરૂ થયા. આવી રીતે જેમ આપણી દુનિયાને માટે તેમ બીજી અનેક દુનિયાઓને માટે જુદા જુદા જરૂવાન દરેઘો-ખધાતની શરૂઆત થઇ હોય એમ લાગે છે આ બધું વખતના અર્થમાં, in point of time, થયું યાને આપણી દુનિયાને માટે તેમજ બીજી દુનિયાઓને માટે વખતની ગણત્રીની શરૂઆત થઇ.

જરૂવાન અકરન યાને હદ વગરનાં જમાનાની અંદર જે જુદા જુદા જરૂવાન દરેઘો-ખધાત થયા તે સર્વની, યાને જરૂવાન અકરન અને જરવાન દરેઘો-ખધાતઓની મદદ યાને અસર આપણે 'જસ મે અવંઘહે મજ્દ'વાળી નામીચી બંદગીમાં અહુરમજ્દ પાસેથી માંગે છીએ. આ વાત સમજવાંની તજવીજ કીધા પછી હવે આપણે પાછા ફ્રવર્દીન યસ્તના ૬ઠ્ઠા કરદા ઉપર આવ્યે છીએ, કે જેમાં ફ્રરોહરો, "જમીનની પહોળાઈ જેટલાં, નદીની લંબાઇ જેટલાં અને ખોરશેદની ઊંચાઇ જેટલાં અશોઇના ઉપાયો પોતાની સાથે લાવે છે." પણ ધ્યાન રાખવાનું છે કે આ કરદામાં ફક્ત સૂર્ય મંડળ, જે મંડળની અંદર આપણી દુનિયા સમાઇ છે તેનીજ વાત કીધી છે, યાને આ સૂર્ય મંડળની જ અસર મેળવવાની વાત આવી છે. એમ કાં? કાં નહીં, બીજાં મંડળોની અસર મેળવવાની વાત કરવામાં આવી?

આ એક ગુચવણભર્યો સવાલ છે. શું આની મતલબ એમ થઈ શકે કે જેમ હાલનું સાયન્સ કહે છે તેમ સૂર્ય, (ખોરશેદ) માંથીજ અસલમાં આપણી દુનિયા હસ્તીમાં આવી, અને માણસો વિગેરે આપણી દુનિયાં ઉપર પેદા થયાં તે કારણેજ યસ્તના ફકરા ૩૨ માં કહેવામાં આવ્યું છે કે ફ્રરોહરો પોતાની સાથે સૂર્યની ઊંચાઇ સુધીનાં અશોઈના ઉપાયો આપણી દુનિયા ઉપરનાં રાસ્ત માણસોની મદદને માટે લાવે છે?

**વળી એક બીજી અટકળ. Three dimensions વાળી આ દુનિયાની અને તેની અંદરની three dimensions માં કામ કરતાં માણસો વિગેરેની વાત શું યશ્તના ફકરા ૩૨ માં કરવામાં આવી છે?**

આ 'ડાઇમેનશન્સ' એટલે લંબાઇ પહોળાઇ અને ઉંચાઇ. શું ત્યારે નદીની લંબાઈ તે ત્રણ 'ડાઇમેનશન્સ' માંની એક, જમીનની પહોળાઈ તે બીજી 'ડાઇમેનશન', અને ખોરશેદની ઊંચાઈ તે ત્રીજી 'ડાઇમેનશન', એમ જણાવવાની મતલબ લખનારે રાખી છે? આપણે અત્રે એક અટકળ, પણ કદાચ વાસ્તવિક અટકળ માત્ર કર્યે છીએ તે બાબે મારેથી વધુ બોલી શકાતું નથી.

હવે આપણે સાતમાં કરદામાં દાખલ થઇએ છીએ. તેનાં ફકરા ૩૩ માં ફ્રોહરોની વાત વધુ લંબાવી છે. "તેઓ...દેવોની (તથા) માણસોની ખરાબીઓને તોડનારા (તથા) પોતાની મરજી તથા ખાહેશ મુજબ દુશ્મનોને હિંમતથી મારનારાં છે," વિદ્વાન કાંગાજીએ દેવો અને માણસો જુદાં જુદાં હોય તેમ તેઓને જણાવ્યા છે. ટેક્સ્તમાં 'દએવનાંમ્ મષ્યાનાંમ્ચ' શબ્દો આવ્યા છે. સ્પીગલે પણ Daevâo and men તરીકે તર્જુમો કીધો છે. પણ વાચ્છાજીએ 'બુરાં માણસો' એવો તર્જુમો કીધો છે એટલે 'દએવા'ને બુરી હસ્તિઓ તરીકે ન ગણતાં 'દએવ મષ્ય'ને બુરાં માણસો તરીકે ગણ્યાં છે. પવિત્ર ગાથામાં 'દએવાઇશ્ચા મષ્યાઇશ્ચા' શબ્દો વારંવાર આવે છે, તેની મતલબ 'દએવા' નામથી ઓળખાતા બુરા માણસો એમ કેટલાક તર્જુમો કરનારાઓ કરે છે. તેવી ગાથાવાળી મતલબ વાચ્છાજી ફકરા ૩૩ માં આવેલા 'દએવા મષ્યાઇશ્ચા' શબ્દોની કરે છે અને તેનો તર્જુમો 'બુરાં માણસો' એમ કરે છે. હું એટલું કહી શકું છું કે અશો જરથુસ્ત્રએ ગાથામાં ફક્ત માણસો—સારાં યા બુરાં—નીજ વાત કીધી છે. તેમાં માણસોથી જુદી કોઇ કહેવાતી બુરી હસ્તિઓની વાત કીધી નથી.

ફકરા ૩૪ માં એકવાર ફરીથી આવ્યું છે કે "જો ફ્રોહરો આજુર્દેહ નહીં થએલાં, (પણ) ખુશનુદ થએલા...દુ:ખી નહીં થએલા હોય છે તો તેઓ દેશોનાં માણસોને અહુરમજદની પેદા કીધેલી ફત્તેહ અને સરસાઈ આપે છે." પછી કહ્યું છે કે "તેઓ 'યસન્યાઓ વહમ્યાઓ' યાને ઇજશનેને લાયકનાં અને આરાધનાને લાયકનાં હોય છે. આ પ્રમાણે એકવાર ફરીથી ફ્રોહરોની આરાધના ઉપર ભાર મેલ્યો છે.

**"ઇજશનેને લાયકનાં તથા આરાધનાને લાયકનાં"**

ફ્રવર્દીન યશ્ત ફક્ત એક બંદગી તરીકે જ નહીં પણ ક્રિયા કામનાં

એક ભાગ તરીકે 'ફ્રોશી'ને નામે પણ ભણાય છે. ફકરા ૨૭ માં જોઇ ગયા તેમ ત્યાં "પાંથરેલી બરસમ" ની વાત આવી છે. "યાઑ વિસાધ" ને નામે જણાયલાં ફ્રવર્દીન યશ્તનાં ૧૩ માં કરદાનાં પચાસમાં ફકરામાં ફ્રોહરોની સ્તૂતી, યજશ્ને,...તેમજ 'ગઓમત જરત વસ્ત્રવત અષનાસ નેમંધ્રુદ' ની વાત આવી છે. યશ્તનો ૧૩ મો કરદો પવિત્ર ફ્રવર્દીગાંનનાં દસ દિવસોમાં ક્રિયાના એક ભાગ તરીકે ખાસ ભણાય છે એટલે કે આ દિવસોમાં સ્તોમ, યજશ્ન, તથા 'ગઓમત જરત, વસ્ત્રવત' એટલે ગઓવાળા અને વસ્ત્રવાળા હાથ સાથે તેમજ 'અષ-નાસ નેમંધ્રુદ' યાને અશોઇ તરફ પહોંચાડનારી બંદગીથી ફ્રોહરોને ક્રિયામાં આરાધવાની વાત આવી છે અને જરથોશ્તીઓ જમાના-ઓથી આ પ્રમાણે કરતા આવ્યા છે. પણ અશોઇ વગરનું બધું ફોકટ છે. એ ધ્યાનમાં રાખી મુકવાનું છે.

આવી સમજણ પરથી આપણી તપાસ હેઠળના કરદા સાતમાં આવેલા ફકરા ચોત્રીસમાંના 'યસન્યાઑ વહ્મ્યાઑ' શબ્દોમાંથી ફકત બંદગી જ નહીં, પણ ક્રિયાની વાત પણ નીકળે છે.

## લડાઇઓમાં ઢાલ રાખનારાં ફ્રોહરો!

ફ્રોહરો કોઇક અંદીદ રીતે માણસોને લડાઇઓમાં મદદ કરે છે, એમ યશ્તમાં વારંવાર આવે છે. તેઓને કરદા આઠ માં ફકરા ૩૫ માં "લડાઇમાં ફ-તેહ મેળવનારાં, ઢાળ રાખનારાં" વિગેરે જણાવ્યાં છે. સ્પીગલ અને વાચ્છાજી પણ કાંગાજી માફક આજ પ્રમાણે તર્જુમો કરે છે. આ પહેલી નજરે વિચીત્ર જેવું લાગે છે. આ બાબદમાં "Miracles and Modern Spiritualism" એવાં નામની કેતાબનો લખનાર A. R. Wallace નવમાં પ્રકરણાં પાનાં ૧૧૪માં નીચે મુંજબ લખે છે: "In the accounts of a future state... spirits are uniformly represented in the form of human beings and their occupation as analogous to those of earth" યાને કે હાલનાં સ્પીરીચ્યુઅલીઝમનાં લખાણોમાં સ્પીરીતો spirits ને હમેશાં માણસોનોજ દેખાવ ધારણ કરતાં જણાવ્યાં છે. અને તેઓને સ્પીરીતની દુનિયામાં આ દુનિયા પરનાં માણસોનાં જેવાંજ કામો કરતાં ચિતાર્યાં છે. પછી વધુ લખતાં વોલેસ જણાવે છે કે "So that the objection once thought to be so crushing that there can be no 'ghosts' of clothes, armour or walking sticks ceases to have any

weight" યાને કે અસલથી જે વિચાર જાયજ છે કે કપડાં, લડાઇનાં બખતર અને હાથમાં, લાકડીઓ સાથનાં ghosts હોઇ શકે નહીં તેવું બોલવાનું કાંઇ પણ વજન હવે રહી શકતું નથી. અત્રે ખાસ યાદ રાખવાનું છે કે વોલેસ Spirit world માં રહેતાં Spirits નીજ વાત કરે છે. તેઓને ઢાલ તલવાર સાથનાં જણાવે છે, અને તે એવું માનતો લાગે છે કે આ Spirits પણ માણસોની લડાઇમાં ભાગ લે છે. મારે જણાવી દેવું જોઇએ કે એક સરખામણી તરીકેજ વોલેસની બાબદ મેં અત્રે દાખલ કીધી છે. વળી વોલેસનાં લખાણની મતલબમાં અને ફ્રવર્દીન યશ્તની બાબદની મતલબમાં ઘણો મોટો ફરક રહ્યો છે. કારણકે ફ્રવર્દીન યશ્ત પ્રમાણે માણસોની લડાઇઓમાં જેઓ અંદર રહીને ભાગ લે છે અને મદદ કરે છે તેઓ તો ફ્રરોહરોજ છે. વોલેસ ફ્રરોહરોની વાત કરતો નથી, તેમ તે કરી શકે પણ નહિ, એ દેખાઇતું છે.

ત્યાર પછીનો યશ્તનો ૩૬મો ફકરો જે યશ્તનાં કરદા બીજાના ફકરા ૨૫ની મુકાએલ છે તે અત્રે ફરીથી આવ્યો છે, જેમાં જણાવ્યું છે તેમ ફ્રરોહરો ફક્ત રાસ્ત માણસોનેજ મદદ કરે છે.

ફ્રરોહરો લડાઇઓમાં ભાગ લે છે તે વાતને ચાલુ રાખીને કરદા નવવાલા ફકરા ૩૭ અને ૩૮માં જણાવ્યું છે કે તેઓ "પુષ્કળ લશ્કરવાલાં, હથ્યારબંદ થયલાં, ઉંચો વાવટો રાખનારાં તથા પ્રકાશિત છે, વગેરે." તેઓ તુરાની દાનુઓ (દાનવો)નાં ફતેહમંદ કૌવતને તેમજ તેઓની ખરાબીઓને તોડી નાંખે છે. તેઓને લીધે સરદારો જોરેમંદ પહેલવાનો જોરેમંદ સોશ્યન્તો...પુરતી બહાદુરી ધરાવનારા તથા ઘણોજ ફાયદો કરનારા થાય છે."

**ઇરાનની તુરાની દાનવો સાથની લડાઇ. ફ્રવર્દીન યશ્ત કયારે લખાઇ હોય?**

ફકરા ૩૭ અને ૩૮ ઉપરથી એવું દેખાય છે કે યશ્તનાં લખનારનાં વખતમાં યા તેની કાંઇક આગમચ ઇરાનીઓની તુરાની દાનુઓ સાથની લડાઇ ચાલુ હતી. આ લડાઇઓનો વખત નક્કી કરવામાં આવે તો ફ્રવર્દીન યશ્ત કયા જમાનામાં લખાઇ તેનો કાંઇક ભાસ થાય. આ બાબદમાં બીજું અગત્યનું યાદ રાખવાનું છે કે આપણી અતિ લાંબી ફ્રવર્દીન યશ્તમાં તુરાની દાનવો સાથની લડાઈ ઉપરાંત બીજી કોઇપણ પ્રજા સાથની લડાઇની વાત નામ સાથે મળતી નથી. ફકરા ૧૧૩ માં આવેલા 'સાઇરિદ્ધિ' ના (બે છોકરા) અશો અષ્વજદંઘહ અને ખ્રિતનાં ફ્રરોહરોને આરાધવાના વાત મલે છે. ત્યાં કાંગાજી ફુટ નોટમાં જણાવે છે કે તેઓએ "અસલી ઇરાનીઓની સામે લડનારા શીતુરી

દાનુ નામના તુરાની તાઈફાને શિકસ્ત આપી હતી." અને આપણું ધ્યાન ખેંચે છે કે આવાં યશ્તના ફકરા ૭૨, ૭૩ માં આ અષવજ્દંઘહ અને ઘ્રિતને "તુરાની દાનુ સરદારોને શિકસ્ત આપનારા" તરીકે જણાવ્યા છે.

કરદા દસના ફકરા ૩૯ મા ઇરાનીઓ લડાઇ કેવી રીતે કરતા હતા તેની વાત આવી છે. દુશ્મનનાં "લશ્કરની હારની બે બાજુઓને ફરોહરો તોડી નાંખે છે (અને પછી) (તે લશ્કરના) મધ્ય ભાગને વીખેરી નાંખે છે અને ત્યારપછી (પરકાત) અશો માણસોની મદદને માટે, તથા દુષ્ટ કામ કરનારાઓનાં સંકટને માટે ઝડપથી જાય છે." આ પ્રમાણે ઇરાનીઓમાં લડાઈ કેવી રીતે ચાલતી હતી તેની કંઈક સમજણ અત્રે મળે છે. ફરોહરોની મદદ અશો માણસોને જ મળે છે તે બાબદ અત્રે વધુ ખુલ્લી થાય છે. પણ અગત્યનું નોંધવાનું છે કે આ ફકરા પ્રમાણે ફરોહરો પોતે પહેલાં દુશ્મનના લશ્કરની બે બાજુઓને તથા મધ્ય ભાગને વીખેરી નાંખે છે અને પછી તેઓ અશો માણસોની મદદને માટે...જાય છે." આ ફકરામાંથી એટલું તો જણાય છે કે ફરોહરો પોતે પહેલાં કોઇક ગેબી રીતે, અંદિઠ રહીને દુશ્મનનાં લશ્કરોને ગભરાટમાં નાંખી દે છે અને ત્યાર પછી (પરકાત) ઇરાનીઓ બાકીનું કામ પુરૂં કરે છે. ફરોહરો અશો માણસોને જ મદદ કરે છે, એવી જરથોસ્તી ધર્મની 'સ્પિરીત' પ્રમાણેજ અત્રે આવું આવ્યું છે. આ દુન્યા ઉપરના આગલા આપણા વડવાઓમાં લડાયક પ્રકૃતિ, હિંમત વગેરે તો હતું જ, પણ તેઓ રાસ્તી તરફ ધળેલા હતાં તેથીજ તેઓને ફત્તેહ મળતી. એટલુંજ જણાવવાની આ ફકરામાં મતલબ રાખી છે.

**સ્રઓતન્વો આસ્નો ઉર્વાનો અને અષઓનીશવાળાં ફરોહરો**

કરદા અગીયારનાં ફકરા ૪૦ માં લડાઇ જીતનારાં ફરોહરોને 'સ્રઓતન્વો', યાને નામીચાં તનવાળા (સ્પીગલ પ્રમાણે with renowned bodies) તથા 'આસ્નો ઉર્વાનો, યાને આસમાની આત્માવાળા (વાચ્છાજી) (સ્પીગલ પ્રમાણે with hevenly souls) અને અશો એવાં યશ્તના લખનારે જણાવ્યાં છે.

**તન અને રવાન સાથનાં ફરોહરો!**

ત્યારે ફરોહરોને કોઇક રીતના તન છે અને ઉર્વાનો souls પણ છે. પણ તેઓના તન માણસોનાં જેવાં નથી, તેઓના રવાનો માણસોના રવાનો જેવાં નથી. આ કારણે તેઓને માટે અનુક્રમે ખાસ 'સ્રઓ તન્વો' અને 'આસ્નો ઉર્વાનો' એવા શબ્દો વપડાયા છે. ફ્રવર્દીન યશ્તની તપાસમાં જે એક બાબદ પુરવાર કરવાની

**આપણે** તજવીજ કરે છીએ તે આ છે કે ફરોહરો અહુરમજદ સાથે પોતાની જાત માં, પોતાનાં essence માં, એકજ છે. આ કારણે જેમ તપાસ હેઠળના ફકરા ૪૦ માં તેજ પ્રમાણે યશ્તનાં ૮૦ અને ૮૧ માં ફકરાઓ કે જેમાં **અહુરમજદના સર્વથી શ્રેષ્ટ ફરોહર**ની વાત આવી છે તેમાં પણ અહુર-મજદના **ઉર્વન** યાને રવાન અને તેનાં **કેહર્પથી** વાત કીધી છે.

**અહુરમજદનું ઉર્વન અને કેહર્પ.**

ઉપર કહી ગયા કે ફરોહરોનાનાં 'તન' અને 'ઉર્વન' માણસોનાં જેવાં તન અને 'ઉર્વન' નથી અને હોઇ શકે પણ નહીં, તેજ પ્રમાણે અહુરમજદનું 'ઉર્વન' અને 'કેહર્પ' માણસોનાં રવાન અને તન જેવું નથી અને હોઇ શકે પણ નહીં. કારણ કે જોકે અહુરમજદની બાબદમાં ઉર્વન શબ્દ આવ્યો છે. છતાં ત્યાં ખુલ્લું કીધુંછે કે તેનું 'તેનુ' ઉર્વન યાને રવાન તે 'માંથ્ર સ્પેંત' પોતે છે, ત્યારે અહુરમજદને માણસના જેવુ રવાન નથી. વળી અહુરમજદને 'કેહર્પ' છે. 'કેહર્પ' અને 'તનું' (તન) એ જુદી મતલબ ધરાવે છે. બંને એકજ નથી. હજશ્તેના હા ૫૫ ના પહેલા ફકરામાં જ્યાં માણસને નવ (ખરી રીતે આઠ) તત્વો ધરાવતું દેખાડયું છે, તેમાં તન અને કેહર્પને જુદાં દેખાડયાં છે. તન એટલે માણસનું સ્થુળ શરીર material body, અને કેહર્પ એટલે માણસની અંદરનું સુક્ષ્મ શરીર, astral body. છતાં તર્જુમો કરવાવાળા સાહેબો 'કેહર્પ' નો અર્થ 'તન, ખાકી શરીર તરીકે કરે છે, તે ભૂલ ભરેલું છે. માણસનું રવાન કોઇક material vehicle, પદાર્થના બનેલા સાધન વગર યાને સ્થુળ શરીર વગર કામ કરી શકે નહીં, તેથી માણસનાં રવાનની સાથે તન તેમજ કેહર્પ બંને જોડેલાં છે.

ફકરા ૪૦ માં જ્યારે ફરોહરોને 'સ્રઓ તન્વો' અને 'આસ્નો ઉર્વાનો' યાને નામીચાં તનવાલાં અને આસ્માની રવાનવાળા કહ્યાં છે, ત્યારે ફકરા ૮૧ માં અહુરમજદને પોતાને માથ્ર સ્પેંતવાળું રવાન તથા કેહર્પ ધરાવતો કહ્યો છે, એ આપણે જોયું.

**પણ અહુરમજદનાં કેહર્પની મતલબ બરાબર સમજાતી નથી.**

જે પ્રમાણે અહુરમજદનું ઉર્વાન માણસનાં ઉર્વાન=રવાન જેવું નથી, કારણ કે તેનું ઉર્વાન તો માંથ્ર સ્પેંત, પોતે છે યાને કે અહુરમજદ અને તેનાં માથ્ર સ્પેંત વચ્ચે કાંઇ ફરક નથી, બંન્ને એકજ છે. તેમ અહુરમજદનું કેહર્પ પણ કોઇ પણ પદાર્થ, matter નું બનેલું હોઇ શકે નહીં. અહુરમજદમાં જે

કોઇ **પદાર્થ**, પછીને ગમે એવો સુક્ષ્મ હોય, ભળેલો હોય તો **અહુરમજદને** pure spirit તદ્દન ખાલેસ મીનોઇ હાલત ધરાવતો ગણી **શકાય નહીં**. **અને** તેના **અહુરમજદ જરથોસ્તી ધર્મ** પરસ્તેશ કરી શકે નહીં. ત્યારે જે **પ્રમાણે** **અહુરમજદને** પોતાને an embodiment of Mânthra Spênta **તરીકેજ** ગણી શકયે તેવીજ રીતે તેનાં કેહર્પને પણ કોઇ મીનિઇ હાલતનું embodiment તરીકેજ ગણી શકયે. **આ** કેહર્પની બાબદમાં **આપણી અક્કલ** વધુ પોહોંચી શકતી નથી, કારણ કે અહુરમજદને આપણે કોઇ પણ **રવેશે** જોઇ સમજી શકતાં નથી, સમજી શકયે પણ નહિં.

### જરથોશ્તે ફ્રોહરોને આરાધ્યાં.

ફકરા ૪૦માં આવેલા 'સઓ તન્વો' અને 'આસ્નો ઉર્વાનો' વાળા શબ્દોની મતલબ સમજવા પછી ફકરા ૪૧માં દાખલ થઇએ છીએ. ત્યાં કહયું છે કે "માહભારત કામ માથે લેતી વખતે યા કોઇ આફત આવી પડે ત્યારે જે **પ્રમાણે** અશો જરથોસ્ત કે જે 'રતુશ અસ્તવઇથ્યો ગએથયાઓ' તથા માણસોનો વડો હતો તેણે ફ્રોહરોને આરાધ્યાં, તેજ મિસાલ જે કોઇ માણસ ફ્રોહરોને આરાધે તેને તેઓ સારી કીર્તી આપનારાં થાય છે."

### ફ્રવર્દીન યશ્તનો ફકરો ૪૨મો પવિત્ર ગાથા વાળા હા ૪૩નાં સોલમાં ફકરાની યાદ આપે છે.

"અમે સર્વથી વધુ આબાદી કરનાર અહુરમજદ! જરથોસ્ત પોતે (તારા) મીનોને (સ્પેંતા મઇન્યુને) આદરમાનની નજરથી જુએ છે, (વૅરન્તે), તે પ્રમાણે કોઇમી શખ્સ (તેમ કરવાને) પોતાની બનતી કોશેષ કરશે." જે આજ્ઞા ઉપલા ગાથાવાળા ફકરામાં **અહુરમજદ** સ્પેંતમઇન્યુ બાબે જરથોસ્તને આપે છે, તેજ આજ્ઞા ફ્રવર્દીન યશ્તનો લખનાર જરથોસ્તનાં નામ સાથે અપણને આપે છે. **આ** દેખાડે છે કે તે લખનારનાં મનમાં હતું કે હાદોખ્ત નુસ્કનાં ફકરા ૪૦ **પ્રમાણે** **અહુરમજદ** અને સ્પેંત મઇન્યુમાંથી નીકળેલાં ફ્રોહરોની આરાધના **અશો જરથોશતને પણ માન્ય હતી.** હવે પવિત્ર ગાથામાં ફ્રવષિ, ફ્રોહર શબ્દ **મલતો** નથી, તેમાં ફ્રોહરો બાબેના આડકત્રા ઇશારાઓ મળે છે, એમ મેં મારી A New Interpretation of Spênta-Mainyu વાલી ચોપડીમાં દેખાડવાની તજવીજ કીધી છે. વળી ગાથામાં અહુરમજદનાં મીનો સ્પેંત મઇન્યુને આદરમાનની નજરથી જોવાની યાને તેને આરાધવાની વાત ખુલ્લી મળે છે અને આ સ્પેંત મઇન્યુમાંથી ફ્રોહરો ઊભાં થયાં છે એમ પણ ઉપલી ચોપ-

ડીમાં દેખાડવાની મેં તજવીજ કીધી છે તેજ પ્રમાણે વળી ફ્રવર્દીન યસ્તનાં ત્રીજા કરદાવાળા ફકરા ૨૮ અને ૨૯ ઉપરથી દેખાડયું છે તેમ ફ્રેરોહરે સ્પેંત મઇન્યુમાંથી અને તેટલા માટે ખુદ અહુરમજદમાંથી ઊભાં થયાં છે. ત્યારે ફ્રેરોહરે બાબેનો વિચાર ગાથાથી બેગાનો નથી, એટલું તો કહી શકાય છે. ઉપલાં કારણોએ જ્યારે ફ્રવર્દીન યસ્તના ફકરા ૪૧ માં જરથોસ્તને ફ્રેરોહરોને આરાધતો દેખાડયો છે, તે દેખાડે છે કે ફ્રેરોહરેનો ખ્યાલ ગાથાથી બેગાનો છે' એવો વિચાર યસ્તનાં લખનારનાં મનમાં હતો જ નહીં.

**"રતુશ અસ્તવઇથ્યો ગએથયાઓ"— ગએથાની મતલબ**

ફકરા ૪૧ માં જરથુસ્ત્રને "હાડમંદ ગએથાનો રતુ" કહ્યો છે. કાંગાજી તેનો તર્જુમો 'હાડમંદ દુનિયાનો સરદાર' કરે છે. સ્પિગલ તેને ruler of the corporeal world તરીકે જણાવે છે. વાચ્છાજી તેને "તનોમંદ દુન્યાનો દસ્તુર" તરીકે જણાવે છે, યાને રતુની મતલબ spiritual lord તરીકે લે છે, તે વધુ વાસ્તવિક છે; કારણ કે અવસ્તામાં વારંવાર અહુ અને રતુ શબ્દો આવ્યા છે, તેમાં અહુની મતલબ સરદાર ruler તરીકે અને રતુની મતલબ દીની દસ્તુર તરીકે થાય છે. ફ્રવર્દીન યસ્તના ફકરા ૯૧ માં પણ જરથુસ્ત્રને "અહુ રતુશ્ચ ગએથનાંમ્" યાને ગએથાઓનો અહુ યાને Temporal Lord અને રતુ એટલે Spiritual Lord યાને દીનનો વડો ધર્મગુરૂ આ પ્રમાણે જણાવ્યો છે. આ પ્રમાણે ફકરા ૪૧ માં આવેલી બાબદની મતલબ 'અસ્તવત, યાને તનોમંદ ગએથાનો રતુ યાને દિની દસ્તુર Spiritual Master તરીકે વધુ વાસ્તવિક રીતે લેવાય છે પણ ત્યારે

**તનોમંદ ગએથા એટલે શું?**

ગએથાની મતલબ દુનિયા યા મુલકો તરીકે હોઇ શકે નહીં, કે જેવું કાંગાજીનાં, વાચ્છાજીનાં અને સ્પિગલનાં તર્જુમાઓમાંથી નીકળે છે. જરથુસ્ત્ર પોતે કોઇબી વખતે **આખી** દુનિયાના અહુ સાહેબ, પાદશાહ યા સરદાર ન હતા. વળી તેવણ **આખી** દુનિયાના રતુ Spiritual Lord તરીકે પણ ન હતા કારણ કે તેવણના પોતાના વખતમાં જરથોસ્તી દીન આખી દુનિયામાં ફેલાયલી ન હતી. તેજ પ્રમાણે તેવણની પછી પણ જરથોસ્તી દીન **કોઈ પણ એક વખતે** તમામ હપ્ત કેશ્વરમાં ફેલાયલી ન હતી, અને આજે પણ નથી. પણ આપણે આગલ ચાલતાં જોઇશું તેમ ફ્રવર્દીન યસ્તનાં ફકરા ૬૨ અને ફકરા ૧૨૮, ૧૨૯ ની મતલબ પ્રમાણે જરથોસ્તી દીન છેક **છેલ્લા વખતોમાં**

આખી દુનિયામાં ફેલાશે, આવી સમજણથી 'ગએથા' યા 'ગએથનામ્'ની મતલબ આપણી દુનિયા this world, this earth તરીકે અથવા મુલકો તરીકે લેવાઇ શકાય નહિં. દુનિયા માટે ગાથા અને અવસ્તાના પવિત્ર લખાણોમાં જાંમ, પૅરૅથ્વી (પૃથ્વી), હપ્ત કેશ્વર (આ દુનિયા ઉપરના સાત ખંડો) એવા શબ્દો આવે છે. ત્યારે 'ગએથા'ની મતલબ કોઇક જુદીજ રીતે લેવાની છે. યજશ્નેના ૫૫, માં હાની શરૂઆતમાં એક માણસનાં શરીરની અંદર રહેલા શારીરિક અને રૂહાની ભાગો યા તત્વોની વાત આવી છે. તેમાં પહેલા 'ગએથાઓ' અને પછી તત્વ, અજદ,... બઓધ, ઉર્વાન અને ફ્રવષીની વાત કીધી છે. આપણે 'ગએથા'ને અત્રે આ દુનિયાની મતલબે લઇ શકયે નહીં, કારણ કે આ ૫૫ મા હામાં ફક્ત માણસનાં શરીરની વાત કીધી છે.

સાધારણ રીતે આ 'ગએથા'થી શરૂ થઇને 'ફ્રવષી'થી આખર થતા શબ્દો નવ હોય એમ ગણવામાં આવે છે. પણ હું ધારૂં છું કે ત્યાં ફક્ત આઠ શબ્દો આવ્યા છે. અને પહેલો શબ્દ 'ગએથાઓ' પાછલ આવતા આઠ વિભાગોની મતલબ પોતાની અંદર સમાવી દેતા એક Embodiment યા Corpus તરીકે લેવાઇ શકાય છે.

હા ૫૫ ની મતલબ બારીકીથી તપાસવામાં 'ગએથા' શબ્દની મતલબ બરાબર સમજાશે એમ હું ધારૂં છું. એક વિદ્વાન અભ્યાસી 'ગએથા'ની મતલબ અંગ્રેજી શબ્દ plexus=network of fibres or vessels in animal body, as gastric pulmonary plexus (see Oxford Dictionary of Currrent English)ની મતલબે લે છે. જુદી જુદી જાતનાં plexus આપણા શરીરોમાં હોય છે. પણ આ બાબદમા હા. ૫૫ માં જોવાનું છે તે આ કે તેમાં 'ગએથા' શબ્દને માણસના તનમાં યાને શરીરમાં રહેલાં કોઇ એક plexus તરીકે લઇએ તો તે પણ બરાબર લાગતું નથી. કારણ કે આ હામા ગએથાની મતલબ plexus તરીકે હોય તો પછી તેમાં આવેલો 'તનુ' યા શરીર શબ્દ 'ગએથા' શબ્દની આગલ આવવો જોઇએ, પછીથી નહિ. કારણકે પહેલાં 'તનુ' શરીરની વાત કીધા પછી શરીરમાં આવેલા plexus ની વાત થઈ શકે.

ફકરા ૪૨ માં ફ્રોહરોની વાત આગલ ચલાવતાં આવ્યું છે કે "ફ્રોહરો **મીનોમાંથી નીકળીને** આસ્માનના મથાળાં ઉપર જાય છે." 'અસમન'ની મતલબ ફ્રવર્દીન યશ્તનાં બીજા ફકરામાં આ આગમજ જોઇ ગયા છીએ.

ફકરા ૪૨ માં વધુ કહ્યું છે કે ફરોહરો મદદ કરવા આવે છે ત્યારે તેઓ પોતાની સાથે 'અમ' હિમ્મત, 'વેરેથ્રધ્ન' ફત્તેહ, 'વનઈન્તિ ઉપરતાત' ફત્ત મંદ, શ્રેષ્ઠપણું, અને 'સઓક' સુખ, પવિત્ર તૃપ્તિ લેતાં આવે છે. કાંગાજી 'અમ' 'વેરેથ્રધ્ન' વિગેરેને યજદો યા ફરેસ્તા તરીકે યાને કે તેઓ કોઇ હસ્તિઓ entities હોય તેવી મતલબે લે છે. પણ 'અમ,' 'વેરેથ્રધ્ન,' 'વનઇન્તિ ઉપરતાત' અને 'સઓક'ને માટે ટેક્ષ્તમાં યજદો યા ફરેસ્તા તરીકેના શબ્દો આવ્યા નથી. સ્પીગલ તેમજ વાચ્છા વધુ વાસ્તવિક રીતે તેઓને 'ગુણો' તરીકે લે છે તે ખરૂં છે.

ફરોહરો જ્યારે પોતાની સાથે 'અમ' 'સઓક' વિગેરેને માણસોનાં ફાયદાને માટે લાવે છે, ત્યારે તેઓ ફકરા ૪૩ પ્રમાણે "પશુ અને માણસોનાં, આર્યન દેશોનાં, પાંચ જાતના જાનવરોના પોષણને માટે, તથા અશો માણસોની મદદને માટે સતવએસ (નામના સેતારા)ને જમીન અને આસમાનની વચ્ચે મોકલે છે કે જે સેતારો આ દુનિયાની ઉપર પાણીને વહેતું કરનાર, પાણીને બધે પહોંચતું કરનાર, ઝાડપાનોનો વધારો કરનાર છે." તે પછીના ફકરા ૪૪ પ્રમાણે "સતવએસ જમીન અને આસમાનની વચ્ચે આવી પહોંચે છે," એમ કાંગાજી તર્જુમો કરે છે, પણ વાચ્છાજી પ્રમાણે "સતવએસ" સિતારો જમીન અને આસમાનની વચ્ચે પાણી ચલાવનાર" વિગેરે છે. આ રીતે આપણે જોઇએ છીએ કે જ્યારે ફકરા ૪૨ મુજબ ફરોહરો **મીનો**થી નીકળીને અસમનના (સૃષ્ટિ)નાં મથાળાં ઉપર જાય છે ત્યારે ફ. ૪૪ પ્રમાણે તેઓ સતવએસ સેતારા મારફતે દુન્યાને સુખ પોહોંચાડે છે.

હવે આપણે કરદા **૧૨** ઉપર આવ્યે છીએ જેમાં ફરોહરો લડાઇની વખતે માણસોને મદદ કરે છે તે વાત ફકરા ૪૫ થી ૪૮ માં વધુ આગળ ચાલે છે. આપણે આગલ જોઇ ગયા છીએ કે ફકરા ૩૫ અને ૩૬ માં ફરોહરોને લડાઇની વખતે અશો માણસોને મદદ કરતી વખતે ઢાલ રાખનારાં જણાવ્યાં છે. ફકરા ૩૭ અને ૩૮ માં "તુરાની-દાનુઓ" સાથની લડાઇમાં અશો માણસોને મદદ કરતી વખતે ફરોહરોને "પુષ્કળ લશ્કરવાળાં, હથિયારબંદ થએલાં, ઉંચો વાવટો રાખનારાં પ્રકાશિત" ફરોહરો તરીકે જણાવ્યા છે. તેજ પ્રમાણે કરદા ૧૨ વાલા ફકરા ૪૫ માં ફરોહરોને "લડાઇની લોઢાંની ટોપી રાખનારાં, લોઢાંના હથિયાર રાખનારાં તથા લોઢાંનું બખ્તર રાખનારાં" જણાવ્યાં છે.

ઉપલા ફકરાઓમાં જેમ માણસો લડાઇને વખતે ઢાલ, બખ્તર વિગેરેથી સજ

થયેલાં હોય છે તેજ પ્રમાણે ફરોહરોને આવા હથિયારોથી સજ થઇને અશો માણસોને કોઇક ભેદી રીતે લડાઇમાં મદદ કરતાં જણાવ્યાં છે.

કરદા ૧૨ વાલા ફકરા ૪૫ થી ૪૮ બાબે કાંગાજી અને વાચ્છાજીના તર્જુમાઓ ધ્યાનથી અભ્યાસ કરવા જોઇએ, જેમાંથી યશ્તના લખનારની મતલબ સાધારણ રીતે સમજાય છે, છતાં કેટલીક વિગતો માટે આ તર્જુમો કરનારાઓમાં મહત્વનો ફરક રહયો છે. માટે ગાથા સોસાયટીના વિદ્વાન સરનશીન મર્હુમ શેઠ બહેરામગોર તે. અંકલેસર્યા એમ. એ. નો આ ફકરાઓનો તર્જુમો તેઓ તરફથી મલેલી બહાલી પછી હેથળ રજુ કરૂં છું:—

45. We adore[6] '*the* good[2], valiant,[3] beneficent[1] Fravashis[5] of the righteous[1], who have steel helmets[7], implements of steel[8], armours of steel[9], who[10] fight[11] amongst the enemy-smiters[12], enveloped in light[13], bringing[16] the battle array[15] ready to give battle[14] to kill[17] the daēvās[18] in thousands[17].

46. When[19] amid[21] them[20] (the Fravashis) blows forth[23] the wind[22] bearing the intelligence (admonition)[24] of men[25], in them[29] these[26] men[27] recognise[28] the intelligence of victory[30]; to these[32] good,[36], valiant,[37], benificent[38] fravashis[31] of the righteous[35], they[31] dedicate[34] gifts[33], with[41] firm[40] heart[42], with[44] upraised[43] arms[45].

47. Whosoever[46] worship[50] them[48] the best,[49] with[53] devoted[51,52] mind[54], with[57] sincere[55] spirit[57], thitherward[58] turn[59] the preponderant[60] Fravashis[62] of the righteous[61] with[63] Mithra and[64] Rashnu[65], and[65] with the preponderant[66] semblance[68] of the sage[67] with[69] the wind[70], the Smiter of the enemy[71].

48. Those[72] countries[73] overpower[76] the vanquished[75] at one blow[74] fifty-fold[77] and a hundred-fold,[78] hundred-fold[79] and a thousand-fold[80], a thousand-fold[87]

and a ten thousand-fold,[82] ten thousand-fold[83] and in incalculable number[84], whither[85] turn[86] the preponderant[87] Fravashis[89] of the righteous[88].

કરદા ૧૨ નાં ફકરા ૪૫ માં "હજંગ્રચ્નન્યાઇ દએવનાંમ્" એવા શબ્દો આવ્યા છે. બધા તર્જુમો કરનારા સાહેબો "દેવોને હજાર ઘણા મારવાને માટે" એવી મતલબનો તરજુમો કરે છે, ત્યારે આ

**'દએવા' તે કોણ?**

પવિત્ર ગાથામાં દાખલા તરીકે, હા. ૨૯ ફકરા ૪ માં 'દએવા, મષ્યા' શબ્દો આવે છે તેની મતલબ દેવો demons અને માણસો એવી થતી નથી એમ હું આગલ કહી ગયો છું. હું એવું માનું છું કે ગાથામાં અશો જરથુસ્ત્રએ દેવો, આહરિમન જેવી બુરી હસ્તિઓ (evil entities) જેવી કોઇ અહુરમજદને સામે જતી હસ્તિઓ કલ્પી નથી, માની નથી. અહુરમજદએ એવી કોઇ બુરી હસ્તિઓ પેદા કીધી નથી, યાતો આવી કહેવાતી બુરી હસ્તિઓ પોતાની મેળે પણ પેદા થઇ નથી. જરથોસ્તએ જે કલ્પ્યું છે તે માણસોની અંદર માણસોએ પોતે ઉભું કીધેલું બુરૂં મન, અંગ્રમન, આહરિમન, આખરમન માત્ર છે માણસોને જે મરજીનું છુટાપણું અહુરમજદ તરફથી મળ્યું છે, તેની રૂએ માણસે પોતે બુરૂં મન ઉભું કરી શકે છે, તેમજ તેને નાબુદ પણ કરી શકે છે. આવાં બુરાં મનને માટે ગાથામાં દ્રુજ, દરૂજ યાને the cause of mischief in men, અથવા અકોમન, evil mind, એવા શબ્દો આવ્યા છે.

અત્રે એક અગત્યની બાબદ ઉપર આપણું ધ્યાન ખેંચાય છે. ફ્રવર્દીન યસ્તનાં ફકરા ૩૩ માં 'દએવનાંમ્ મષ્યાનાંમ્' એવા શબ્દો આવ્યા છે, અને ત્યાં દેવો અને માણસોની ખરાબીઓને ફ્રોહરો તોડી નાખે છે એમ આવ્યું છે. તેની મતલબ એવી છે કે દએવયસ્નની કરનારાં બુરાં માણસોની ખરાબીઓને ફ્રોહરો કોઇક અદિઠ રીતે તોડી નાંખે છે. પણ આપણી તપાસ હેઠળના ફકરા ૪૫ માં 'દએવનાંમ્' યાને દેવો એવો શબ્દ એકલો આપ્યો છે. અને ત્યાં 'હજંગ્રચ્નન્યાઇ દએવનાંમ્' એટલે 'દેવોને હજારગણા મારવા'ની વાત આવી છે. આ ફકરામાં 'દએવનાંમ'ની સાથે 'મષ્યાનાંમ્' શબ્દ જોડાયલો નથી આવ્યો. તેથી કોઇ ગુંચવણમાં પડે કે અત્રે ફ્રોહરો કોઇ કહેવાતા મિનોઇ દેવોની સાથે લડે છે તેની વાત આવી છે. આપણમાંના કોઇક જરથોસ્તીઓ એવું માને છે કે મિનોઇ દુનિયામાં પણ સારી અને બુરી હસ્તિઓ એકમેક સામે લડી રહી છે. યજદો જેવી કહેવાતી પવિત્ર હસ્તિ

દેવો જેવી કેહવાતી બુરી હસ્તિઓ સાથે લડી રહી છે. આવી રીતની લડા-ઇની વાત આપણે અંગ્રેજ કવિ મિલ્તનની કવિતાઓમાં પણ જોઇએ છીએ. આપણા અવસ્તા લખાણોમાં આવતા 'દએવા' શબ્દના ઉપયોગથી આપણુ જરથોસ્તીઓને મનમાં ઘણો ગુંચવાડો રહેલો છે. ફકરા ૪૫ પ્રમાણે ફ્રોહરો 'દએવા' સાથે લડે છે. તે ઉપરથી, યાને દએવા શબ્દની ખરી સમજણની ગેર-હાજરીમાં, આ દુનિયા ઉપરની માણસોની લડાઇ જેવી મિનોઇ દુનિયામાં પણ સારી અને બુરી મિનોઇ હસ્તિઓ વચ્ચે લડાઇ ચાલે છે એવી વાત પાછલાં લખાણોમાં આવી છે. પણ ફ્રવર્દીન યશ્ત આ દુનિયા ઉપરના મનુષ્યો માટેજ લખાયલી છે. માણસો અશોઇમાં કેમ આગળ વધે, માણસોની અંદરની બુરાઇઓ કેમ દૂર થાય, તે માટે યશ્ત લખાઇ છે. મિનોઇ દુનિયામાં ભલી અને બુરી હસ્તિઓ એકમેક સાથે લડે તેમાં આ દુનિયા ઉપરના માણસોનું સાર્થક શું અને કેવી રીતે થાય, તે સમજમાં ઉતરી શકતું નથી. પયગામ્બર સાહેબે તેથીજ મિનોઇમાં થતી કહેવાતી લડાઇની વાત પવિત્ર ગાથામાં કોઇ પણ જગાએ કીધી નથી, તે હમેશાં ધ્યાનમાં રાખવું જરૂરી છે.

હવે આપણે "યાઓ વીસાદ"ને નામે ઓલખાતા નામીચા તેરમાં ફકરા ઉપર આવ્યે છીએ.

**"હમસ્પથમએદેમ (ગાહામ્બાર)નાં હીંગામ ઉપર ફ્રોહરો દસ પૂરા દિવસ મોહોલ્લાઓ તરફ આવે છે અને ફરહેર કરે છે."**

આગલાં વર્ષોમાં ફ્રવર્દીગાંનના દિવસો દસ કે અઢાર તે બાબે ઘણી ટકર ચાલતી હતી. પણ આ કરદાની ટેક્સ્તમાં રાત અને દિવસ મળીને પૂરા દસ દિવસની વાત—'દસ પઓરી ક્ષફનો'—ની વાત આવી છે. અને તે માટે ઘણા ખરા બધા વિદ્વાનો એકમત છે. હવે દસ દિવસને બદલે અઢાર દિવસ જણાવવા માટે એક કારણ એવું જણાવવામાં આવે છે કે છેલ્લા યાને બારમા મહિના અસ્પનદારમદનાં છેલ્લા પાંચ દિવસ, (પંજે કેહ યાને નાના પાંચ દિવસ) અને હમસ્પથમએદેમ ગાહમ્બારના વર્ષની આખરીએ ઉમેરાયેલા ગાથાના પાંચ દિવસ, (પંજે મેહ યાને પાંચ મોટા દિવસ) મલીને જે દસ દિવસ થયા તે દિવસોની ઉપર આવતાં વરસના પહેલા સાત દિવસ રોજ હોરમજદથી અમ-રદાદ સુધી વધારવામાં આવ્યા છે. તેનું કારણ એવું જણાવ્યું છે કે આ નવાં વરસના સાત દિવસો પણ પહેલા માસ ફ્રવર્દીન સાથે યાને ફ્રવર્દીગાંનના દસ દિવસો સાથે કોઇક રીતનો સંબંધ બતાવે છે. આ સાત દિવસો સાત (હપ્ત)

અમશાસ્પંદોના નામો ધરાવે છે તેથી પણ તેઓને ફરવદીગાંનના દસ દિવસોની ઉપર વધારવા જોઇએ એવું ધારવામાં આવે છે. આવી રીતે દસના સતર દિવસો થયા! પણ સત્તરના અઢાર કરવા બદલ કહેવામાં આવે છે કે આસ્તાદ રોજથી શરૂ થતાં ખરા ફરવદીગાંનના દિવસો માટે આગલા દિનથી યાને અશીશવંઘ રોજથી ફરોહરોને માટેની તૈયારી કરી રાખવી જોઇએ! આવી રીતે ત્યારે દસના અઢાર દિવસ થયા! અલબત્તાં નવા વરસની શરૂઆતના હોરમજદ રોજથી અમરદાદ સુધીના દિવસો ઘણી મહત્વતા ધરાવે છે. પણ યસ્તની ટેક્ષ્તમાં તો ખરા ફરવદેગાંનના ફક્ત પૂરા દસ દિવસની વાત છે તે ભુલવી જોઇતી નથી.

**હમસ્પથએદેમ ગાહાંબારના દસ દિવસો ઉપર ફરોહરો 'આવે' છે.**

આ મહત્વના **તેરમા** કરદાના ફકરા ૪૯ પ્રમાણે ફરોહરો દસ દિવસ આ દુનિયા ઉપર તેઓને બોલાવ્યે યા ન બોલાવ્યે તો પણ તેઓ **'આવે છે.'** (આવયેઇન્તિ). બીજા દિવસો ઉપર પણ ફરોહરોને આપણે **બોલાવીએ છીએ.** પણ જો બોલાવનારાઓ અશો હોય, અશોઇની તરફ પહોંચનારા હોય, **તોજ** તે ફરોહરો તેઓને મદદ કરે છે. ફરવદીન યસ્તમાં આ મતલબનું ખુલ્લું લખાણ વારંવાર મળે છે. તે બાબે આપણે પાછળથી બર વખતે જોઇશું. પણ આ દસ દિવસો ઉપર ફરોહરો **ખાસ અત્રે આવે છે.** તે બાબે મેં મારી ધાર્મિક વિષયો—ફરવિની ફીલસુફી વાલી ચોપડીમાં વિગતે જણાવ્યું છે. તેથી અત્રે એટલુંજ કહીશું કે વરસના છેલ્લા દસ દિવસોમાં ફરોહરો આ દુનિયાને લગતું, તેને સમારવાનું, તેને કંઇક અંદિઠ આલુદગી લાગી હોય, કે જેને આપણે જોઇ, સમજી કે સમજાવી શકતા નથી, તેવી આલુદગીને દૂર કરવાનું ખાસ કામ પરવરદેગાર તરફથી તેઓને સોંપવામાં આવ્યું છે તે અત્રે પધારી કરે છે. દુનિયાની બીજી પ્રજાઓમાં પણ વરસના છેલ્લા દિવસોની મહત્વતા સમજાવવામાં અને સ્વિકારવામાં આવી છે.

પછીના ફકરા ૫૦ મા જણાવ્યું છે કે જ્યારે ફરોહરો હમસ્પથમએદેમ (ગાહાંમબાર)ને ટાંકણે આવે છે ત્યારે તેઓ નીચે પ્રમાણે ખાહેશ રાખતાં આવે છે:—

"**કો નો સ્તવાત્......**," "કોણ હમારી સ્તુતિ કરશે? કોણ (હમુને) આરાધશે!......કોણ (હમુને) ગઓવાળા અને વસ્ત્રવાલા હાથ સાથે **અશોઇ તરફ પહોંચાડનારી બંદગીથી** આદરમાન આપશે? હમારામાંના કોણનું "નામ આધઇર્યાત" કરશે યાને કોણનું નામ 'ઇદ્ય' અત્રે યાદ કરવામાં આવશે? તેમજ

**તમારામાનું** (યાને જીવતા માણસોમાંનું) કોણનું રવાન હમુને આરાધશે? **હમારામાંના કોણને** તે ભેટ આપવામાં આવશે, કે જે ભેટ **હંમેશને હંમેશ સુધી તાજા ખોરાક** (તરીકે) થાય"? આ પ્રમાણે ફ્રરોહરો માણસો તરફની સ્તૂતિ, તેઓનાં નામ દઇને માણસોએ 'નામ આધઇર્યાત' (જે ઉપરથી 'નામ ધરણ' શબ્દ નીકળ્યો છે), તે કરવાનું કામ વિગેરે, તેમજ પેલી ભેટ કે જે હંમેશ ને હંમેશ સુધી તાજી રહે એવી ભેટની આરજુ રાખે છે.

ત્યારે હંમેશ સુધી તાજી રહે તે ભેટ કેવી હોય? તે ભેટ તે આપણા અંતઃકરણની બંદગી છે કે જેની અસર હંમેશ સુધી આપણા રવાન ઉપર રહી શકે છે. દુનિયાની ખોરાક વિગેરેની ભેટ કાંઇ હંમેશ સુધી ટકી શકતી નથી. ફ્રરોહરો તેવી ભેટ માંગતાં નથી. તેઓ માંગે છે કે જીવતાં દરેક નાના મોટાં માણસનું રવાન યાને તે માણસ પોતે ગુજરેલાંઓના ફ્રરોહરોને નામ દઇને યાદ કરે, તેઓની સ્તૂતિ કરે, યાને બંદગીની ભેટ અર્પણ કરે.

**પણ આજે તો? ..**

ક્રિયાકામો અગ્યારી આતશબહેરામો જેવાં પાક સ્થલોમાં સોંપી દેવામાં આવે છે. ઘટતાં ક્રિયાકામોની અસર આપણે આપણા ઘરોમાં ચાલુ મેળવતા નથી. આપણામાનો ઘણો મોટો ભાગ બંદગી અને ક્રિયા કામની મતલબ સમજતો નથી, સમજવા માંગતો નથી, અને તે કારણે આપણ સર્વે નાના મોટા બંદગી અને ક્રિયાકામની ખરી સમજથી, તેઓની ખરી અસરથી, **હાથે કરીને** બેનસીબ રહીએ છીએ. આપણા નાના બાળકોને પણ નાનપણથી એ બાબે અંધકારમાં રાખીએ છીએ, અને તે પછી આપણે બરગસ્તે હાલતમાં કાંય આવ્યે છીએ તેનું કારણ પૂછવા જઇએ છીએ!

ફકરા ૫૧ અને ૫૨ માં યસ્તનો લખનાર જણાવે છે કે જો ફ્રરોહરોને આપણ જીવતાંઓ **અશોઈ તરફ પહોંચાડનાર બંદગીથી,** "અષ-નાસ નેમઘંહ"થી આરાધીએ છીએ તો તે ખુશનુદ થયલાં ફ્રરોહરો આપણને નીચલી દુવાઓ દે છેઃ-"આ ઘરમાં ગાયદારોનું તથા માણસોનું વધવું થજો...જે **માણસ...**અશોઇ તરફ પહોંચાડનારી બંદગીથી હમુને ખચીત આરાધે તે માણસ જોરેમંદ (તથા) અન્જુમનનો સરદાર થજો." આતશ નિયાએશમાં ભણનાર અહુરમજદના આતર Divine energy તરફથી અન્જુમનમાં બેસનારું ફરજંદ વિગેરે અનેક ન્યામતો માંગે છે, તે ફ્રવર્દીન યસ્તના કરદા ૧૩ નો એક પડઘો માત્ર દેખાય છે. તેજ પ્રમાણે હોરમજદ યસ્તના ૯ માં ફકરામાં અહુરમજદ

જણાવે છે કે "જે માણસ યજશ્ને કરવા લઇ ગયલી ભેટોથી, દહાડો અને રાત મને ઇજે, તે માણસની મદદને માટે તથા ખૂશીને માટે હું આવીશ; તેમજ અશો સરોશ, 'આપો' અને 'ઉર્વરાઓ' તથા 'અશોઓનાં ફ્રોહરો મદદને તથા ખુશીને માટે આવશે."

**કરદા ૧૪, ૧૫, અને ૧૬ ની બનેલી એક નામીથી ત્રગડી.**

અત્યાર સુધીમાં ફ્રોહરોની અનેક સિફ્તો જણાવવા ઉપરાંત મોટી લડાઇઓમાં ફ્રોહરો માણસોને અનદીઠ રીતે કેમ મદદ કરે છે તે બતાવવા પછી, તેમજ કરદા ૧૩ માં ફ્રોહરોનું સર્વોત્તમ કામ જે વર્ષને છેડેને દસ દહાડામાં આપણી દુન્યાને કોઇક રવેશે સમારવાનું અંદિક કામ બાબે બોલવા પછી કરદા ૧૪, ૧૫, ૧૬ માં ફ્રોહરો સ્રષ્ટિને સમારવાનું અને ટેકાવી રાખવાનું મહાભારત કામ કેવી રીતે કરે છે તે દેખાડયું છે. આ કરદાઓમાં સ્રષ્ટિની પેદાયશ થતાં થતાં કેવી રીતથી આખી સ્રષ્ટિ ફ્રશોગર્દના વખત સુધી વૃદ્ધિ કરે છે તે જણાવ્યું છે આ ત્રણે કરદાઓ જાણે એક જાતની ત્રગડી છે. જેની અગત્યની વિગતોમાં આપણે લંબાણથી ઉતરીશું.

**"ફ્રોહરો 'અપામ મજદધાતનાંમ્' યાને મજદએ પેદા કીધેલાં 'આપો'ને સારો માર્ગ બતાવે છે."**

કરદા ૧૪ ના ફકરા ૫૩ માં આવ્યું છે કે ફ્રોહરો અહુરમજદના પેદા કીધેલાં 'આપો' (પાણીઓ) ને સારા માર્ગો બતાવે છે, કે જે 'આપો' ફ્રોહરોએ માર્ગો બતાવ્યાં તેની આગમજ **લાંબો વખત સુધી એકજ જગાએ થંભ તથા ઝરામાંથી વહેવા વિના રહેલાં હતાં."** આ ફકરામાં જેમ સાધારણ રીતે ધારવામાં આવે છે તેમ આ દુનિયા પરના નદી, નાળાં અને દરિયાનાં પાણીઓની વાત નથી, પણ તે એવાં (આપો) પાણીઓની વાત કીધી છે કે જે ફકરા ૫૩, પ્રમાણે લાંબો વખત સુધી એકજ જગાએ વહેવા વિના થંભ રહ્યાં હતાં; પણ જેઓ ફકરા ૫૪ પ્રમાણે "હમણાં અહુરમજદની ખુશી પ્રમાણે અમેશા-સ્પેંતાની ખુશી પ્રમાણે અહુરમજદનાં પેદા કીધેલા રસ્તા તરફ, ખુદાના 'બઘો-બખ્ત'ના બનાવેલા માર્ગ તરફ મુકરર કીધેલી પાણીની જગા તરફ (આબગાહ તરફ,—વાછાજી) વહે છે."

આ બન્ને ફકરાઓનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરીએ તો દેખાય છે કે લખનારનાં મત પ્રમાણે એક વખત એવો હતો કે જ્યારે 'અપાંમ્ મજદધાત-ાંમ્ન' યાને મજદાના પેદા કીધેલાં 'આપોમાં ગતિ યાને motion દાખલ થઇ

ન હતી, અને તેથી તેઓ એક જગાએ, વહેવા વિના, લાંબો વખત સુધી, થંભ રહ્યાં હતાં; પણ હાલે યાને તેઓમાં ગતિ દાખલ થવા પછી તે આપો ચાલુ વહ્યા કરે છે.

**ત્યારે આ 'આપો' (પાણીઓ) શું છે?**

વિદ્વાન બાળગંગાધર તિલક Arctic Home in the Vedas નામનાં પોતાનાં નામીચાં પુસ્તકનાં નવમાં પ્રકરણમાં The Celestial Waters યાને મિનોઇ પ્રવાહો, મિનોઇ પાણીઓ, એવાં મથાળાં હેઠળ આ **'આપો'ની સમજણ** આપે છે. મારી "ધાર્મિક વિષયો"વાલી ચોપડીનાં પાના ૧૧૫ થી ૧૨૬ માં આ મિનોઇ પ્રવાહો બાબે મેં વિગતે વિવેચન કર્યું છે. મી. તિલક પોતાના ઉપલાં પુસ્તકનાં પાના ૨૬૫ ઉપર જણાવે છે કે અસલી આર્યનો અસલી હિંદુઓની માફક માનતા હતા કે સૃષ્ટિના તમામ ભાગમાં એક જાતનો અતિ સૂક્ષ્મ પદાર્થ Subtle Matter પથરાઇ રહ્યો છે. આને તેઓ Watery Vapours પાણીના બાફ તરીકે જણાવતા હતા અને કેહતા હતા કે આકાશમાં સુર્ય ચંદ્ર અને સેતારાઓની ગતિ આવા સૂક્ષ્મ પદાર્થને લીધે ચાલુ રહેતી હતી. તિલક વધુ જણાવે છે કે આ Celestial Waters, આકાશી પાણીઓ, **પહેલાં નીચેથી ઉપર** અને **પછી ઉપરથી નીચે** એવી રીતે નિરંતર વહ્યા કરે છે. અને એમ પણ કહે છે કે વળી આ પાણીઓને રીગવેદ ૯,૧૧૩ માં "યાહવીત્" યાને eternal હંમેશ સુધી ફરતાં પાણીઓ તરીકે જણાવ્યાં છે. બીજી અગત્યની વાતો કીધા પછી તિલક જણાવે છે કે પારસી લખાણોમાં પણ વંદીદાદની ૨૧ મી પરગર્દના ચોથા ફકરામાં, આવાં **નીચેથી ઉપર** અને **ઉપરથી નીચે** ચાલુ વહેતાં પાણીઓની વાત આવી છે. તે The Sacred Books of the East Series ના ચોથા વોલ્યુમની અંદર આવેલો દારમેસ્તેતરનો ઉપલા ચોથા ફકરાનો તર્જુમો આપે છે. "As the sea Vouru-kasha is the gathering place of the waters, rising up and going down, up the aerial way and down the earth, down the earth and up the aerial way: thus rise up and roll along! thou in whose rising and growing Ahura Mazda made the aerial way." ધ્યાનથી અભ્યાસ કરતાં લાગે છે કે ફ્રવર્દીન યશ્તના કર્દા ૧૪ માં આવેલી વાત વંદીદાદવાલા ઉપલા ફકરાની વાત સાથે મલતી થાય છે. અને યશ્તમાં જણાવેલા 'આપો',

celestial waters અહુરમજદની અને 'અમેષાઓ'ની ખુશી Will, મરજી પ્રમાણે "હોરમજદના પેદા કીધેલા રસ્તા તરફ, ખોદના બનાવેલા માર્ગ તરફ, **મુકરર કીધેલી** પાણીની જગા તરફ વહે છે." આ મુકરર કીધેલી જગા તે વંદીદાદમાં જણાવેલો વોઉરૂકષ છે. વોઉરુકષ શબ્દની મતલબ પ્રમાણે તે બધા (વૉઉરૂ) પ્રવાહોને પોતાની તરફ ખેંચીને ('કષ' કરે છે) સમાવી રાખે છે. ત્યારે આ વૉઉરુકષ આ દુનિયા ઉપરનો કોઇ નાનો યા મોટો દરિયો કે નદી નથી પણ આકાશમાં એટલે અસ્મનમાં બધા મિનોઇ પ્રવાહોને, celestial waters ને, પોતાની અંદર સમાવી દેનાર અને પાછા બહાર કાઢનાર તરીકેની તે કોઇ એક જગાનું નામ છે. આ બાબે વધુ વિગતો માટે "ધાર્મિક વિષયો" નામની મારી ચોપડીનો હવાલો આપીને હવે આગલ ચાલીશું.

**પંદરમાં કરદાવાલાં ઉર્વરાઓ (ઝાડો) શું છે?**

જે પ્રમાણે કરદા ૧૪ માં 'પાણીઓ' બાબે આવ્યું છે, તેવીજ રીતે કરદા ૧૫ ના ફકરા ૫૫ અને ૫૬ માં 'ઉર્વરાઓ' બાબે તેવાજ શબ્દોમાં આવ્યું છે. "ફ્રરોહરો પોતાની મેળે ફળ આપનારાં ઝાડો, 'ઉર્વરાઓ'ના સુંદર વધારાને ટેકો આપે છે કે જે 'ઉર્વરાઓ' **લાંબી મુદત સુધી** એકજ જગ્યાએ સ્થિર હાલતમાં વધ્યા વિના રહેલાં હતાં." પણ "હમણાં તેઓ અહુરમજદ અને 'અમેષાઓ'ની ખુશી, મરજી પ્રમાણે, હોરમજદના પેદા કીધેલા રસ્તામાં, ખોદાના બનાવેલા માર્ગમાં, ઠેરવેલે વખતે વધે છે." 'આપો'ની માફક પોતાની મેળે ફળ આપનારાં 'ઉર્વરાઓ પણ તેઓમાં ગતિ motion દાખલ થઇ તેની આગમજ લાંબો વખતસુધી એકજ જગાએ વધ્યા વિના રહેલાં હતાં. પણ હવે તે 'ઉર્વરાઓ' ઠેરવેલા વખતે ચાલુ વધ્યા કરે છે. આ 'ઉર્વરાઓ' પણ આ દુનિયામાં ઉગતાં અને નાશ પામતા ઝાડો નથી. તેઓ પણ આપોની માફક કોઇક મિનોઇ પ્રવાહો છે. જે બાબે મારી ઉપલી ચોપડીમાં વિગતે જણાવ્યું છે.

**કરદા ૧૬ મુજબ સેતારા, માહતાબ, આફતાબ, અને અનઘ રઓચાઓ ફ્રષોગર્દને પોહોંચવાની ખાહેશ રાખતાં આગલ જાએ છે.**

"ફ્રરોહરોએ સેતારા, માહતાબ, આફતાબ તથા બેહદ રોશનીઓનાં (અનઘ રઓચાઓનાં) ખરા માર્ગો ખોલ્લા કીધા અથવા દેખાડયા કે જેઓ દેવોની ખરાબીને લીધે દેવોના હુમલાઓને લીધે તેની **આગમજ લાંબી મુદત સુધી** ગર્દેશ વગર રહેલાં હતાં. પણ હમણાં તેઓ ભલી 'ફ્રષોકેરેતી', ફ્રશોગર્દનાં વખત આવી પહોંચવાની ખાહેશ રાખતાં દૂર દેઠાવાળાં માર્ગો તરફ આગળ જાય

છે.”—જેવી રીતની વાક્ય રચના phraseology 'આપો' અને 'ઉર્વરાઓ' બાબે વપરાઇ છે તેજ મતલબે સેતારા માહતાબ વિગેરે માટે અહીં લખવામાં આવ્યું છે, પણ તેમાં એક અગત્યનો ફરક જોવામાં આવે છે.

**'આપો' અને 'ઉર્વરાઓ' મીનોઇ પ્રવાહો છે, ત્યારે સેતારા માહતાબ વિગેરે પદાર્થ matterનાં બનેલા નકર પદાર્થો છે.**

'આપો' અને 'ઉર્વરાઓ' બન્ને celestial waters મીનોઇ પ્રવાહો cosmic forces છે પણ તેઓ કેવી રીતના અને કયા નામનાં મીનોઇ પ્રવાહો છે, તે બાબે ખુલ્લું લખાણ મળતું નથી. છતાં જ્યારે આપણે ફ્રવર્દીન યશ્તનાં ફકરા ૭૯ ઉપર આવીશું ત્યારે તે બાબે કાંઇક વધુ જોઇશું.

ફ્રવર્દીન યશ્તનાં કરદા ૧૪માં 'આપો'ને 'મજદધાત' યાને મજદનાં આપેલાં યા પેદા કરેલાં કહ્યાં છે. પણ કરદા ૧૫માં, 'ઉર્વરાઓ'ને 'મજદધાત' કહ્યાં નથી. પણ આપણે જોઇએ છીએ કે બન્ને કરદાઓમાં 'આપો' અને 'ઉર્વરાઓ'ને અહુરમજદ અને અમશાસ્પંદોની ખુશીને માટે, 'મજદધાતેમ', મજદના પેદા કીધેલા રસ્તા તરફ, 'અશ્રો-બખ્તેમ' ખોદાના બનાવેલા માર્ગ તરફ વેહતાં અને ઉગતાં વગેરે જણાવ્યાં છે. વળી આપણે જોઇએ છીએ કે 'દાદારે ગેહાન દીને માજદયસ્ની' વાલો ફકરો કે જે દરેક નિયાએશ અને યશ્તની છેવટે ભણવામાં આવે છે, તેના અવસ્તા વાલા ફકરામાં 'ઉર્વરે' યાને 'ઉરવરા'ને હંમેશાં 'મજદધાત' યાને મજદનાં પેદા કીધેલાં કહ્યાં છે. આ દેખાડે છે કે જેમ 'આપો' મીનોઇ પ્રવાહો છે, તેજ પ્રમાણે 'ઉર્વરાઓ' પણ મીનોઇ પ્રવાહો છે.

**કરદા ૧૬**માં સેતારા માહતાબ વિગેરેની વાત કરતાં જે ફરકની વાત આગલ કરવામાં આવી છે, તે એવા રીતનો છે કે 'આપો' અને 'ઉર્વરાઓ' જે મીનોઇ પ્રવાહો છે. તેઓ પહેલાં **લાંબો વખત સુધી** અનુક્રમે વહેવા વગર અને ઉગ્યા વધ્યા વગર રહ્યાં હતાં, પણ જ્યારે તેઓમાં ગતી motion દાખલ થઇ ત્યારેજ તેઓએ **હંમેશને માટે** વહેવાનું અને વધવાનું ચાલુ કીધું. પણ કરદા ૧૬ માં આવ્યું છે કે ફરોહરોએ સેતારા, માહતાબ, આફતાબ તથા બેહદ રોશનીઓના માર્ગો ખોલ્લા કીધા યાને દેખાડયા, તેની આગમચ, દેવોની ખરાબીને લીધે (તથા) દેવોના હુમલાઓને લીધે તેઓ લાંબી મુદત સુધી આગલ ચાલ્યા વગર યાને ગરદેશ વગર રહેલા હતા. હવે 'આપો' અને 'ઉર્વરાઓ'ની વાતમાં 'દેવોની ખરાબી અને દેવોના હુમલાઓની' વાત આવી નથી, ત્યારે સેતારા, માહતાબ, વગેરેની વાતમાં દેવોની વાત આવી છે; તેને આપણે કેમ સમજશે?

**દેવો કોઇ ખરાબી કરનારી બળવાન બુરી હસ્તીઓ entities નથી, કે જેઓ સર્વ શક્તિમાન અહુરમજ્દનાં પેદા કરવાના કામોમાં ખલલ નાખી શકે.**

જો દેવોને હસ્તીઓ entities તરીકે ગણીને તેઓને પરવરદેગારના સેતારા માહતાબ આફતાબ અને બેહદ રોશનીઓની ગર્દેશમાં ખલલ નાંખી શકનારી **હસ્તીઓ** તરીકે ગણ્યે તો પછી સવાલ થાય છે કે 'આપો' અને 'ઉર્વરાઓ' જેવા મીનોઇ પ્રવાહોની ફકરા ૧૪ અને ૧૫ માં આવેલી વાતમાં પણ તેવીજ ખલલની યાને દેવોનાં હુમલાઓની વાત કાં આવી નથી? આવા વિચારો ઉપરથી દીસે છે કે દએવા (દેવોની)ની મતલબ કોઇક **જુદીજ રીતે** સમજવાની છે.

આપણે એક વાર મક્કમપણે સમજી લેવું જોઇએ કે અહુરમજ્દ જે ગાથા હા. ૩૧ ના સાતમાં ફકરા પ્રમાણે 'મન્તા પોઉરૂયો' યાને સર્વથી પહેલો અથવા સંપૂર્ણ વિચાર કરનાર છે અને જે પોતે પોતાની હરવેસ્પ-આગાહ અક્કલથી (તમામ) પેદા કરનાર છે, તેણે પોતાના મનમાં 'પ્લાન' ઉભા કીધો અને જે 'પ્લાન'ને પોતાના the Immutable Divine Law of Asha યાને અપના અચળ કાયદા પ્રમાણેજ બનાવ્યો હતો, તે 'પ્લાન'માં કોઇપણ વખતે કોઇથી પણ ખલલ પોહોંચાડી શકાય નહિ. આ કારણે ફકરા ૧૬ માં જણાવેલા 'દએવા' તે કોઇ મહાબુરી **હસ્તિઓ** તરીકે ગણાઇ શકાય નહિં, કે જેઓ અહુરમજ્દનાં કામમાં ખલલ પોહોંચાડી શકે.

આ વિચાર કાયમ રાખીને હવે આપણે ફકરા ૧૬ ઉપર પાછા આવ્યે, અને પુછયે કે જો ફરોહરોએ સેતારા માહતાબ વગેરે માટેના "ખરા માર્ગો ખોલ્લા કીધા" તેની આગમજ દેવોના હુમલાઓને લીધે સેતારા વગેરે "લાંબી મુદત સુધી ગર્દેશ વગર યાને ગતિ વગર રહેલા હતા", તો પછી એવું કાં ન બન્યું કે પછીથી કોઇપણ વખતે તે દેવો-મહાભારત કેહવાતી બુરી હસ્તીઓએ પોતાનો હાથ પાછો ન દેખાડયો, યાને સેતારાઓ વગેરેને તેઓની ગર્દેશમાં કાંઇપણ ખલલ કરી શક્યા નહિં?

આ બાબદ પણ દેખાડે છે કે દેવો કોઇ હસ્તિઓ, entities નથી.

જયારે આપણે ફ્રવર્દિન યશ્તના ફકરા ૭૬, ૭૭, ૭૮ ઉપર આવીશું ત્યારે આપણે જોઈશું કે તેમાં પણ અંગ્રેમઇન્યુ કે જેને બીજે ઠેકાણે **દેવોનો સરદાર કહો કે પિતા** તરીકે ગણ્યો છે, તે પણ **દેવોની માફક** પોતાના ફએલ જણાવવા જતાં તદ્દન લાઇલાજ થઇ પડયો હતો! તેજ પ્રમાણે અદીબહેશ્ત

યશ્તમાં પણ આ કહેવાનો મહા બળવાન અને મહા બૂરો અંગ્રમઈન્યુ પોતે અષવહિસ્તની આગળ હંમેશાં લાચાર થઈ જાય છે, અને દૂર ભાગી જાય છે.[1] પવિત્ર ગાથામાં અંગ્રમઈન્યુને[2] અહુરમઝદની સામે જતી કોઇ મહા બળવાન મદદ બુરી હસ્તી તરીકે કલ્પી નથી, છતાં પણ હાલનાં વખતમાં કાંઇ પણ વધુ સંભાળભર્યો અભ્યાસ કર્યા વિના તેને એક બુરી હસ્તિ તરીકે અને અહુરમઝદનાં એક બળવાન હરીફ તરીકે ગણવામાં આવે છે. તેનું કારણ એવું દીસે છે કે બુન્દહેશ અને દીનકર્દ વિગેરે પહેલવી લખાણોમાં અંગ્રમઇન્યુને એક બુરી હસ્તિ તરીકે લેખ્યો છે અને તે ખરાબ છાપ હજી પણ આપણ જરથોસ્તીઓમાંથી સમુળગી નીકળી ગઇ નથી.

ઉપર જણાવેલાં કારણો તેમજ મારી પ્રગત થયેલી ચોપડીઓમાં જાજવન જણાવેલાં કારણોએ જો કેહવાતા અંગ્રમઈન્યુ અને તેના કેહવાતા હાથ હેઠળના સરદારો યાને દએવા દેવો બુરી હસ્તિઓ નથી, તો પછી આ 'દએવા'ની વાતને કેવી રીતે સમજવી? સવાલ ઘણો વાસ્તવિક છે, તેમજ તે મુશ્કેલ પણ છે. તેમાં spirit અને matter યાને મીનોઇ તત્વ યા હાલત અને પદાર્થ, જે સાધારણ રીતે એકબીજાથી ઉલતાં જતાં દેખાય છે–તેની કાંઇક સમજણ લઇને આપણી મુશ્કેલ બાબદ સમજવાની તજવીજ કર્યે. મીનોઇ એટલે ૧) કુદરતમાં હસ્તિ ધરાવતી હોવા છતાં સાધારણ આંખે નહિં દેખી શકાય એવી ચીજો, અથવા તો ૨) ખરી 'સ્પીરીત્યુઅલ' તત્વ ધરાવતી કદી ન દેખી શકાય એવી ચીજો. મીનોઇથી ઉલતી 'મેટર' યાને પદાર્થ ધરાવતી ચીજ, પછી તે ચીજ 'એટમ' જેવી નાનામાં નાની હોય અથવા સુર્ય જેવી મોટી હોય. પદાર્થની ખાસ્યત એવી કે તેનું રૂપાંતર થાય, તેની અંદર આસપાસનાં વાતાવરણની અસર થાય. એક તદન સફેદ કપડું હોય તેને એમનું એમ ધાંકી રાખ્યે, તો પણ તેમાં વખત જતે મેલાશ દાખલ થાય. એવી જે હાલત તે પદાર્થની હાલતોમાંની એક હાલત ગણાય. એક ઝાડને પાણી ન આપવામાં આવે તો તે આયંદે મરી જાય.

ફ્રવર્દીન યશ્તના ફકરા ૧૧–૧૨ અને ૧૩ આપણી બાબદ સમજવામાં મદદ કરે છે. દાદાર અહુરમઝદ કહે છે કે "ફ્રરોહરોના તેજ અને પ્રતાપથી હું બચ્ચાંઓને માતાઓનાં પેટમાં 'વીધોતુ'ના હુમલાથી બચેલાં (તથા) નહિં

---

[1] આ માટે જુઓ મારી Ardibehesht Yasht in the Light of Modern Spiritualism વાલી ચોપડી ગાથા સોસાયટી પબ્લીકેશન નં ૧.

[2] જુઓ મારી A New Interpretation of Spenta-Mainyu.

મરણ પામતાં ટકાવી રાખું છું." એટલે કે સંજોગો સારા હોય તો એક બચ્ચું પોતાના માના પેટમાં જીવતું રહી શકે છે. સંજોગો ખરાબ હોય યાને બચ્ચાંની prenatal યાને previous to birth એટલે બચ્ચું જન્મ લે તેની આગમચની તેની અને તેની માની હાલત સારી ન હોય, સારા સંજોગો વચ્ચે તે બચ્ચું જન્મ લેતું ન હોય, તેમજ માના પેટમાં હોય ત્યારે પણ સંજોગો સારા ન હોય તો તે બચ્ચું પેટમાં જીવી શકતું નથી પણ મરી જાય છે, તે હાલત દર્શાવવાને માટે 'ટેક્ષ્ટ'માં આવ્યું છે કે વીધોતુના હુમલાથી તે બચ્ચું મરી જાય છે. આવી રીતે કોઇ આસપાસનાઓની ગફલતથી યાતો કોઇક ન દેખી શકાતા સંજોગોથી બચ્ચું માના પેટમાં મરણ પામે છે, ત્યારે ખરી વસ્તુ સ્થિતીનાં જ્ઞાનની ગેરહાજરીમાં આપણે કહી દઇએ છીએ કે વીધોતુ નામનો દેવ (!) અંદર દાખલ થયો અને તેથી બચ્ચું મરણ પામ્યું. The Law of Heredity માણસોની અંદર જે કાર્ય કરે છે તે આપણે જોઇ સમજી શકતાં નથી તેથી પણ વીધોતુ નામના કેહવાતા દેવની ઉપર આપણે બધું ધોળી નાંખ્યે છીએ. 'વીધોતુ' શબ્દ વસ્તમાં તેની ખરી મતલબે સમજવો જોઇએ છે.

દેવની આવી રીતની કાઇક સમજણ ધ્યાનમાં રાખીને હવે આપણે ફકરા ૫૭ ઉપર પાછા આવ્યે, કે જ્યાં આવ્યું છે કે "સેતારા, માહતાબ, આફતાબ અને બેહદ રોશનીઓ દેવોની ખરાબીઓને લીધે તથા દેવોના હુમલાઓને લીધે લાંબી મુદત સુધી ગર્દેશ વગર રહેલાં હતાં." જરથોસ્તી ધર્મની સ્પીરીટ પ્રમાણે દરેક પેદાયશ અપના અચળ કાયદા અનુસાર બર વખ્તે ઉભી થાય છે, પેદા થાય છે. અહુરમજદ અને અષ બંન્ને એકજ છે. ફ્રવર્દીન યસ્તના ફકરા ૮૩ પ્રમાણે તેઓ "એકજ વિચારના, એકજ સખુનનાં, એકજ કામ કરનારા છે." તેથી હવે ટુંકમાં કહીએ કે અષના કાયદા પ્રમાણે સેતારા, માહતાબ...વગેરે ચોક્કસ વખતે ચોક્કસ મુદત સુધી તેઓમાં ગતિ motion દાખલ થઇ તેની આગમજ તેઓ થંબ રહેલા હતા. પણ પછી જ્યારે ફ્રરોહરોએ આ આસમાની ગોળાઓમાં અષના કાયદા અનુસાર ગતિ યાને motion દાખલ કીધી ત્યારે તેઓ ગર્દેશ કરવા લાગ્યા. અને ટેક્ષ્તમાં કહયું છે તેમ "હમણા તેઓ ભલા 'ફ્રષો કેરેતી' યાને ફ્રશોગર્દના વખત આવી પોંહોચવાની ખાહેશ રાખતાં 'દૂરએ ઉર્વએસેમ અધ્વનો' યાને દૂર છેડાવાલા માર્ગો તરફ આગલ જાય છે." અત્રે આપણે પાછું કહીએ કે સેતારા વગેરેમાં ગતી દાખલ થઇ ત્યારથી ભલ ફ્રશોગર્દના વખત સુધીમાં કહેવાતા હસ્ત ધરાવતા દેવોની મજાલ નથી કે તેઓ તે ગર્દેશમાં

ખલલ કરે. સેતારાઓ વગેરે પહેલાં ગતિ યાને motion વગર થંભ રહેલા હતા, તેઓમાં ગતિ દાખલ થઇ ત્યારે તેઓ ગર્દેશમાં આવ્યા, આ બધું અહુરમજદનાં વિચાર પ્રમાણે અપના અચળ કાયદા પ્રમાણે થયું. ઉપર પ્રમાણે યસ્તના કરદા ૧૪, ૧૫ અને ૧૬ વાલી અગત્યની ત્રાડીની સમજણ લંબાણથી લીધી છે. પણ હજુ તેમાં એક અતિ અગત્યની સમજ લેવાની બાકી રહી છે.

**"જઓષાઇ અહૂરહે મજદાંમ, જઓષાઇ અમેષનામ સ્પેન્તનામ યાને અહુરમઝદ અને અમેશસ્પંદોની ખુશી પ્રમાણે."**

કરદા ૧૪ અને ૧૫ માં આવેલા ઉપલા શબ્દોમાંના 'અમેષનામ સ્પેન્તનામ' બાબે આપણને કોઇક જરતોસ્તીઓથી એવી ભુલભરેલી સમજ આપવામાં આવે છે કે ૭ 'અમેષા સ્પેન્તા' યાને ૭ અમર્ગ વૃદ્ધિ કરનારાઓ, જેઓને ૭ અમેષાસ્પંદોને નામે ઓલખવામાં આવે છે, તેમજ અવસ્તામાં જણાવેલા 'યજતાઓંઘ્હેો' જેઓને યજદોને નામે ઓળખવામાં આવે છે તેઓ અહુરમજદનાં હાથ હેઠળની ઉતરતા દરજ્જાની જુદી જુદી **હસ્તિઓ** (entities) છે, કે જેઓ અહુરમજદને મદદ કરે છે. આની મતલબ એવી થાય છે કે સર્વશકિતમાન Omnipotent અહુરમજદ પોતે એકલો કામ કરવાને શકતવાન નથી! આ બાબદમાં ભુલી જવામાં આવે છે કે પવિત્ર ગાથાના હા ૩૪ ના ફકરા ૭ મા અહુરમજદને ખુદ રાસ્તી તરીકે ગણીને અશો જરથોસ્ત કહે છે કે "અએ અહુરમજદ તારા સિવાય બીજા કોઇને હું જાણતો નથી, માટે અમને તું બચાવ." વળી ધ્યાનમાં રાખવામાં આવતું નથી કે ગાથામાં અહુરમજદ ઉપરાંતનાં ૭ અમેષાસ્પંદોને અહુરમજદના ૭ સર્વોત્તમ ગુણો તરીકેજ ગણ્યા છે. અહુરમજદ અને તેના ૭ ગુણોને સાથે લઇને, યાને કે અહુરમજદની વ્યાખ્યા અને ઓલખ આ ૭ સર્વોત્તમ ગુણોથીજ થાય છે એમ ગણીને અહુરમજદ પોતે હોરમજદ યસ્તના ત્રીજા ફકરામાં અશો જરથુસ્તના સવાલના જવાબમાં પોતાને સાત અમેષાસ્પંદોમાંનો એક તરીકે જણાવે છે, યાને અહુરમજદ પોતે એક 'અમેષ સ્પેન્ત', વૃધ્ધિ કરનાર અમર્ગ, Bountiful Immortal તરીકે પોતાને ઓળખાવે છે. ક્વર્દિન યસ્તના ફકરા ૮૩ અને ૮૪ માં આ સાતને 'હપ્ત હમો-મનંઘ્હેો, હમો-વચંઘ્હેો, હમો-શ્યઓથ્નાઓંઘ્હેો' યાને સાત એકજ વિચારના, સાત એકજ સખુનના, સાત એકજ કામ કરનારા જણાવ્યા છે, પણ તેઓમાં અહુરમજદને ૭ અમેષાઓનાં **પિતા અને શીખવનાર** તરીકે જણાવીને તેનું અમેષાઓ ઉપરનું સર્વોપરિપણું જણાવ્યું છે. અહુરમજદ પોતાના ૭ 'અમેષાઓ'થી યાને પોતાના સર્વોત્તમ ગુણોથી જુદો નથી.

ઉપલી સમજણ પ્રમાણે 'વોહુ મનંઘ્હ'થી 'અમેરેતાત્' સુધીના ૭ અમેશાસ્પંદો અહુરમજદના હાથ હેઠળ કાર્ય કરતી જુદી હસ્તીઓ (entities) નથી. વળી એમ પણ સમજાવવામાં આવે છે કે જેમ ૭ અમેશાસ્પંદો અહુરમજદથી જુદી અને તેનાથી ઉતરતી હસ્તિઓ છે તેજ પ્રમાણે 'યજતાઓંઘ્હો' યજદો, અમેશાસ્પંદોથી પણ ઉતરતી વળી જુદી મીનોઇ હસ્તીઓ (entities) છે, પણ આવું બોલવું ખોટું દીસે છે. અને તે ઉપરથી આપણે સવાલ ઉભો કરીએ છીએ કે ફ્રવર્દિન યશ્તના કરદા ૧૪ અને ૧૫ માં 'જમ્યાઇ અહુરે મજદાઓ, જઓષાઇ અમેષનાંમ સ્પેન્તનાંમ' એટલુંજ આવ્યું છે. પણ સાથે સાથે 'જઓષાઇ યજતનાંમ' યાને યજદોની ખુશીને માટે એવું આવ્યું નથી. કારણ ખુલ્લું દીસે છે કે યશ્તનો લખનાર ૭ સર્વોત્તમ ગુણો ધરાવનાર અહુરમજદને એકલાનેજ મહા બળવાન પેદા કરનાર ગણે છે. આવો બળવાન અહુરમજદ પોતે બધું પેદા કરી શકે છે. બધાંનો બચાવનાર અને સંભાળ રાખનાર તે છે. અને તેથીજ હોરમજદ યશ્તના ૧૨ મા ફકરામાં કહ્યું છે કે, "અહુરમજદ પોતેજ 'દાતા' છે, 'થ્રાતા' છે, અને 'પાયુ' છે, એટલે તે પેદા કરનાર છે, પોષણ કરનાર છે તેમજ તે 'પાયુ' યાને બચાવનાર પણ છે. વળી આપણે જોઇએ છીએ કે હપ્તન યશ્તના પહેલા ફકરામાં જ્યાં અહુરમજદ અને અમેશાસ્પંદોને યજમઇદે કીધા છે, ત્યાં સાથે સાથે યજતોને 'યજમઇદે' કીધા નથી. તેજ પ્રમાણે આ યશ્તની છેક આખેરના યાને દાદારે ગેહાંન દીનવાલા ફકરામાં અહુરમજદ અને ૭ અમેશાસ્પંદોનેજ યજમઇદે કીધા છે અને પછી તુરતજ 'હફ્ત અમેશાસ્પંદ બેરસાદ' યાને 'સાતે અમેષાઓ મારી મદદે પહોંચો' એમ જણાવ્યું છે. પણ ત્યાં યજદોની વાત કીધી નથી. દોઆ તંદોરસ્તીનાં છેવટે "પ યજદાન વ અમેશાસ્પંદાંન કામે બાદ" એટલુંજ આવ્યું છે, પણ ત્યાં '**યજતાએંઘહો કામે બાદ**' **એમ આવ્યું નથી.** આ બધું દેખાડે છે કે ફ્રવર્દિન યશ્તના અવસ્તામાં ફક્ત અહુરમજદ અને તેના ૭ અમેશાસ્પંદોનીજ ખુશીની વાત છે. ત્યાં યજદોની ખુશીની વાત લખી નથી. 'યજતાઓંઘહો'ને આરાધવા લાયકની હોરમજદની કોઇ **શક્તિઓ** તરીકેજ ગણવામાં આવી છે પણ તેઓ અહુરમજદના હાથ હેઠળ કામ કરનારી કોઇ **હસ્તિઓ** નથી.

હવે આપણી તપાસમાં આગલ ચાલ્યે છીએ.

**ચાર કરદાઓની બનેલી એક ચોકડી, એક બીજો જુમખો.**

**કરદા ૧૭, ૧૮, ૧૯ અને ૨૦ માં** એક નવો જુમખો જોવામાં આવે છે કે જેમાં દરેકમાં ચોક્કસ એક સરખું લખાણ આવ્યું છે. તુમંદ દાઉં કષને, હપ્તોઇરંગના સેતારાઓને, સામના કેરશાસ્પનાં ફ્રોહરને તથા અષો સ્પિતમાન

જરથોસ્તનાં 'ક્ષુદ્ર' યાને તોખમને ફ્રોહરો "નવચ નવઇતીસ્ચ નવચ સત નવચ હજંઘ્ર નવસેસ્ચ બએવાંન" યાને નવાનું હજાર નવસો નવાનું (ની સંખ્યામાં) સંભાળે છે, એમ આવ્યું છે. કરદા ૧૭ના ફકરા ૫૯માં જે જણાવ્યું છે કે "ફ્રોહરો આ તુરમંદ વોઉરૂકષ દરિયાને નવાનુ હઝાર નવસો ને નવાનું (ની સંખ્યામાં) સંભાળે છે," તે બાબે કાંગાજી નોટમાં જણાવે છે કે "વોઉરૂકશ નામના દરિયાની પાસબાની કરવાનું કારણ એ કે, તેમાં 'ગઓ કેરેન' ઇઆને સફેદ હોમ ઉગે છે, જે રસ્તાખેજને દહાડે અમર કરવા સારૂ પાવામાં આવશે."

અત્યાર સુધીમાં ફ્રોહરો બાબે જે સમજણ આપણે લીધી છે કે તેઓ તમામ સૃષ્ટિની અંદરની દરેકે દરેક પેદાયશોમાં તેમજ સૃષ્ટિની રજેરજમાં પંથ-રાયલા છે, તે ઉપરથી આપણે કહી શકીએ કે તેઓની સંખ્યા નહિ ગણી શકાય તેવી મોટી હોવી જોઇએ. તે છતાં કરદા ૧૭, ૧૮, ૧૯, ૨૦માં તેઓને ૯૯,૯૯૯ જેવી એક ચોક્કસ સંખ્યામાંજ કામ કરતા જણાવ્યાં છે, તેનું કારણ શું હોય? આંકડાઓની ફીલસુફીમાં નવનો આંકડો ઘણી અગત્યતા ધરાવતો જણાવવામાં આવે છે. નવના આંકડાને અનેક નવની સખ્યામાં ગુણ્યે તેનું જે પરિણામ આવે તેનો સરવાળો કર્યે તો તે સરવાળો પાછો નવનો આંકડો દેખાડે છે. દાખલા તરીકે તેહતમાં આવેલા ૯૯,૯૯૯માં પાંચ નવને સાથે ગુણીએ તો તેનો સરવાળો ૪૯૯૯૯૫ આવે. આ સરવાલામાં આવેલી સંખ્યાને એકમેકની અંદર ઉમેરીએ તો ૪૫નો આંકડો આવે. આ ૪૫નો પાછો સરવાળો કર્યે તો ૪+૫ એટલે નવ આવે. આ કારણે નવનો આંકડો એક perfect figure તરીકે એક સંપૂર્ણ આંકડા તરીકે ગણાયો હોય એમ લાગે છે. આ છતાં પણ તપાસ હેઠળના ચાર કરદાઓમાં ૯૯,૯૯૯ એવી એક ચોક્કસ સંખ્યામાંજ ફ્રોહરોને સંભાળ કરતા જણાવ્યાં છે, તેમાંથી કેવી મતલબ ઉઠાડવી તે મને સમજ પડતું નથી. આપણને કહેવામાં આવે છે કે ૯૯૯૯૯ની સંખ્યાની મતલબ innumerable યાને અ-સંખ્ય નંબર સુચવે છે. પણ અ-સંખ્ય માટે 'અહાખસ્ત હ્રાઇસ્ચ' નહિ ગણી શકાય એવો શબ્દ આવ્યો છે. તે ઉપરથી લાગે છે કે ૯૯૯૯૯ સંખ્યાની મતલબ એક ચોક્કસ ગણી શકાય એવીજ સંખ્યા તરીકે હોવી જોઇએ. આ બાબદ વધુ સમજવા માટે Cheiro 'કાઇરો'ના કોઇકિ લખાણ ઉપર નજર નાખ્યે.

From Confessions of a Modern Seer Cheiro (Count Louis Harmon No. 5. The Beacon Library, Chapter XLII, pp. 258-259).

In the most ancient rules of occult philosophy one can find the law laid down that the number 7 is the only number capable of dividing what is called the 'Number of Eternity and continuing to do so as long as the Symbol representing Eternity lasts, and yet at every addition of its division **producing the number 9,** or in other words **it creates the basic number on which all materialistic calculations are built** and on which **all human effort depends.** Example—No. 1 the first number—represents the **First Cause or Creator,** while a circle or zero has from time imemorial been given to represent the endless—or, in other words, Eternity.

Place the 1 and this symbol of zero side by side as seven figures, divide by the 'sacred number', the 7, and one obtains the number 142857, which if added together to the last digit produces the number 9, or in other words the materialistic or Earth symbol, as:

7)1000000

142857=27=9.

In the Book of Revelation we read the following cryptic words: "Here is Wisdom. Let him that hath understanding count the number of the beast; for it is the number of man, and his number is 666". (Rev. XIII, V. 18). ત્રણ છગડાને સાથે ઉમેરે તો ૧૮ થાય. પછી ૧+૮=૯ થાય.

Cheiro, 'કાઇરો'માંથી ઉપલો ઉતારો આપીને, કાંઇક વધુ ખુલાસો લેવાને માટે, આપણે અત્રે જણાવીશું કે તેમાં ૭ સાતને sacred number તરીકે જણાવ્યો છે, અને ૧ એકને the First Cause or Creator તરીકે જણાવ્યો છે, તેમાંનો ૧ એકનો આંકડો પેદા કરનાર અહુરમજદ તરીકે ગણી શકાય, અને ૭ સાતનો આંકડો સાત જરતોસ્તી અમશાસ્પંદો, જેમાં અહુરમજદ ઉપરાંત ૭ અમેશાઓ અહુરમજદનાં ગુણો તરીકે સમાઇ ગયા, તેમ ગણી શકાય.

કરદા ૧૭માં જણાવેલા ૯૯,૯૯૯ ફ્રેરોહરો વોઉરૂકષ દરિયા (જરય વોઉરૂકષ)ને સંભાળે છે. વોઉરૂકષ દરિયા બાબે જ્યારે આપણે કરદા ૧૪ ઉપર હતા ત્યારે વિગતે જણાવ્યું છે, તે પાછું જોવું ઘટે છે. કરદા ૧૮ ના ફકરા ૬૦ માં ફ્રેરોહરો ઉપર જણાવેલી સંખ્યામાંજ "હપ્તોઇરીંગ" (નામના) આએ સેતારાઓને સંભાળે છે. કાંગાજી નોટમાં જણાવે છે કે 'હપ્તોઇરીંગ'ને Ursa Major સાથે સરખાવવામાં આવે છે. એ સેતારો પોતાના સાથીઓ સાથે ૯૯,૯૯૯ દેવ, દરૂજ પરી ઇત્યાદીઓને દોજખમાંથી બાહેર નીકળતા અટકાવવાને માટે દોજખના દરવાજા અને માર્ગની પાસબાની કરે છે, અને તે સેતારાની કુમકને માટે ૯૯,૯૯૯ ફ્રેરોહરો મદદે આવે છે. (જુઓ વેસ્ટનો મીનો ખેરદનો અંગ્રેજી તરજુમો, બાબ ૪૯ ફ. ૧૫.)

કરદા ૧૯ના ફકરા ૬૧ માં જણાવ્યું છે કે ફ્રેરોહરો ઉપલીજ સંખ્યામાં "સામના ગુરઝાવળા બાલ સાથના તથ ગુરજ રાખનાર કેરશાસ્પના આએ શરીરને સંભાળે છે" કાંગાજી નોટમાં જણાવે છે કે "બુન્દહેશ પ્રમાણે કેરશાસ્પ પેશ્યાંનસાઇના મેદાનમાં સુતેલો પડેલો છે આસમાની ખોરેહ તેની પાસબાની કરે છે, કારણ કે જોહાક જ્યારે સાંકળમાંથી છુટશે, ત્યારે કેરશાસ્પ ઉંઘમાંથી ઉઠીને તેને મારશે." વિગેરે આ કરદામાં હજારો વરસો ઉપર થઈ ગયેલાં કેરશાસ્પનાં કેહર્પ (astral body)ને સંભાળવાની વાત આવી છે, તેથી કહેર્પનો તર્જુમો body 'શરીર' તરીકે કરી શકાય નહિ. કારણ કે શરીર તો થોડા વખતમાં નાશ પામે છે.

કરદા ૨૦ ના ફકરા ૬૨ માં આવ્યું છે કે ફ્રેરોહરો ઉપલીજ સંખ્યામાં "સ્પેતમાન અશો જરથોસ્તનાં આએ તોખમને સંભાળે છે." કાંગાજી નોટમાં જણાવે છે કે "કારણ કે તે બુન, તોખમમાંથી સોસ્યોશ જન્મ પામવાનો છે વિગેરે."

### ચાર કરદાવાલા જુમખાની વધુ ઉંડાણ સમજણ.

કરદા ૧૭, ૧૮, ૧૯ અને ૨૦માં અતિ અગત્યની બાબદો ટુકમાં સમાવવામાં આવી છે. કરદા ૧૭માં સમાયલી મતલબ પ્રમાણે તમામ સૃષ્ટિની પેદાયશો પોતપોતાના બર વખતે પેદા થવા પછી, યસ્તનાં ફકરા ૪થી ૮ સુધીમાં આપણે જોઇ ગયા છીએ તેમ વોઉરૂકષ દરિયામાં **નીચેથી ઉપર અને ઉપરથી નીચે** એમ ચાલુ વહેતા મિનોઇ પ્રવાહોથી યાને અરેદ્વીસૂર અનાહિતથી રક્ષણ મેળવે છે. આ કારણે વોઉરૂકષ દરિયાને સંભાળી રાખવાની વાત આવી છે. કરદા ૧૮માં હપ્તોઇરીંગ નામના 'સ્ત્રેઉશ' યાને સેતારાઓના જુમખાને

સંભાળી રાખવાની વાત છે. અને તેમાં પાછલાં લખાણ પ્રમાણે રિસ્તાખેજના વખતં સુધી ની વાત કરવામાં આવી છે. અવસ્તાના જમાના પછીના પાછળના વખતના પહેલ્વી, પાજંદ લખાણોમાં, મીનોખેરદમાં, જણાવ્યા મુજબ જે કહેવાતા દેવ દરૂજો, કહેવાતા material યાને પદાર્થના બનેલા દોજખમાંથી બહાર નીકળી આવી આ દુન્યાની યા સૃષ્ટિની ખરાબી ન કરે અને રસ્તાખેજ થતી ન અટકાવે, તેને માટે ૯૯,૯૯૯ ફરોહરો આ હપ્નોઇરીંગ સેતારાઓના જુમખાની પાસબાની કરે છે. પણ અત્રે એક અગત્યની બાબદ યાદ રાખવાની છે કે ફરવર્દિન યસ્તના અવસ્તાના લખાણમાં ફક્ત ૯૯,૯૯૯ ફરોહરોનીજ વાત કીધી છે, તેમાં કોઇ ૯૯,૯૯૯ દેવ દરૂજોની વાત કીધી નથી. વલી વધુ અગત્યનું ધ્યાનમાં રાખવાનું છે કે ફરવર્દિન યશતના અવસ્તાઇ લખાણોમાં કયાંય પણ દેવ દરૂજો જેવી હસ્તિઓની વાત કીધી નથી. ફરોહરો કે જેઓ અહુરમજદના અંશો છે, તેઓ યાને કે બીજા બોલોમાં અહુરમજદ પોતે પોતાની પેદાયશોનું છેવટ સુધી રક્ષણ કરી શકે છે, તેથી યશ્તમાં કયાંય પણ દેવ, દરૂજો પરીઓ જેવી કોઇ ખલલ કરી શકનારી ભૂંડી હસ્તિઓની entities ની વાત આવી નથી. ખરૂં છે કે ફરવર્દિન યશ્તમાં ફકત પશુઓ અને માણસોની પેદાયશની શરૂઆતની વાત કરતાં ફકરા ૧૨, ૧૩ માં ફકત દરૂજની યાને Cause of mischief in the animal constitution ની વાત કરવામાં આવી છે, પણ કોઇ કહેવાતા દેવ યા દેવો જેવી કેહવાતી હસ્તિઓની વાત કીધી નથી. મારે જણાવવું જોઇએ કે ફકરા ૧૩ માં અંગ્રમઇન્યુની વાત આવી છે ખરી, પણ તે માટે આપણે જોઇ ગયા છીએ, કે અંગ્રમઇન્યુ એક કોટાહી કરનાર શકિત છે. તે કોઇ મિનોઇ હસ્તિ entity નથી. અંગ્રમઇન્યુની ખરી સમજણ બાબે મેં મારી A new Interpretation of Spenta Mainyu તેમજ મારી The Law of Suggestion and Self Suggestion in the Ardibehesht Yasht, નામની ચોપડીઓમાં તેમજ મારી "ધાર્મિક વિષયો, ફરોહરની ફીલસુફી" નામની ગુજરાતી ચોપડીમાં વિગતે લખ્યું છે. તેની એકવાર અહીં ફરી યાદ આપું છું.

પછીના કરદા ૧૯ માં ફરીથી રિસ્તાખેજના વખતની યાદ આપી છે, તે એવી રીતે કે કેરશાસ્પનું કેહપ (astral body)ને ફરોહરો સંભાળી રાખે છે. કે જેથી જ્યારે પાછલાં લખાણો પ્રમાણે જોહાક યાને બદીનું સ્વરૂપ (the embodiment of evil in human beings) પોતાના બંદમાંથી છુટો થઇને રિસ્તાખેજ ન થાય એવા ઇરાદાથી માણસોની વચ્ચે આવવા માંગશે,

ત્યારે ફ્રેરશાસ્પ તે છેવટી–અંતનાં વખતમાં પોતાની ઉંઘમાંથી ઉઠીને જોહાકને મારશે. અને આ પ્રમાણે રિસ્તાખેજના કામમાં અડચણ નડશે નહિ. ફરદા ૨૦ માં વળી પાછી રિસ્તાખેજની વાત આવી છે.

## જરથોસ્તનું 'ક્ષુદ્ર'=તોખ્મ, બીજ, Seed.

અવસ્તામાં જરથોશ્તના તોખ્મની જે વાત ફરદા ૨૦ માં આપી છે તે તો **અલંકારીક** રીતે લખાઇ છે, અને તેની ખરી સમજણ લેવાની અવસ્ય જરૂર છે. આ તોખ્મને સંભાળી રાખવાની વાત આવી છે. તેની મતલબ સમજાવતાં પાછળાં જમાનાના પહેલવી પાજંદ લખણો પ્રમાણે તે તોખ્મમાથી સ્રુતત્ ફ્રેઘ્રી, વંઘહુ ફ્રેઘ્રી અને એરેદત ફ્રેઘ્રી નામની કુમારી કન્યાઓને પેટે અનુક્રમે હોશેદરબામી, હોશેદર માહ અને સોશ્યોસ પેદા થવાના છે. જ્યારે આપણે યસ્તના ફકરા ૧૨૮ અને ૧૨૯ ઉપર આવીશું ત્યારે આ ગુંચવણભરેલી પણ ફીલસુફીથી ભરપુર વાતને લંબાણથી સમજવાની કોશેશ કરીશું. તેટલાં અત્રે એટલુંજ જણાવીશું કે અશો જરથોસ્તના 'ક્ષુદ્ર' યાને તોખ્મને કયામતના દહાડા સુધી સંભાળી રાખવાની વાતને તેના શબ્દાર્થમાં, તેની literal sense માં સમજવાની નથી.

**જરથોસ્ત** જ્યારે હૈયાતી ભોગવતા હતા ત્યારે તેવણનું તોખ્મ યાને બુન(=seed) બીજા તમામ માણસોના (બુન) યાને મનીની માફક પદાર્થ યાને matter થી બનેલી ચીજ હતી કે જે માણસોના મરણ પછી થોડાજ વખતમાં શરીરના બીજા ભાગોની માફક નાશ પામે છે. અહુરમજદના આપેલા મહાન 'અષ'ના કાયદા મુજબ દરેક ચીજ બને છે. તે કાયદામાં કોઇપણ માણસના બાબમાં ભાંગતુટ થતી નથી. જરથોસ્ત પોતે એક માણસ તરીકે માબાપને પેટે જન્મ લઇ તેજ પ્રમાણે રેહેલત પામ્યા. ત્યારે જરથોશ્તના તોખ્મને સંભાળવાની વાતને નીચે મુજબ ખરી રીતે સમજી શકયે. આ બાબદ સમજવાને માટે મારા ધાર્મિક વિષયોવાળી ચોપડીમાં "ગયોમર્દ, એક ભેદી વ્યકિત" એવાં મથાળાં હેઠળ એક પ્રકરણ આપ્યું છે તે વાંચવાનો સુચના થઇ શકે છે. બુન્દહેશ્નના પહેલવી લખાણોમાં આવ્યું છે કે "ગયોમર્દના ગુજરતી વખતે તેનું તોખ્મ, બીજ, જમીન ઉપર પડયું; તે બીજમાંથી ચાલીસ વરસે એક જોડકું નામે મશી–મશ્યાની જમીનની અંદરથી રીવાસ નામના રોપા રૂપે ઊગી નીકળ્યું વિગેરે". ગયોમર્દના બીજની વાત પણ અલંકાર રૂપે લખાઇ છે. તેના બીજમાંથી એક પ્રજા ઉત્પન્ન થઇ કે જે તે વેળા પૂરી માણસાઇ પ્રજા યાને હાલનાં માણસોનાં જેવી ન હતી. જે મતલબે મેં ગયોમર્દના તોખ્મની વાત

સમજાવવાની કોશેષ કીધી છે, તેવુંજ કોઈક અલંકારરૂપી વૃતાંત જરથોસ્તના બીજની વાત માટે આવ્યું છે.

## જરથોશતને એકલાને દીન 'દએન' મળી હતી.

જરથોસ્ત સાહેબના પોતાના વખતમાં તેમજ તેની આગમચના વખતમાં લોકોમાં ધર્મનું ખરૂં ખોટું જ્ઞાન તો હતુંજ પણ તે જ્ઞાન ઘણે ભાગે માણસોનાં પોતાના વિચારોની સીમાઓમાંજ સમાયલું હતું, જ્યારે ખરી રીતે તો જરથોશ્ત સાહેબે આપેલું ધાર્મીક જ્ઞાન તો કુળ સૃષ્ટીની અંદર પહેલી જે 'દીન' હતી, અપનાં અચળ કાયદા મુજબ તમામ સૃષ્ટી માટેનું જે જ્ઞાન હતું, તે જ્ઞાનને તેવણ સાહેબેજ દુન્યાની અંદર પહેલુંજ ફાહેશ કર્યું હતું, એમ ખુદ પવિત્ર ગાથામાં જણાવ્યું છે. ગાથાનાં હા ૨૯નાં ૬થા ફકરામાં અહુરમજદએ ખુલ્લા શબ્દોમાં જણાવ્યું છે કે, "અએ જરથોશ્ત! તારા સિવાય નથી જણાયલો મને અહુ કે નથી જણાયલો રતુ." તેજ મુજબ ફકરા ૮માં અહુરમજદ જણાવે છે કે, "તે શખ્સ જેણે એકલાએ (યેને અએવો) મારી શીખામણો (સાસ્નાઓ) સાંભળી તથા જે મને આએ દુન્યામાં જણાયલો છે તે સ્પિતમાન જરથોસ્ત છે." જરથોસ્તની આગમચ થઇ ગયલા મહા પુરૂષોને ખુદાનું જ્ઞાન કેટલેક દરજ્જે મળ્યું હતું પણ તેઓને 'દીન' મલી ન હતી. દાખલા તરીકે વંદીદાદની બીજી પરગરદનાં ફકરા ૨ અને ૩માં આવ્યું છે કે અહુરમજદે જમશેદની સાથે પહેલવહેલાં વાતચીત કીધી હતી અને દીન જે હોરમજદી જરથોશ્તી તે તેને શીખવી હતી." આ કારણે ફકરા ત્રીજામાં જણાવ્યા મુજબ, "અહુરમજદે જમશેદને કહ્યું કે ભણેલો થઇને મારી દીનનો ફેલાવો કરનાર તું થા. પણ જમશેદે અહુરમજદને પાછો જવાબ આપ્યો કે ભણેલો થઇ દીનનો ફેલાવો કરનારો (થવાને) હું ઇનસાફમાં પુરવીન નથી તેમજ વાકેફ થયલો નથી." જ્યારે જમશેદ તરફથી આવો જવાબ મળ્યો ત્યારે "અહુરમજદએ તેને કહ્યું કે... ત્યારે, તું મારા મુલકોને આબાદ કર, ત્યારે તો મારા મુલકોને તું વધાર." અને જમશેદે તેમ કર્યું. આ ઉપરથી જોવામાં આવે છે કે અહુરમજદએ જમશેદને "હોરમજદી જરથોશ્તી દીન" શીખવી હતી ખરી પણ તે એટલાં પૂરતાં પ્રમાણમાં ન હતી કે જમશેદને કહેવું પડયું કે હું "હોરમજદી જરથોસ્તી દીન" ફેલાવવાને માટે લાયક થયો નથી.

## જમશેદને "હોરમજદી જરથોસ્તી દીન" શીખવી હતી!

જમશેદ પેગમ્બર જરથોસ્તની ઘણું આગમજ થઇ ગયલો હતો, ત્યારે

તેને હોરમજદએ 'હોરમજદી **જરથોસ્તી** દીન' શીખવી હતી, તે બાબદને કેમ સમજી શકયે? ફકત હોરમઝદી દીન જરથોસ્તને શીખવી હતી એટલુંજ આવ્યું હતે તો તે સમજી શકાય એવું છે. આપણે ઉપર કહી ગયા કે અશો જરથુસ્ત્રની આગમચ મહા પુરૂષોને જ્ઞાન મલ્યું હતું. પણ તે જ્ઞાન જરથોસ્તે પાછળથી ફેલાવ્યું તેવું પૂરૂં તમામ સૃષ્ટિમાં પડેલી 'દએન'નું, 'હોરમઝદી જરથોસ્તી દીન'નું જ્ઞાન ન હતું. હોરમજદી જરથોસ્તી દીનનું જ્ઞાન જમશેદને થોડાક પ્રમાણમાં મલ્યું હતું, તેથી જમશેદે 'હોરમઝદી જરથોસ્તી દીન'નું જ્ઞાન **ફેલાવવાની** પોતાની અશકતી જણાવી. આ પ્રમાણે આપણે સમજી શકીયે છીએ કે દુન્યવી જ્ઞાન અને 'હોરમજદી જરથોસ્તી દીન'નું પુરૂં જ્ઞાન એ જુદી જુદી મતલબ ધરાવે છે. જમશેદે પેગમ્બર થવા ના પાડયું, પણ અશો જરથોસ્ત જમશેદની પછી **એકલા** અને **પહેલાજ** પેગમ્બર થયા. ગાથા પ્રમાણે જરથોસ્ત એકલોજ (**અએવો**=only) હતો, જેણે હોરમજદની સાસ્નાઓ સાંભળી હતી, તેમજ તે એખલોજ 'અહુ અને રતુ' (Temporal & Spiritual Lord) હતો. જરથોસ્ત એકલો એકજ હતો, કે જેણે સૃષ્ટીમાં પડેલી 'હોરમજદી દીન'નો પેગામ દુન્યામાં ફેલાવ્યો. હવે જરથોસ્તે જે હોરમજદી જ્ઞાન ફેલાવ્યું, હોરમજદી પેગામ આપ્યો, તે જ્ઞાન અને તે પેગામ રોજ-ઇ-રિસ્તાખેજ સુધી ચાલુ રહેશે, યાને તે જ્ઞાન કોઇ પણ વખતે નાબુદ નહી થશે. એ બાબદ જણાવવાને માટે યશ્તમાં ૨૦માં કરદામાં આવ્યું છે કે,

### જરથોસ્તના ક્ષુદ્ર, તોખ્મ, બીજની સંભાળને માટે ૯૯,૯૯૯ ફરોહરો તે બીજની પાસબાની કરે છે.

જરથોસ્તે આપેલી દીનનું જ્ઞાન આગળ વધતું રહેશે, અને દુનિયાના માણસોના પ્રગતિ કરણમાં એક વખત એવો આવશે કે જ્યારે ખરાં જ્ઞાનની સંપુર્ણતામાં માણસોમાંથી 'દરૂજ' સમુળગો નીકળી જશે અને ત્યારે રિસ્તાખેજ થશે.

**જરથોસ્તનું** વાવેલું બીજ, 'ક્ષુદ્ર' બાબે પાછલાં લખાણોમાં ઘણી અતિશ્યોક્તિ થઇ છે. ઘણી flights of fancy ને જન્મ આપ્યો છે. તેનું કારણ એવું દિસે છે કે યશ્તના ફકરા ૧૨૮ અને ૧૨૯ જેમાં સોસ્યોશની વાત આવી છે, તેની ખરી મતલબ તેઓનાં ધ્યાનમાં રહી નથી. તેથી પાછલાં લખાણોમાં આવ્યું છે કે ઘણા છેલ્લા વખતમાં ત્રણ કુમારી કન્યાઓ એક પછી એક લાંબા વખતનાં અઇયામમાં નદીમાં નાહવા ઉતરશે અને જરથોસ્તનું બીજ, (seed) વીર્ય જેને ત્રણ ભાગમાં સંભાળી રાખવામાં આવ્યું છે, તેને તેઓ પોતાના શરીરમાં

અહન કરશે અને તેમાથી હોશેદર બામી, હોશેદર માહ અને સોસ્યોશ પેદા થશે. અને રિસ્તાખેજના વખતમાં છેલ્લી કુમારી કન્યાને પેટે સોસ્યોશ પેદા થશે.

હવે પાછળાં લખાણો મુજબ "છેલ્લી કુમારી કન્યાને પેટે સોશ્યોસ પેદા થશે" એમ આવ્યું છે, તેવું લખાણ ફ્રવર્દીન યશ્તનાં અવસ્તા લખાણમાં આવ્યું નથી. યશ્તના ફકરા ૧૨૮ ની છેવટે આટલુંજ આવ્યું છે કે "અશો સોશ્યોસનાં ફ્રોહરને હમો યાદ કરીએ છીએ." અને પછીના ફકરા ૧૨૯ માં સોશ્યોસ બાબે નીચે મુજબ આવ્યું છે: "જે ફ્રેહમંદ સોશ્યોસ નામવાલો તેમજ 'અસ્તવત્-એરેત' નામવાલો 'અંગ્રહ' યાને થશે. (કાંગાજી પ્રમાણે પેદા થશે). સોશ્યોસ એટલા માટે કે (તે) તમામ 'અહ્મ અસ્તવન્તેમ' હાડમંદ દુનિયાને ફાયદો કરશે. 'અસ્તવત્-એરેત' એટલા માટે કે હાડમંદ (પેદાયશ) જે ફના થવાલાયક (છે તે) ને તે પાછી સજીવન કરશે." કાંગાજીનો તર્જુમો. શેઠ પુનેગરે નીચે મુજબનો તર્જુમો મને કરી આપ્યો છે. "જે ફ્રેહમંદ 'સઓશ્યન્ત' નામવાલો, 'અસ્તવત્-એરેત' નામવાલો થશે ('અગ્રહત'). 'સઓશ્યન્ત' એટલા માટે કે તમામ હાડમંદ મનુષ્ય-હૈયાતીને ફાયદા ભરેલી કરશે (render benefitted). 'અસ્તવત્-એરેત' એટલા માટે કે (તે) હાડમંદ જીવવાલી વ્યક્ત (being) હાડમંદને બેપગી-ઓલાદવાળા દરૂજની સામે થવા માટે, અષોને નુકશાન કરનારી ખરાબીની સામે થવા માટે અવીનાશી (નાશ નહિ થનારી) ઉભી કરશે."

કાંગાજીના અને શેઠ પુનેગરનાં તર્જુમાઓ વચ્ચે નીચલો અગત્યનો ફરક જણાય છે. ટેક્ષ્ટમાં આવેલા 'અંગ્રહત્'નો તર્જુમો કાંગાજી 'પેદા થશે' એમ કરે છે. શેઠ પુનેગર ફકત 'થશે' એમ કરે છે. અહ્મ 'અસ્તવન્ત'ને કાંગાજી 'હાડમંદ દુન્યા' તરીકે લે છે, જ્યારે શેઠ પુનેગર 'હાડમંદ મનુષ્ય હૈયાતી' તરીકે તેનો તર્જુમો કરે છે. શેઠ પુનેગરનો તર્જુમો જરથોસ્તી ધર્મની સ્પિરીત પ્રમાણે વધુ વાસ્તવિક લાગે છે. અને જ્યારે કાંગાજી "ભવિષ્યના પેગમ્બર સોશ્યોસ ગુજરેલાંઓને આએ દુનિયામાં પાછાં સજીવન કરશે" એમ વલાયામાં જણાવે છે, ત્યારે શેઠ પુનેગર (તે વખતની) "હાડમંદ જીવવાલી વ્યક્ત હાડમંદને અવીનાશી (યાને હવે વધુ નાશ નહિ થનારી તરીકે) ઉભી કરશે" એટલુંજ માત્ર જણાવે છે. એટલે શેઠ પુનેગર તેમાંથી કાંગાજી માફક "ગુજરેલાંઓને આએ દુનિયામાં પાછાં સજીવન કરવાની વાત" ઉભી કરતા નથી.

## રિસ્તાખેજના વખતમાં દ્રુજ નાબુદ થશે.

યશ્તના ફકરા ૮૭ મુજબ 'ગય મરેથ્ન', mortal life યાને ગયોમર્દના બીજમાંથી માણસાઇ પેદાયશની શરૂઆત થઇ. તે પહેલી પ્રજામાં થોડીક વિચાર

શકિત દાખલ થઇ. વિચાર શકિત વધતાં વધતાં સારાં અને નરસાંનું જ્ઞાન માણસોમાં દાખલ થયું. માણસોને જે વિચારનું છુટાપણું, freedom of the will, અહુરમજદ તરફથી મળ્યું હતું, તેનાં પરિણામમાં માણસો તેના સદ ઉપયોગથી બાજે વખત સારાં થાય છે, અને આડે માર્ગનાં વર્તણુથી નરસાં થાય છે. આ બાબદ સમજાવવા માટે પેગમ્બર સાહેબ હા. ૩૦ ની અંદર માણસોની પોતાની અંદર જે સારાં–નરસાનું યુધ્ધ ચાલી રહયું છે તે સમજાવવાને માટે માણસોમાં કામ કરતી બે ઉલટી–સુલટા શકિતઓ, બે મીનોની, યાને 'સ્પન્યાઓ' અને 'અંગ્ર'ની ફીલસુફી સમજાવી રહ્યા છે. કમનસીબે, માણસોમાં વખતના વહેવા સાથે આવી ફીલસુફિનું ખરૂં રહસ્ય સમજવું કમતી થયું, ત્યારે તેઓએ પાછળથી 'સ્પેન્તમઇન્યુ' અને 'અંગ્ર' જેવી બે મહાન હસ્તિઓ એકમેક સામે લડી રહી છે એવી ગાથાવાલા બે મીનોની મતલબ છે, એમ સમજાવ્યું. આવી રીતે ગાથાવાલા બે મિનોની સમજણ ઉલટાવી નાંખવામાં કેવાં નહિ ઇચ્છવાજોગ પરિણામો પાછળથી આપણામાં ઉભાં થયાં તે બાબદને મેં મારી A New Interpretation of Spenta-Mainyu નામની ચોપડીમાં વિગતે સમજાવવાની તજવીજ કરી છે. આપણા કેટલાંક પાછલાં લખાણોમાં જે બે એકમેક સામે લડતા ખુદાઓની વાત આમેજ થઇ ગઇ છે, તેનો કલંક ધોઇ નાંખવાની મેં ત્યાં બનતી કોશિષ કરી છે.

**વિચારના, મરજીનાં છુટાપણાની વાતમાં દુજની વાત આવી શકે છે.**

દુજ તે કોઇ બહારની બુરી શકિત યા હસ્તિ નથી, કે જે માણસોમાં દાખલ થઇને તેઓને બૂરાં, evil, wicked થવાની ફરજ પાડે! મરજીનું જે છુટાપણું મલ્યું છે તેને પરિણામે આપણ માણસો પોતાના વિચાર, વચન અને કામમાં બાજે વખત સારાંજ થઇ શકીએ, પણ જો અને જ્યારે પણ બૂરાં થઇએ છીએ, તે આપણે પોતાની ઓછી યા ઉંધી અક્કલથી આપણામાં દુજને ઉભો કરવાને લીધે જ છે. જેમ દુજને ઉત્પન્ન કર્યે છીએ તેમ તેને નાબુદ પણ કરી શકીએ છીએ. આ સારાં નરસાંનો ઝગડો લાંબા અઇયામમાં જ્ઞાનની રોશનીના વધુ ફેલાવાથી ધીમે ધીમે ઓછો થતો જશે, દુજનું જોર ઓછું થતું જશે, અને છેવટના તબકકે આખરી અયામમાં જ્યારે (સોષ્યંતો) દુનિયાને વધુ ફાયદો કરનારાઓ આવતા જશે, ત્યારે ખરાં જ્ઞાનનો વધારો થતો જશે. અને જ્યારે સર્વથી છેલ્લા સોષ્યંત, સોસ્યોશનો હજારો આવશે ત્યારે માણસોમાંથી દુજ સમુળગો નીકળી જશે, અને ત્યારેજ કરદા ૨૮ વાલા ફકરા ૧૨૯માં જણાવ્યા પ્રમાણે અહૂ, (life)ને ખરી તાઝગી મળશે, અને

"જે ફના થવા લાયક છે તે પાછી સજીવન થશે." દ્રુજ, the cause of mischief in the human constitution, જે હમણાં આપણ માણસોમા પૂર વેગે, બહોળાં પ્રમાણમાં કામ કરી રહયો છે અને જેને લીધે આપણે હમણાં ગયમરેથ્ન જેવી મોતમંદ mortal life ભોગવી રહ્યાં છીએ, જે દ્રુજને લીધે spiritual death મનુષ્યોને મળી રહ્યું છે યાને માણસો ખરી મિનોઇ (spiritual) રોશની જોઇ યા મેળવી શકતાં નથી, તે દ્રુજ જ્યારે વખતના વહેવામાં પોતાનું જોર ગુમાવતો જશે અને છેવટે સર્વ ગુમાવી દેશે, ત્યારે the mortal will be turned into the immortal, and mortality will be turned into immortality, ત્યારે માણસો કે જે હાલમાં જીવતાં છતાં Spiritual મોતમંદ હાલતમાં છે, તેઓ દ્રુજના નાબુદ થવા સાથે immortal અમર્ગ થશે, યાને ત્યારે તેઓને ખરી Spiritual life મીનોઈ જીંદગી હાંસલ થશે.

આવી રીતે આપણે કરદા ૨૦માં આવેલી જરથુસ્ત્રના 'ક્ષુદ્ર' તોખ્મની વાત ને અક્કલ અનુસાર સમજવાની લંબાણથી તજવીજ કીધી છે. અને આવી રીતે ફરવર્દીન યસ્તનાં કરદા ૧૭થી ૨૦માં આવેલી એક ચોગડીની મતલબ સમજી શક્યા છિયે.

**કરદા ૨૧ ફ. ૬૩ માં** ફરોહરોની વાત વધુ આગળ ચાલે છે. ત્યાં કહ્યું છે કે "અગરજો એક રાજકર્તા, એક પાદશાહ **અશો માણસને** ખુશ કરનાર હોય છે, અગર જો ફરોહરો તે પાદશાહથી આજુર્દેહ નહિ થયલાં, દુઃખી નહિ થયલાં, પણ ખુશ્નુદ થયલાં હોય છે, તો તે ફરોહરો તે રાજકર્તાની બાજુમાં જમણી બાજુ તરફ લડે છે.

## ફરોહરોની ક્રિયાઓની મહત્વતા.

આગળ જોઇ ગયા તેમ ફકરા ૨૮માં પાથરેલી બરસમની વાત આવી છે, ફકરા ૪૧માં જરથોસ્ત જેવો એક પુરૂષ,'ના' **"હાડમંદ ગએથા"** નો રતુ, Spiritual Lord તથા માણસોનો વડો, સરદાર યાને અહુ હતો, તેણે "માહભારત કામો માથે લેની વખતે તથા આફતો વખતે" ફરોહરોને ઇજ્યાં હતાં, અને તેથી યસ્તના લખનારે ત્યાં જણાવ્યું છે કે "આ પ્રમાણે જે કોઇ માણસ ફરોહરોને આરાધે તો તે માણસને ફરોહરો સારી કિર્તિ આપનારાં થાય છે." વલી ફકરા ૪૬માં ફરોહરોની ક્રિયા વખતે 'વાય,' સુગંધી લઇ જતા પવનની વાત આવી છે. ત્યાર પછી "યાઓ વિંસાવ" વાળા કરદા ૧૩ના ૫૦માં ફકરામાં "ગઓમત જસ્ત વસ્ત્રવત અપ-નાસ નેમઘૂહ" યાને "ગઓ સાથના

અને વસ્ત્ર સાથના હાથોની તેમજ અશોઇ તરફ પહેચાડનારી બંદગી"ની વાત આવી છે. ઉપલા ફકરાએ ફ્રોહરોની ખુશ્નુદી માટેની ક્રિયાઓની વાત કરે છે.

કરદા ૨૨ નાં ફકરા ૬૪ થી ૮૧માં ઘણી અગત્યની બાબદો આવી છે. કરદા ૨૨ ના ફકરા ૬૪ માં

**"મ્યજદોની વચમાં હાજરે ફ્રોહરોની આમદ"**

ની વાતો આવી છે. ત્યાં જણાવ્યું છે કે ફ્રોહરોની ક્રિયાની વખતે ફ્રોહરો "સખુન નથી કહી શકાય તેના કરતાં વધારે મોટાં, વધારે જોરમંદ.....વધારે અસરકારક" થાય છે. મતલબ એવી દીસે છે કે જ્યારે સાધારણ રીતે ફ્રોહરોની યાદ કરીએ છીએ ત્યારે તેઓ મદદ કરે છે. પણ જ્યારે મ્યજદોની વચ્ચે યાને ક્રિયાઓની વખતે તેઓને બોલાવીને આરાધીયે છીએ ત્યારે તેઓ **"વધારે મોટાં, વધારે જોરમંદ...વધારે અસરકારક રીતે"** માણસોને મદદ કરે છે. આ ફકરાઓમાં ફ્રોહરોને માટેના ક્રિયાકામોની મહત્વતા અને અગત્યતા દેખાડી છે, કારણ કે ફ્રોહરોની આરાધના અહુરમજદની પોતાની આરાધના છે.

મ્યજદોની વચમાં ફ્રોહરો "વધારે....અસરકારક" થાય છે, ત્યારે ફકરા ૬૫માં જણાવ્યું છે તેમ તેઓ "વોઉરૂકષ દરિયામાંથી 'આપો' યાને મિનોઇ પ્રવાહોને તથા 'ખરેન–મઝદધાત' યાને મઝદના પેદા કીધેલા ખોરેહને ઉભાવે છે." ફકરા ૬૫માં ફ્રોહરોના 'આપો' યાને મિનાઇ પ્રવાહો અને મજદના પેદા કીધેલા 'ખરેન' ખોરેહ સાથના નિકટ સંબંધ જોવામાં આવે છે. અત્રે પાછું યાદ રાખવાનું જરૂરનું છે કે 'આપો' કાંઇ દુન્યવી પાણીઓ નથી, તેમજ અત્રે દુનિયાની ઉપરથી બાફના આકારમાં પાણી ઉપર જઇને પાછાં વરસાદ રૂપે દુન્યા ઉપર વરસવાની વાત નથી. અત્રે તો "બધા મિનોઇ પ્રવાહોને પોતાની અંદર સમાવી રાખનાર વોઉરૂકષ"ની વાત છે કે જે Centre of Spiritual forces માંથી 'આપો' નામથી જણાયલા કાઇ ચોક્કસ મિનોઇ પ્રવાહોને Cosmic forces ને ફ્રોહરો ક્રિયાઓની વખતે 'ઉજબરેન્ત' કરે છે, યાને ઉભાવે છે, તેમજ ખોરેહને તે વોઉરૂકષમાંથી બહાર કાઢે છે, કે જેથી દુનિયામાં વધુ આબાદી ફેલાય.

**સૃષ્ટિમાં ચાલતી ક્રિયાનો નમુનો યજશ્નેની ક્રિયામાં જણાવ્યો છે.**

આપણે આગળ જણાવી ગયા છીએ કે વંદીદાદ પ્રમાણે વોઉરૂકષમાંથી 'આપો' પહેલાં **નીચેથી ઉપર અને ઉપરથી નીચે** એમ નીરંતર વહ્યા કરે

છે. આ ક્રિયા જે સૃષ્ટિમાં નિરંતર ચાલુ રહી છે, તેનો એક ચિન્હ તરીકે, એક symbol તરીકે, આપણી યજશ્નેની ક્રિયા વેળા યોજદાથ્રેગર સાહેબો પાણીને પહેલાં કુવામાંથી ઉપર કહાડીને પછી ક્રિયા કરતી વેળા તે પાણીને પવિત્ર sanctified કરીને, ક્રિયા ખતમ થતી વખતે તે પવિત્ર પાણીનાં થોડાં ટીપાંને કુવામાં પાછાં **નીચે** નાખે છે, યાને કે **તે કુવાના પાણી સાથે 'જઓથ્રા' યાને જોર મેળવે** છે, તેની વાત છે. આમ ક્રિયાઓ પછી જોર મેળવેલા પાણીથી તે કુવો હંમેશ માટે ચાલુ પવિત્ર રહેતો ગણાય છે.

વોઉરૂકષમાંથી ઉભાવેલા 'આપો' યાને મિનોઇ પ્રવાહોથી તેમજ તેમાંથી બહાર આવેલા 'ખરેન', ખોરેહથી ફ્રરોહરો વધારે અસરકારક રીતે, ફકરા ૬૫માં જણાવ્યા મુજબ, માણસોને મદદ કરતાં થાય છે, અને ત્યારે ફકરા ૬૬માં જણાવ્યા પ્રમાણે એક અશો માણસનું ફ્રરોહર તે માણસનાં "સગાને માટે, પોતાના મહોલ્લાને માટે, પોતાના કસ્બાને માટે, તથા પોતાના દેશને માટે 'આપેમ' યાને પાણી–દુન્યવી પાણી ઇચ્છનાર થાય છે, અને વાચ્છાજીના તર્જુમા પ્રમાણે નીચે પ્રમાણે બોલે છે કે "હમારો દેશ કરાર પામેલી અને ખુશી ભરેલી હાલતમાં રહે" ફકરા ૬૭માં વધું જણાવ્યું છે કે—"ફ્રરોહરો લડાઇઓમાં પોતપોતાની જગાએ તથા પોતાના શહેરમાં લડે છે કે જે જગા તથા મુકામ (ની) ચોકસી કરવાને માટે (તે દરેક ફ્રરોહર) મુકરર થયલું છે." ફકરા ૬૮માં જણાવ્યું છે કે તે ફ્રરોહરોમાંના જેઓ 'નિવનેન્તે' યાને નીચે ઉતરે છે, (વાચ્છાના તર્જુમા પ્રમાણે) "તેએ પોતાના સગાંને માટે, મહોલ્લાને માટે, કસ્બાને તથા દેશને માટે પાણી—દુન્યવી પાણી—લઇ જાય છે, અને નીચે મુજબ બોલે છે:

"હમારો પોતાનો દેશ (હવે) ફરાખીમાં તથા આબાદીમાં" આવશે. અત્રો ધ્યાનમાં રાખવાનું છે કે ફકરા ૬૫માં જણાવેલા 'આપો' તે મીનોઇ પાણીઓ, પ્રવાહો છે, પણ ફકરા ૬૬, ૬૭, ૬૮માં જણાવેલુ 'આપેમ' તે દુન્યવી પાણી છે, કે જેથી આબાદી ફેલાય છે. 'આપો' (બહુવચનમાં) અને 'આપેમ' (એક વચનમાં) વચ્ચેનો ફરક ધ્યાનમાં રાખી મુકવાનો છે.

લડાઇની અંદર ફ્રરોહરો કોઇક અનદિઠ રીતે માણસોને મદદ કરે છે તે વાત આગળ ચલાવતાં ફકરા ૬૯ અને ૭૦માં જણાવે છે કે "જ્યારે એક પાદશાહ દ્વેષ રાખનારા દુશ્મનોથી એકાએક ઘેરાઇ ગએલો હોય છે, ત્યારે જો ફ્રરોહરો તેનાથી આઝોર્દેહ નહિ થએલાં...દુઃખી નહિ થએલા (પણ) ખુશ્નુદ થએલાં હોય છે તો તેઓ

**સારી પાંખવાળા પક્ષી (રૂપી) માણસના માફક મદદને માટે તેની તરફ ઊડીને જાય છે**

ફરોહરો કેટલી બધી સેતાબીથી દુશમનોથી ઘેરાઇ ગયલા પાદશાહની મદદને માટે ઊડીને આવે છે તે દેખાડવાને માટે ફરોહરોને પાંખ સાથન દેખાડયાં છે એમ લાગે છે. એવું એક ચિત્ર ઇરાનમાં તખ્ત-ઇ જમશેદ નામના પહાડ ઉપર કોતરેલું મળે છે, અને તેની નકલ મુંબઇનાં અનેક આતશ કદેહોમાં જોવાય છે. મર્હુમ વિદ્વાન ઍર્વદ શહેરીયારજી ભરૂચા પોતાની 'ઝરથોસ્તાન' નામની અતિ કિમતી કેતાબના પાના ૩૭૭માં "માણસ રૂપી પક્ષી" બાબે જે વિવેચન કરે છે તે ઘણું મનન કરવા લાયક છે. જરથોસ્તી ધર્મની મતલબ સમજવા માટે મર્હુમ શહેરીયારજીની આ ચોપડી ઘણી કિંમતી છે.

ફરોહરો તે પાદશાહને કેવી રીતે મદદ કરે છે તે જણાવતાં ફકરા ૭૧ અને ૭૨માં કહ્યું છે કે "તે ફરોહરો તે પાદશાહને માટે મીનો દુજ (પઇરિ મઇન્યઓયાત્ દ્રુજત્) તથા ગીલાનના દરવંદ તથા નુકશાન પહોંચાડનાર પાપી માણસની સામે તથા તમામ મરકીવાળો દરવંદ (દ્રવંત્) જે અંગ્રમઇન્યુ (યત અંઘ્રાત્ મઇન્યઓત્) (તેની) સામે હથિયાર, ઢાલ અને ટેકા તથા બચાવ તરીકે થાય છે." તે બચાવ કેવી રીતનો થાય છે તે જણાવતાં કહે છે કે "જે પ્રમાણે એક માણસ બીજા સો, હજાર, તથા દસ હજાર (માણસોથી) બચેલો હોય (તેમ)."

ફ્રવર્દીન યશ્તવાલો ઉપલો ૭૧મો ફકરો થોડોક ફેરફાર સાથે હોરમજદ યશ્તના ફકરા ૧૯ તરીકે આવે છે. ત્યાં કહ્યું છે કે "જે શખ્સ આ મારા (હોરમજદના) નામોને યાદ કરનારો થઇને (યાને મનમાં સમજીને) પછી દરેક દિવસ અથવા દરેક રાતે મોટે સાદ ભણે તો તે માણસને માટે, જે પ્રમાણે હજાર માણસો એક માણસની ઉપર ચોકી રાખે તેમ મારાં (હોરમજદના) નામો મીનો દુજ વિગેરેની સામે શિખામણ, ટેકો તથા બચાવ તરીકે થાય છે." આ અને એવી બીજી બાબદો માટે જુઓ મારી A Critical Examination of the Hormazd Yasht with an attempt to fix the meaning of the word Manthra Spenta. ફ્રવર્દીન યશ્તના ફકરા ૭૧ અને ૭૨માં ફરોહરો એક માણસને તેની સામેના દસ હજાર માણસોથી બચાવે છે, તે બચાવ એવી રીતે કરે છે કે "બરાબર ઝટકો મારેલી તલવાર, સારી રીતે ગુમાવેલો ગુર્જ, નેમથી ટાંકેલો તીર, ટાંકીને ફેંકેલો ભાલો તથા હાથથી ફેંકેલા પત્થરા, તેને ઇજા કરી શકે નહિ." આ રીતે "લડાઇઓની અંદર આજાર્દેહ નહિ થયલાં પણ ખુશ્નુદ થયલાં ફરોહરો" કેવી રીતે માણસોને મદદ કરે છે તે વાત યશ્તના

ફકરા ૭૨માં પૂરી થાય છે. અને પછી ફકરા ૭૩માં યશ્તનો લખનાર ફ્રેરોહરોની એક ચોક્કસ ખાસયત દેખાડે છે. ફકરા ૭૩ના પહેલા ભાગનો તર્જુમો જુદી જુદી રીતે થએલો છે. કાંગાજીના તર્જુમા પ્રમાણે ફ્રેરોહરો "નીરાંતે નહિ બેસતાં, એક ઠેકાણે જાય છે, અને વળી બીજે ઠેકાણે જાય છે (યાને હંમેશાં ફરતાં રહે છે)." આ પ્રમાણે ફ્રેરોહરો ચપળ અને હમેશાં કામ કરતી પણ મંદ પડી નહિ રહે એવી હસ્તિઓ છે. આપણે યશ્તના 'આઓ વિસાધ' વાળા કરદા ૧૩ના ફકરા ૪૯, ૫૦માં જોયું છે કે જ્યારે ફ્રેરોહરો હમસ્પથમએદેમ ગાહમબારનાં દસ દિવસોમાં અત્રે આ દુનિયામાં આવે છે, ત્યારે તેઓ કોઇપિણ એક ઠેકાણે મંદ બેસી રહેતાં નથી. પણ તેઓ હંમેશા 'વિચરેન્તી' એટલે ફરતાં રહે છે. આપણે એમ ધારવાનું નથી કે ફરવર્દીગાનના દસ દહાડાઓમાં ફ્રેરોહરો આપણાં ઘરમાં આવીને ક્રિયા કામની વખતે કોઈ એક **ચોક્કસ ઠેકાણે** હાલચાલ વિનાના થઇને બેસી રહે છે. જે પ્રમાણે દાદાર અહુરમજ્દ હોરમજ્દ યશ્ત પ્રમાણે 'અવિતન્યો' યાને બધે પથરાયલો, સર્વવ્યાપક છે, તેજ મુજબ તેના અંશો યાને ફ્રેરોહરો બધે પથરાઇ રહે છે. કોઇ એક જગા એવી નથી કે જેમાં દાદાર અહુરમજ્દ નહિ હોય જેમાં ફ્રેરોહરો નહિ હોય.

## ફ્રેરોહરો મદદ કરે છે તેને માટે તેઓ શું માંગે છે?

ફ્રેરોહરોની જુદી જુદી રીતની હીલચાલો યશ્તનાં પહેલા ફકરાથી તે ફકરા ૭૨ સુધીમાં વર્ણવામાં આવી છે. આ બધી હીલચાલો અને ફ્રેરોહરોની માણસો માટેની અનેક રીતની મદદોની વાત પૂરી થવા પછી ફકરા ૭૩ માં ફ્રેરોહરો જાણે કે સેવટે એકવાર ફરીથી આરજુ કરે છે કે "કોણ અમને વખાણશે, કોણ હમને આરાધશે,...અશોઇ તરફ પહોંચાડનારી બંદગીથી કોણ અમને આદરમાન આપશે,...તમારામાંનું કોણનું રવાન અમને આરાધશે, અમારામાંના કોણને તે ભેટ આપવામાં આવશે, કે જે ભેટ હંમેશને હંમેશ સુધી તાજા ખોરાક (તરીકે) થાય?"

જ્યારે આપણે 'યાઓ વિસાધ'વાલા જાણીતા યશ્તના ૧૩ માં કરદા ઉપર હતા ત્યાં તેના ફકરા ૫૦ માં આવેલા "કાનો સ્તવાત્" યાને કોણ અમને વખાણશે વિગેરે વાલા ફકરાની મતલબ જોઇ ગયા હતા. તે ફકરો ચોક્કસ ફેરફાર સાથે ફકરા ૭૩ માં પાછો આવ્યો છે.

ફકરા ૭૩ માં ફ્રેરોહરો તરફથી જે આરજુ કરવામાં આવે છે તે જણાવવા પછી ફકરા ૭૪ માં સોસ્યંતો વગેરેમાં કામ કરતાં ફ્રેરોહરો ઉપરાંત જુદા

જુદા જાનવરોમાં કામ કરતાં ફ્રોહરોની એક ટીપ આપી છે. "પશુઓના, જંગલી જાનવરોના, પાણીમાં રહેનારા જાનવરોનાં, **જમીનથી ઉપર** રહેનારાં જાનવરોનાં, પાંખવાલા જાનવરોના, લાંબી ફલાંગ મારનારા જાનવરોના તથા ખરી ઉપર ચાલનારા જાનવરોના ફ્રોહરોને હમો 'યજમઇદે' કર્યે છીએ."

આ પ્રમાણે ફકરા ૭૪ સુધીમાં માણસોનાં ફ્રોહરોની તેમજ જાનવરોમાં કામ કરતાં ફ્રોહરોની વાત જાણે કે પુરી થાય છે. પછીના ફકરા ૭૫ માં ફ્રોહરોની જુદી જુદી ખાસ્યતોને એક સામટી વર્ણવી છે. ત્યારપછી ફકરા ૭૬, ૭૭ અને ૭૮ માં ફ્રોહરો બાબેની એક અતિ અગત્યની પણ લગાર એકદમ સમજવી મુશ્કેલ એવી બાબત આવી છે. તેમાં

**બે મીનો, (મઇન્યુ) બે spirits સાથના ફ્રોહરોનાં સંબંધ બાબે એક ફીલસુફી ભરી પણ સેહલથી સમજી ન શકાય એવી હકીકત જણાવી છે.**

તેમાં દાખલ થઇએ તેની આગમજ ફકરા ૭૬ માં જણાવેલા બે મીનો-સ્પેન્તમઇન્યુ તથા અંઘ્રમઇન્યુ-કોણ છે, શું છે, તે બાબે ટુંકમાં જોઇએ. અને તે બાબે જીજ્ઞાસુ વાંચનારાંઓને ફરી એકવાર મારા 'ધાર્મિક વિષયો' તેમજ A New Interpretation of Spenta Mainyu નામની ચોપડીઓનો વિગતે અભ્યાસ કરવાનો વિનંતી કરીશું

મારૂં એવું માનવું છે કે પવિત્ર ગાથામાં 'મઇન્યુ'—બે જોડયા મીનોને કોઇ ખાસ નામ સાથે જણાવ્યા નથી. ગાથાવાલા હા ૩૦ માં આ બે મઇન્યુને ખરેખરી બળવાન હસ્તિઓ entities તરીકે કલ્પવામાં આવ્યા નથી. તેઓ જોડયાં છે, તેઓમાંનો એક 'વહયો,' વધારે ભલો (in the comparative degree), અને બીજો 'અકેમ,' 'અક' યાને હંમેશાં બુરો છે. તેજ પ્રમાણે, ગાથાવાલા હ ૪૫ માં આ 'મઇન્યુ' માંનો એક 'સ્પન્યાઓ,' વધારે આબાદી કરનાર (in the comparative degree)', અને બીજો 'અંગ્ર,' હમેશા બુરો છે. આ બે મઇન્યુ—બે મીનો—જેમ જોડયા છે, તેમ તેઓ એકમેકથી ઉલટા ખવાસના છે. ધ્યાનમાં રાખવાનું છે કે ગાથાવાલા ઉપલા બે હામાં તેઓને 'સ્પેન્તમઇન્યુ' યા 'અંગ્રમઇન્યુ' એવા **ખાસ નામ** સાથે જણાવ્યા નથી. પણ ઉપર કહ્યું તેમ તેઓને 'સ્પન્યાઓ' અને 'અંગ્ર' તરીકે comparative degreeમાં જણાવ્યા છે, એટલે કે પહેલો બીજા કરતાં 'વધારે આબાદી' કરનાર છે. મેં મારી ચોપડીઓમાં જણાવ્યું છે તેમ અશો જરથુસ્ત્રની બે જોડયા મઇન્યુ, મીનોની યાને માણસોની અંદર અનેક વેગા ઉભી થતી બે એકેકથી ઉલતી મનને લગતી

mental હાલત દેખાડતી અતિ ઉત્તમ ફીલસુફી આવી છે તેની ખરી સમજણ વખતના વહેવા સાથે ધ્યાનમાં રહી નહિ. અને તેથી કરીને બે જોડયા મીનો, જેઓને અશો જરથોસ્તે ગાથામાં comparative degree માં comprative હાલતમાં દર્શાવ્યા છે, તેઓને લગભગ તમામ પાછળા અવસ્તામાં તેમજ તમામ પહેલવી પાજંદ લખાણોમાં positive degree માં positive હાલતમાં પાછલા લખનારાઓએ દર્શાવ્યા છે. આ કમનસીબ ભૂલનું એક કારણ એવુ મલ્યું. કે જ્યારે આ પાછળા લખનારાઓએ જોયું કે, ગાથાવાળા હા ૪૫ માં 'સ્પન્યાઓ' ઉપરાંત ગાથાના બીજા હાઓમાં 'સ્પેન્ત મઇન્યુ' જેવી એક જુદી વ્યકિત entity ની વાત અનેક વેળા આવી છે ત્યારે તેઓએ ગથામાં ફકત એકજ વેળા હા. ૪૫ માં આવેલા 'સ્પન્યાઓ'ને ગાથામાં અનેક વેળા આવેલા 'સ્પેન્ત–મઇન્યુ' સાથે ભેલી નાખ્યો. તેઓ બન્ને એકજ હોય એમ ભુલથી ધારી લીધું. તેમ કરતાં વ્યાકરણના કાયદાને પણ બાજુએ મેલ્યો અને 'સ્પન્યાઓ' જે comparative degree માં આવ્યો છે તેને 'સ્પેન્ત–મઇન્યુ' જે positive degree માં આવ્યો છે, તેની સાથે ભેળી નાખ્યો. બન્ને એકજ હોય એમ ગણ્યુ. એટલુંજ નહીં પણ 'સ્પન્યાઓ' શબ્દ જે નાન્યાતર જાતિ (neuter gender) નો છે, અને 'સ્પેન્તમઇન્યુ' જે નરજાતિ (masculine gender)નો છે. તેવો વ્યાકરણને લગતો ફરક પણ બાજુએ કીધો, અને બન્ને નર જાતિ (masculine gender) ના શબ્દો હોય એમ બેખબરીથી ધારી લીધું. પરિણામમાં જરથોસ્તે જણાવવા ધારેલી માણસોના મનને લગતી એકેકથી ઉલટી mental હાલત દર્શાવનારી એક અતિ ઉમદા ફીલસુફી ભૂલી જવામાં આવી. માણસને જે મરજીનું છુટાપણું અહુરમજદ તરફથી આપવામાં આવ્યું છે, તેનાં પરિણામમાં માણસ બાજે વેળા 'વધારે વૃધ્ધિ કરનાર' યાને 'સ્પન્યાઓ' થાય છે, બાજે વેળા તે બુરાઇ અખત્યાર કરે છે, યાને બુરો યાને 'અંગ્ર' યા 'અક' થાય છે તે ભૂલી જવામાં આવ્યું. અશો જરથોસ્તે બુરાઇ તજવાને માટેની જે ફીલસુફી સમજાવવા માંગી હતી તે સમજણ બાજુએ રહી ગઇ અને આ પ્રમાણે મનની ઉલટી–સુલટી હાલત દર્શાવનારી એક ફીલસુફી ભરી બાતને, 'સ્પન્યાઓ'ની માણસનાં મનને લગતી હાલતને, 'સ્પેન્તામઇન્યુ' જે અહુરમજદનો પોતાનો મીનો, **તેનો પોતાનો Holy Spirit,** તેની સાથે એક કરી નાખી. અને આ પ્રમાણે પાછલા અવસ્તાના લખાણોએ 'સ્પન્યાઓ' તેજ 'સ્પેન્તામઇન્યુ' છે એમ ધારી લઇને 'સ્પેન્ત-મઇન્યુ'=જે એક એરેખરી હુરિત છે તેની સામે કહેવાતા 'અંગ્રમઇન્યુ'ને, પાછલાં લખાણોવાળા આહરિમનને, એક હરીફ તરીકે ઉભો કીધો! પરિણામે

'સ્પેન્તમઇન્યુ' જે ગાથાવાલા હા ૪૩, ૬ પ્રમાણે અહુરમજદનો 'પોતાનો મીનો'–'થ્વા મઇન્યુ'=તારો મીનો–તેની સામે યાને કે અહુરમજદની પોતાની સામે એક **કેહવાની** અંગ્રમઇન્યુ જેવી હસ્તિ, entityને હરીફ તરીકે ઉભી કરી દીધી! અને તેમ કરવાનું, કમનસીબે પાછલા લખનારાઓને એક બીજું સબળ કારણ મળ્યું, અને તે એ કે ગાથા હા. ૪૫ વાલા બે **જોડયા** મીનોની યાને એકમેક સાથે જોડાયલા રહીને કામ કરનારા 'સ્પન્યાઓ' અને 'અંગ્ર'ની, તેમજ હા ૩૦ વાલા તેવાજ જોડયા 'વહયો' અને 'અક'ની ફીલસુફીભરી સમજણ ધ્યાનમાં ન રહેતાં, 'સ્પન્યાઓ'ને ગાથાવાલા સ્પેન્તમઇન્યુ, અહુરમજદના પોતાના Holy Spirit ને ભેલી નાખવાના પરિણામમાં હવે અહુરમજદની પોતાની સામે હા૦ ૩૦ વાળા 'અક' અને હા૦ ૪૫ વાળા 'અંગ્ર'ને એક બુરી હસ્તિ evil entity તરીકે ગણીને અહુરમજદના હરીફ તરીકે અંગ્રમઇન્યુ, આહરિમનને મુકયો! અને આ પ્રમાણે અહુરમજદ અને અહેરેમન વચ્ચેની જુંબેશ શરૂ થઇ! ઘોંટાળો એટલેથીજ અટકયો નહી! પવિત્ર ગાથાના હા. ૩૦ અને ૪૫ પ્રમાણે પેલા બે મઇન્યુ તો 'જોડયા' હતા ત્યારે અહુરમજદ અને 'આહરિમન' પણ બે 'જોડયા' જેવા થઇ ગયા, એટલે હોરમજદની અંદર પણ આ હારેમન જેવી બુરાઇ, evil નો અંશ દાખલ થઇ ગયો! ખુશનસીબીની વાત તો આ છે કે ગમે એવા વિચારનાં વમળમાં વિંટલાઇ જવા છતાં આપણા તમામ અવસ્તાના અને પહેલવી પાજંદ લખનારાઓ મક્કમપણે માનતા હતા કે અહુરમજદ જે 'અષવન' છે, સંપૂર્ણ અશો છે, તેનાંમાં કાંઇપણ બુરાઇનું તત્વ હોઇ શકે નહીં. ત્યારે આ ગુંચવાડો મટે કેમ?

બુરાઈ તો અહુરમજદમાં હોઇ શકેજ નહીં એમ મક્કમપણે માનતાં તે બુરાઇના અંશને અહુરમજદમાંથી કાઢી નાખવાને માટે, અહુરમજદ અને અંગ્રમઇન્યુને, હોરમજદ અને આહરિમનને, 'જોડયા' તરીકે ન ગણતાં હવે તેઓને એક બીજાના **ફકત હરીફ** તરીકે ગણવામાં આવ્યા, અને આ પ્રમાણે વંદીદાદની પહેલી પરગરદમાં જોઇએ છીએ તેમ અહુરમજદની સામે આહરિમનને–અંગ્રમઇન્યુને મૂકયો! અહુરમજદે એક સારૂં કામ કીધું તો તેની સામે હરીફ તરીકે અંગ્રમઇન્યુએ ઉલટુંજ કામ કરી બતાવ્યું! પણ ગાથા પ્રમાણે અહુરમજદ તમામે તમામ સત્વ શકિતવાન હતો તો તેની સામે 'અંગ્રમઇન્યુ' જેવી કહેવાતી બુરી હસ્તિ entity કાંઇપણ સરકશી કરી શકે નહીં, તેથી હવે બીજા અવસ્તાના લખાણોમાં અહુરમજદ અને અંગ્રમઇન્યુ વચ્ચેની કેહવાતી **હરીફાઇને** દૂર કરવાને માટે, તે હરીફાઇ ફક્ત 'સ્પેન્તમઇન્યુ' અને 'અંગ્રમઇન્યુ'

વચ્ચેજ ચાલુ છે એવું વિચારવામાં આવ્યું. પણ વખતનાં વધુ વહેવા સાથે 'અંગ્રમઇન્યુ' આહરિમન, દાદાર અહુરમજદ યા તેના મીનો 'સ્પેન્તમઇન્યુ' સામે હરીફ તરીકે કામ કરે છે એ વિચાર પણ પાછળા જમાનામાં કોઇક ટોળામાં નહીં તામોશ થઈ શકાય એવો થઇ પડયો. અને આ કારણે

## 'જરવાન'ની ફીલસુફી ઉભી થઇ.

આવી ફીલસુફીમાં માનવાવાલાઓ 'જરવાનીસ્તો' તરીકે ઓળખાયા. અસલ ગાથાનાં વિચાર પ્રમાણે અહુરમજદની સામે કોઇ પણ હરીફ હોઇ શકે નહિ, તેમજ અહુરમજદની અંદર કોઇ પણ રીતની બુરાઇનો અંશ હોઇ શકે નહીં, એવા પવિત્ર વિચારમાં ફેરફાર થતાં થતાં જે અનિશ્ચિત પરિણામો નીપજ્યા તે આપણે જોઇ ગયા. અને તેથી આયંદે સાસાન્યન જમાનામાં કોઇક ટોળામાં એવું વિચારવામાં આવ્યું કે અહુરમજદ અને અંગ્રની ઉપર કોઇ એવુ મૂળ હોવું જોઇએ કે જે મૂળમાં કાંઇ પણ ખરાબી નો અંશ ન હોય. તેઓએ આ કહેવાતા અસલ મૂળને 'જરવાન'ને નામે થોકી બેસાડયું. જરવાન એટલે વખત, time. અવસ્તામાં એક ઠેકાણે એક વાકયમાં જ્યાં 'જરવાન' શબ્દ આવ્યો છે, તે વાકયની અંદરથી બે કાયદે એવી મતલબ ઉઠાડવામાં આવી કે 'જરવાન' છેક શરૂઆતમાં હતો, અને તેમાંથી અહુરમજદ અને અંગ્રમઇન્યુ, હોરમજદ અને આહરિમન, ઉભા થયા હતા આવી રીતે અહુરમજદના પોતાના પિત તરીકે જરવાનને અગ્રપદ આપવામાં આવ્યું! અને આવી રીતે એક મુશ્કેલી દૂર કરવા જતા વધુ ગંભીર મુશ્કેલી ઉભી થઇ યાને ગાથાનું ખરૂં રહસ્ય ઉલટાઇજ ગયું! પણ સારા નસીબે આવી 'જરવાનીસ્ત' ફીલસુફીએ આપણા જરથોસ્તીઓમાં કાંઈ પણ વધુ પગપેસારો કીધો નહીં, અને તે જલદીથીજ ભૂલાઇ ગઇ.

આવો લંબાણ ચકરાવો લઇને હવે પાછા ફરવર્દીન યશ્તનાં ફકરા ૭૬, ૭૭, અને ૭૮ ઉપર આપણે આવ્યે છીએ, કે જેમાં 'અંગ્રમઇન્યુ'ની વાત આવી છે. આ ફકરાઓને ઘણીજ સંભાળથી સમજવાના છે તેમાંથી 'અંગ્ર'ની ખરી મતલબ ઉપજાવી કહાડવાની છે. ફકરા ૭૬માં કહયું છે કે, "જ્યારે બે મઇન્યુ, જે સ્પેન્તમઇન્યુ અને અંગ્ર, તેઓએ 'દામાન દઇધીતેમ' કીધી યાને 'દામાના આપી,' ત્યારે ફરોહરો ત્યાં 'એરેખ્વાઓ' યાને ઉસ્તવાર ઉભેલાં હતાં."

આ ફકરામાં આવેલા 'દામાન દઇધીતેમ' શબ્દોનો તરજુમો કાંગાજી, વાચ્છા, અને સ્પીગલે અનુક્રમે 'પેદાયશ બનાવી,' 'પેદાયશો બનાવી', 'created the creations', એવો એક સરખો કીધો છે, એટલે કે આ બે મીનો, 'સ્પેન્ત મઇન્યુ' અને 'અંગ્રમઇન્યુ', કોઇક દામાંનના, કોઇક પેદાયશોના પેદા કરનાર,

creators હોય તેમ ગણવામાં આવ્યું! પણ ભૂલી જવામાં આવ્યું કે અશો જરથુસ્ત ગાથા હા૦ ૪૪ના સાતમાં ફકરામાં ફક્ત અહુરમજદને એકલાને 'વીસ્પનામ દાતારેમ,' યાને તમામોનો દાતાર, યાને દાદાર, પેદા કરનાર, creator તરીકે જણાવે છે.

એવીજ રીતે ગાથામાં અનેક ઠેકાણે અહુરમજદને એકલાનેજ પેદા કરનાર, creator તરીકે ગણ્યો છે. હા ૩૪ના સાતમાં ફકરામાં આવ્યું છે કે, "અએ અહુરમજદ!..... તારા સિવાય બીજા કોઇને હું જાણતો નથી, માટે હમુને તું બચાવ." આવી રીતે જો જરથોશ્તનાં વચન પ્રમાણે દાદાર અહુરમજદ એકલો પેદા કરનાર છે, તો ફ્રવર્દીન યશ્તનાં ફકરા ૭૬માં આવેલા 'દામાન દધીતેમ' શબ્દની ખરી મતલબ સમજવી જોઇએ છે, તેનો ખરો તર્જુમો થવો જોઇએ છે. ફકરા ૭૭ અને ૭૮માંથી ખરી મતલબ સમજાય છે, એમ હું તો ધારૂં છું.

ફકરા ૭૭ પ્રમાણે "જ્યારે 'દાહીમ અષહે વંઘહેઉશ' યાને ભલી અશોઇની 'દાહીમ'માં અંગ્રમઇન્યુ એકદમ ધસારો કરીને દાખલ થયો, ત્યારે વોહુમન અને આતર વચ્ચે આડા પડયા, (came in across)." આ અવશ્યનું ધ્યાનમાં રાખવાનું છે કે ફકરા ૭૬ માં 'મનિવાઓ દામાન' યાને 'સ્પેન્ત મઇન્યુ' અને 'અંગ્રમઇન્યુ'ની બે મીનોની 'દામાન'ની વાત આવી છે, તેને બદલે ફકરા ૭૭ માં 'દાહીમ અષહે વંઘહેઉશ'ની યાને 'ભલી અષોઇની દાહીમ'ની વાત કીધી છે, અને કહ્યું છે કે "જયારે 'અંગ્રમઇન્યુ' ભલી અશોઇની 'દાહીમ'માં દાખલ થયો, ત્યારે વોહુમન અને આતર તેઓની વચ્ચે યાને અશોઇની પેદાયશ અને અંગ્રની વચે આડા થઇને પડયા," અને તે પછી ફકરા ૭૮ પ્રમાણે, તેઓએ યાને વોહુમન અને આતરે બુરા અંગ્રમઇન્યુની ખરાબીઓને તોડી નાખી."

ફકરા ૭૬ પ્રમાણે 'બે મીનોની દામાન'ના આપનાર તરીકે બે મીનોને 'સ્પેન્ત મઇન્યુ' અને 'અંગ્રમઇન્યુ' એવાં નામ સાથે જણાવ્યાં છે. પણ પછી જ્યારે 'અંગ્રમઇન્યુ' 'અશોઇની દાહીમ'મા ધસારો કરીને દાખલ થયો. ત્યારે વોહુમન અને આતરે વચ્ચે પડીને 'અંગ્રની ખરાબીઓને તોડી નાખી'! ત્યારે અત્રે અગત્યનો સવાલ થાય છે કે આ વેળા પેલો 'સ્પેન્ત મઇન્યુ' કયાં ગયો, તે કયાં હતો? સ્પેન્ત મઇન્યુને બદલે વોહુમન અને આતરની વાત કેમ આવી?

### વોહુમન અને આતર.

વોહુમન તે અહુરમજદનું ભલુ મન અને આતર તે અહુરમજદની ગુપ્ત, અંદિક Divine heat-energy, કે જે energy યાને જે આતરની બરકતે સૃષ્ટિ પેદા થઇ છે અને ટકી રહી છે. અહુરમજદનાં આતરનું બાહ્ય રૂપ તે આ દુનિયા પરનો આતશ છે, જે આતશકદેહો વગેરેમાં કામ કરી રહયો છે.

હવે જેમ ભુલથી ધારવામાં આવે છે તેમ ફ્રવર્દીન યશ્તના ફકરા ૭૬ વાલાએ બે મીનો યાને 'સ્પેન્ત મઈન્યુ' અને 'અંગ્રમઇન્યુ' બે સામસામે લડતી **હસ્તિઓ entities,** હોય તો પછી 'અંગ્રમઈન્યુની ખરાબીઓ'ને તોડવામાં સ્પેન્ત મઇન્યુનો હાથ અવશ્યનો હોવો જોઇએ. પણ તેને બદલે, જાણે કે આ ફકરાવાલા સ્પેન્ત મઇન્યુથી કાંઇ પણ થઇ શકતું ન હોય, તેમ ગણીને તેનું નામ પણ ન લેતાં, વોહુમન અને આતરની વાત આવી તે પહેલી નજરે અજબ જેવુ દેખાય છે! પણ જે સહેલાઇથી "વોહુમન અને આતરે વચ્ચે પડીને અંગ્રમઇન્યુની ખરાબીઓને તોડી નાખી," તે દેખાડે છે કે અંગ્રમઈન્યુ કોઇ મહા બળવાન બુરી **હસ્તિ** entity નથી, પણ તે કોઇક રીતની ખલલ કરનારી **શકિત** જે બુરી છે તે **બુરી શકિત** evil influenae માત્ર છે. અને આ પ્રમાણે જો ફ્રવર્દીન યશ્તના ફકરા ૭૬ માં જણાવેલા બે મીનોમાંની અંગ્ર ફકત એક ખલલ કરનારી શકિત છે, તે **હસ્તિ નથી** તો પછી 'બે મીનો'માંનો પહેલો યાને સ્પેન્ત મઇન્યુ પણ **હસ્તિ** નથી, ફકત કોઈક રીતની તે **શકિત** માત્ર છે. આવી સમજણથી ફકરા ૭૬ માં જણાવેલા 'બે મઇન્યુ' કોઇ મહા બળવાન, ભલી અને બુરી હસ્તિઓ, entities નથી. હવે ઉપર જણાવેલા વોહુમન અને આતર બાબે કાંઇક વધુ જોવાની અને સમજવાની તજવીજ કર્યે.

**વોહુમન અને આતર—ગાથામાં.**

પવિત્ર ગાથાનાં હા. ૪૬ નાં સાતમાં ફકરામાં જણાવ્યા પ્રમાણે "જ્યારે કોઈ દુષ્ટ માણસ કીનો લેવા મારી ઉપર ડોળા કકડાવે" ત્યારે તે ખરાબીને દૂર કરવાનાં સાધન તરીકે "થ્વહમાત આથ્રસ્ચા મનંઘહસ્ચા" યાને "તારા (અહુરમજદનાં) આતર અને મનંઘહ"ને જણાવ્યા છે, અને કહ્યું છે કે, 'અએ અહુરમજદ! આ બન્નેનાં કામોથી રાસ્તી (અષેમ) વધે છે." ગાથાવાલા આ ફકરાને આપણી 'કેમ્ ના મજદા'વાલી રોજીંદી બંદગીમાં અગ્રસ્થાન આપ્યું છે. અને તેજ પ્રમાણે અને તેવાજ કારણે હોરમજદનાં વોહુમન અને આતરને ફ્રવર્દીન યશ્તના આપણી તપાસ હેઠળના ફકરા ૭૭ માં અંગ્રમઇન્યુની બદી, ખરાબી, evil effects ને તોડનારા તરીકે ગણ્યા છે. વોહુમનને તમામ જરથોસ્તી લખાણોમાં અવ્વલ દરજ્જો મલેલો છે, તેજ પ્રમાણે જેમ ફ્રવર્દીન યશ્તમાં તેમ હપ્તન યશ્તમાં પણ આતરને અવ્વલ દરજ્જો મલેલો છે. હપ્તન યશ્તનાં પહેલા કરદામાં અહુરમજદ અને અમેષા સ્પેન્તાને યાદ કીધા પછી તરતજ બીજા કરદામાં અહુરમજદનાં આથ્રો (આતર)ને યાદ કીધો છે, અને કહ્યું છે કે, "આ આતરની મારફતે, અએ સૌથી વૃદ્ધિ કરનાર મીનો અહુર-

મજ્દ! સૌથી પહેલાં તુને હમો પ્હોંચ્યે છીએ." આ ફકરો દેખાડે છે કે ગાથીક ભાષામાં ગાથા પછીના કેટલાક અયામમાં લખાયલી હપ્તન યશ્તમાં આતરને (Divine Heat Energy)ને એટલો તો મહત્વનો દરજ્જો મળેલો છે કે અહુરમજ્દ અને અમેશાસ્પંદોની યાદ પછી તરતજ આતરને યાદ કરીને અહુરમજ્દને પહોંચવાના સર્વોત્તમ સાધન તરીકે તેને ગણ્યો છે. આ દેખાડે છેકે ગુહ્ય તેમજ જાહેર આતશની આરાધના અસલથીજ અવશ્યની ગણવામાં આવી છે.

આ વાત સિદ્ધ કરવા પછી હવે ફકરા ૭૮ ઉપર પાછા આવતાં આપણે જોઈએ છીએ કે જ્યારે "વોહુમન અને આતરે અંગ્રમઇન્યુની ખરાબીઓને તોડી નાખી," ત્યારે તેનું પરિણામ એવું આવ્યું કે **સર્વ શકિતવાન પેદા કરનાર હકુમત ભોગવનાર** હોરમજદનાં ઘણાંજ ખુબીવાળાં આપો, (મીનોઇ પ્રવાહો, cosmic forces, celestial waters), તુરતજ વહેતાં થયા, (તથા) ઉર્વરાઓ, (કોઇક બીજા મીનોઇ પ્રવાહો) ઉગવા, વધવા લાગ્યા." આ ફકરામાં ફકત દાદાર અહુરમજ્દનેજ સર્વ શકિતવાન, પેદા કરનાર, creator, તથા હકુમત ભોગવનાર તરીકે જણાવ્યા છે. તેથી વધુ ખુલ્લું થાય છે કે ફકરા ૭૬ વાલા બે મઇન્યુએ જ્યારે 'દામાંન્ દઇધીતેમ' કીધી યાને પોતપોતાની 'દામાંન' આપી, તો તે 'દામાંન'ને પેદાયશો, **creations** તરીકે ગણી શકાય નહી, તેમજ તે બે મીનોને પોતપોતાની પેદાયશો creationsનાં **પેદા કરનાર creators** તરીકે ગણી શકાય નહી. કારણ કે તેમ જો થાય તો પછી દાદાર હોરમજદ ઉપરાંત બીજા બે પેદા કરનારા, યાને બધું મળીને ત્રણ પેદા કરનાર creators જેવું થઈ જાય! કે જેવું બોલવું જરથોશતી ધર્મ માટે એક કલંક સમાન થાય!

**ફકરા ૭૬માં બે મીનોની 'દામાંન્'ની વાત પણ ફકરા ૭૭માં 'દામાંન્'ને બદલે 'દાહીમ્ અષહે વંઘહેઉશ'ની વાત!**

બે મીનોની 'દામાન્' એટલે બે મીનોની પોતપોતાની એકેકથી ઉલતી જતી ભલી અને બુરી 'દામાંન્', પણ 'દાહીમ્ અષહે વંઘહેઉશ' એટલે 'ભલી અશોઇની દાહીમ્', કે જેનો બચાવ વોહુમન અને આતરે અંગ્રમઇન્યુની સામે થઇને કીધો. 'દાહીમ્ અષહે વંઘહેઉશ' તે વિચાર કરી શકતાં માણસોનાં મનની અંદરની અંદર ચાલતી માનસીક, mental, ક્રિયા કે જેથી માણસો, પોતાનાં મરજીના છુટાપણાનાં પરિણામમાં, કોઇ વખતે ભલા થાય છે, અને બાજે વખત બુરા થાય છે. આવી રીતની માણસોનાં મનની ઉલતી સુલતી હાલતને ગાથાવાલા હા. ૩૦ અને ૪૫માં અશો જરથુસ્ત્રએ માણસોની અંદરના બે જોડયા મઇન્યુની ઉલતી સુલતી હાલત તરીકે વર્ણવી છે. આ બાબે આપણે અનેક વેળા જોયું છે.

**'દામાન' શબ્દનો ઘણોખરો હંમેશા એક સરખી મતલબનો તર્જુમો કરવાથી ગુંચવાડો ઉત્પન્ન થયો છે!**

દાખલા તરીકે સરોશ યશ્ત વડીના ફકરા ૧૬માં "મજદાઓ દામાંન" યાને "મજદની પેદાયશોની," **ખરાં Creations** ની વાત આવી છે, તેમ વળી એજ યશ્તના ફકરા ૬૭માં 'મઇન્યુ દામાન'ની યાને **બે મીનોની દામાનની** વાત આવી છે.

મગજ થાકવી નાખનારી આ બે મીનોની વાત ઉપર મુજબ જણાવીને હવે પાછા ફરવર્દીન યશ્તના ફકરા ૭૮ ઉપર આવ્યે, ત્યાં જણાવ્યું છે કે જ્યારે વોહુમન ભલું મન અને આતર, હોરમજદની Divine Creative Energy, એ બંન્નેએ 'અંગ્ર'ની ખરાબીઓને તોડી નાખી, ત્યારે તેનું પરિણામ એવું આવ્યું કે, "સર્વ શક્તિવાન પેદા કરનાર, હકુમત કરનાર, હોરમજદના 'આપો'એ તુરતજ વહેવાં માંડયુ અને 'ઉર્વરાઓ'એ વધવા માંડયુ."

'આપો' અને 'ઉર્વરાઓ'ને આગળ જોઇ ગયા તેમ આપણે cosmic forces મીનોઇ પ્રવાહો તરીકે જણાવ્યા છે. વળી સાથે સાથે જણાવ્યું છે કે આ બન્ને મીનોઇ પ્રવાહોના ગેતીના સ્વરૂપો તરીકે દુન્યવી પાણીઓ અને ઝાડપાનોને ગણ્યા છે અને તેથી આ બન્નેની હાજરી આપણી દરેક નાની મોટી ક્રિયાઓમાં અવશ્યની ગણાઇ છે.

આવા મીનોઇ આપો અને મીનોઇ ઉર્વરાઓને ફકરા ૭૯માં અશોઓના ફરોહરોની સાથે સાથે 'યજમઇદે' કર્યા છે, આરાધ્યા છે. "તમામ આપોનો તમામ ઉર્વરાઓને, તમામ અશોઓના ભલાં, શુરા આબાદી કરનાર ફરોહરોને હમો 'યજમઇદે' કર્મે છીએ. તમામ આપોને, તમામ ઉર્વરાઓને, તમામ અશોઓના ફરોહરોને હમો **નામ સાથે** યાને **નામ દઇને** (નામેનિ) આરાધ્યે છીએ." આ ફકરામાં બધા મીનોઇ આપો, બધા મીનોઇ ઉર્વરાઓ, અને બધા મીનોઇ ફરોહરોને એક ઠેકાણે સાથે સાથે આરાધીને આ ત્રણેનો એકમેક સાથનો નિકટ સબંધ દેખાડયો છે.

ફકરા ૭૯ થી આગલ શરૂઆતમાં જણાવ્યું હતું તેમ ફરવર્દીન યશ્તનો બીજો ભાગ શરૂ થાય છે. તમામ મિનોઇ અને ગેતીની હસ્તિઓનાં ફરોહરોને **નામ સાથે** આરાધવાનું હવે ફકરા ૮૦ થી શરૂ થાય છે, અને તેમ કરતાં પહેલાં મીનોઇ હસ્તિઓની વાત પૂરી કરીને પછી આ દુનિયાની ઉપર થઇ ગયલાં અને થનારાં ગયમરેથ્ન (ગયોમર્દ)થી સોસ્યોશ સુધીનાં ફક્ત જરથોશ્તી-

ઓજ નહીં, પણ તમામ અશો માણસોની વાત કીધી છે, અને તેઓના ફરોહરોને આરાધ્યાં છે.

**મીનોઇ હસ્તિઓમાં પહેલાં અહુરમજદનાં સર્વોતમ ફરોહરને આરાધ્યું છે**

ફકરા ૮૦ થી ફકરા ૮૬ સુધીમાં 'પઓઇર્યનાંમ્' ફરવષીઓ, પહેલી મીનોઇની ફરવષીઓની આરાધના શરૂ થાય છે. પછી ફકરા ૮૭ થી આ દુનિયા ઉપર થઇ ગયલાં, તેમજ હાલનાં હૈયાત અને હવે પછી સોસ્યોશનાં વખત સુધીમાં થનારા તમામ અશો માણસોની વાત કીધી છે અને તેઓનાં ફરોહરોને આરાધ્યાં છે.

તમામ અશો માણસોનાં ફરોહરોને "અષાઉનાંમ્ ફરવષિનાંમ્" એવાં એકજ નામે જણાવીને પછી તેઓને 'પોઇર્યો તકેષનાંમ્' અને 'નબાનજદીશ્તનાંમ્ ફરવષિનાંમ્' તરીકે બે વિભાગોમાં વેહેંચ્યાં છે. 'પોઇર્યોતકેષનામ્' તે અશો જરથોશ્તની આગમજ થઇ ગયલાં અશો માણસો તેમજ જરથોશ્તની પછી અન્ય દીનોમાં થઇ ગયલા, અને હાલના અને હવે પછીનાં થનારાં સોસ્યોશનાં વખત સુધીનાં અશો માણસોનાં ફરોહરોને 'પોઇર્યો તકેષનાંમ્ ફરવષીનાંમ' તરીકે જણાવ્યાં છે. અને જરથોશ્તની દીનમાં માનવાવાળા સોસ્યોશ સુધીમાં થનારાં અશો માણસોને 'નબાનજદિશ્તનાંમ્ ફરવષિનાંમ' તરીકે જણાવ્યા છે. જરથોશ્તી દીન કે જે તમામ હફતકેશ્વર યાને આ દુનિઆ માટે સરજાયલી છે, તેની જરથોશ્તી દીનની ખુબી પ્રમાણે દુનિયાનાં તમામ અશો માણસોને યાદ કરીને તેઓનાં ફરોહરોને આરાધ્યાં છે. અને ઉપર જણાવ્યું તેમ દુનિયાનાં તમામ અશો માણસોનાં ફરોહરોને "અષાઉનાંમ ફરવષીનાંમ" તરીકે જણાવ્યા છે.

**અહુરમજદનું સર્વોતમ ફરોહર.**

ફકરા ૮૦ માં અહુરમજદનાં ફરોહરને "પોઇર્યાનામ ફરવષીનાંમ" યાને પહેલી ફરવષીઓમાંની એક તરીકે ગણીને તેને સાત **સર્વોતમ** વિષેશણો—superlative degree—'મજિશ્ત, વહિશ્ત, સ્રએશ્ત, ખ્રઓજદિશ્ત, ખ્રથ્વિશ્ત, હુકેરેપ્તેમ્ અને અષાત અપનોતેમ' લગાડયાં છે. આવીજ રીતે હોરમજદ યશતનો પાંચમો ફકરો જેમાં અહુરમજદ પોતાને સાત 'અમેષનામ્ સ્પેન્તનામ'માંના એક તરીકે જણાવે છે, તેમાં પણ અહુરમજદને સાત સર્વોતમ વિષેશણો લગાડયાં છે. તેજ પ્રમાણે વળી યજશ્નેના પહેલા હામાં તેમજ યજશ્નેના ૨૬ માં હામાં અહુરમજદને સાત સર્વોતમ વિષેશણો લગાડયાં છે.

આ પ્રમાણે અહુરમજદના ફ્રરોહરની સર્વોત્તમતા દેખાડીને પછી અહુરમજદનાં 'ઊર્વન' રવાનની વાત કીધી છે. ફકરા ૮૧ માં કહ્યું છે કે "તેનું 'ઉર્વન', રવાન, સફેદ, નુરમંદ (તથા) દેખામણું 'માંથ્ર સ્પેન્ત' છે." યાને કે દાદાર અહુરમજદ પોતેજ 'વૃધ્ધિ કરનાર માંથ્ર' છે. અહુરમજદના ઉર્વનનો આપણે અત્રે soul તરિકે તર્જુમો કરી શકતા નથી. અવસ્તામાં અહુરમજદ ઉપરાંત માણસોનાં તેમજ જાનવરોનાં 'ઉર્વન'ની વાત આવી છે, ત્યાં ઉર્વનની મતલબ એક સરખી રીતે રવાન, soul તરીકે લઇ શકાય નહીં. કારણકે માણસોનાં તથા જાનવરોના ઉર્વાનો, રવાનો એક સરખી હાલત દર્શાવે છે એમ આપણે કહી શકતા નથી, જો કે આ બન્ને માટે ફક્ત એકજ શબ્દ, ઉર્વન આવ્યો છે. પણ અહુરમજદનાં ઉર્વનને 'માંથ્ર સ્પેન્ત' તરીકે, યાને કે દાદાર અહુરમજદ પોતે 'વૃદ્ધિ કરનારો માંથ્ર' છે એમ ખાસ જણાવ્યું છે. ત્યારે અહુરમજદનાં ઉર્વનને યાને અહુરમજદને પોતાને એક Embodiment of Manthra Spenta, કે એવીજ કોઇ મતલબે લઇ શકાય.

## જરથોશ્તી ધર્મમાં Pantheism જગદઇશ્વરવાદ નથી.

જો અહુરમજદનાં તેમજ માણસોનાં તથા જાનવરોનાં ઉર્વનને soul તરીકે ગણવા માંગ્યે તો તેની મતલબ એવી થાય કે આપણા ધર્મમત પ્રમાણે આ ત્રણે ઉર્વન, soulsમાં, તેઓની જાત, essenceમાં કોઇ પણ qualitative difference નથી, અને તેથી આયદે જાનવરોનાં તથા માણસોનાં ઉર્વન પણ અહુરમજદનાં ઉર્વન જેવાંજ થઇ જશે યાને કે જાનવરો તથા માણસો આયદે અહુરમજદ જેવાંજ, અહુરમજદ પોતે, થઇ જશે. પણ આવું બોલવું જરથોસ્તી ધર્મ પ્રમાણે, તેનાં રહસ્ય પ્રમાણે, મહાલ છે બલકે ખોટું છે. જરથોસ્તી ધર્મમાં માણસો માટેની છેલ્લી કોઇક રીતની અહુરમજદ સાથની એકતા union, companionshipની, તેમજ આયંદે અહુરમજદનાં 'ખ્રતુ', ખેરદમાં મલવાની વાત છે ખરી, પણ અહુરમજદ સાથે તમામ merge થવાની, તેમાં ભળી જવાની વાત નથી, કે જેથી એમ કહેવાય કે અહુરમજદની પેદાયશો અને અહુરમજદ વચ્ચે હવે ફરક રહ્યો નથી. જરતોસ્તી ધર્મ પ્રમાણે 'દથુષો અહુરહે મજદાઓ' યાને the Creator Ahura Mazda અને તેની પેદાયશો યાને creations વચ્ચેનો ફરક કોઇ પણ વખતે સમૂળગો નીકળી જતો નથી. આ કારણે જરથોશ્તી ધર્મમાં pantheism, જગદઇશ્વરવાદ નથી.

ફકરા ૮૧માં અહુરમજદનાં સફેદ, નુરમંદ, અને દેખામણાં 'ઉર્વન'ની વાત

કીધા પછી કાંગાજીના તર્જુમાની મતલબ પ્રમાણે સાતે 'અમેષનામ સ્પેન્તનામ' યાને વૃદ્ધિ કરનાર અમર્ગો, immortalsનાં તેવાંજ નુરમંદ કેહ્રપોંની રૂપોની વાત સાથે સાથે કીધી છે અને તેઓને 'સ્રીરાઓ' તથા 'વેરેજદાઓ' યાને શોભતાં તથા વૃદ્ધિ કરનારાં તરીકે જણાવ્યાં છે. આ કેહ્રપોંની વાત સહેલથી સમજ પડે તેવી નથી. 'કેહ્રર્પ' શબ્દનો તર્જુમો બધે ઠેકાણે શરીર body તરીકે કરી શકાય નહી. અહુરમજદ તથા અમેષાઓને 'શરીર', 'તન' હોઇ શકે નહીં. યજસ્નેનાં હા ૫૫ નાં પહેલાં ફકરામાં માણસોના આઠ ભાગોની વાત આવી છે, તેમાં 'તનુ' એટલે તન, અને 'કેહ્રર્પ', આ બન્નેને જુદા જુદા જણાવ્યાં છે, અને ત્યાં કેહ્રર્પને સુક્ષ્મ શરિર, (astral body) તરીકે લઇ શકાય છે. પણ ફ્રવર્દિન યશ્તનાં ફકરા ૮૧ માં કાંગાજીના તર્જુમાની મતલબ પ્રમાણે અમેષાઓનાં કેહ્રર્પને કોઇક મતલબનાં embodiments તરીકે લઇ શકાય કે જેવી રીતે આપણે અહુરમજદનાં 'ઉર્વન'ને એક Embodiment of Manthra Speuta તરીકે લીધું છે. આ બાબદને યશ્તના કરદા ૨૩ ના ફકરા ૮૨ થી ૮૪ માંથી વધુ સરળ રીતે સમજી શકાશું એમ લાગે છે. ફકરા ૮૧ નો વાચ્છાજીનો તર્જુમો ઘણો વેગળો જતો દેખાય છે. તે માટે તે તર્જુમો અત્રે આપીશું: "જેનો (યાને અહુરમજદનો) જાન (ઉર્વન=રવાન) તે સફેદ, રોશન, અને ખુબસુરત 'માંથ્ર સપન્ત' છે, અને જેનું શરીર (કેહ્રર્પ) તેજી ઘોડાવાલો ખુરશેદ છે, કે જે અમશાસપંદોનાં ચલકાટને અને અમશાસપંદોની ચાલાકીને મલતું છે, તેને હમો આરાધીએ છઇએ." વાચ્છાજીનો તર્જુમો વધારે દરોબસ્ત લાગે છે.

ફકરા ૮૧ માં અહુરમજદનાં કેહ્રર્પની વાત કરીને, તે વાતને સાતે અમેશાસ્પદો સાથે સંબોધીને પછી તેમાં તુરતજ કહ્યું છે કે 'હવરે-ક્ષએતેમ્ અઉર્વત્-અસ્પેમ્ યજમઇદે' યાને 'અશ્વિની નક્ષત્ર'માં દાખલ થતા 'હવર' યાને સુર્ય, Sunને હમો આરાધ્યે છીએ. આવીજ રીતે યશ્તનાં ફકરા ૯૨ માં સઘળા સાત અમેષા સ્પેન્તને 'હવરે-હજઓષ' યાને સુર્ય સાથે એકજ મરજી રાખનારા તરીકે જણાવ્યા છે. સઘળા અમેષા-સ્પેન્તા સુર્ય સાથે કેવી રીતનો સંબંધ ધરાવે છે એ હું પૂર્ણ રીતે સમજી શકતો નથી. પણ solar system યાને સુર્ય મંડળ કે જેમાં આપણી, દુનિયા કામ કરી રહી છે, તેમાં સઘળા સાત અમેષાઓ કોઇક રીતનો અગત્યનો સંબંધ રાખે છે, તેવી કોઇ વાત શું અત્રે કરવા ધારી છે? આ ફકરામાં આવેલા 'અઉર્વત્-અસ્પેમ્' શબ્દનો તર્જુમો કાંગાજી 'તેજ ઘોડાવાળા' એમ કરે છે. પણ મહુમ શેઠ બહેરામગોર અંકલેસર્યા તેનો તર્જુમો અશ્વિની નક્ષત્રમાં દાખલ થતાં 'હવર', 'સુર્ય' તરીકે કરે છે.

## સાત (હફ્ત) અમેશાઓના ફ્રોહરો.

ફકરા ૮૦ અને ૮૧માં અહુરમજદનાં **સર્વોતમ** ફ્રોહરની **અલગ** વાત કીધા પછી ફકરા ૮૨ થી ૮૪માં સાત અમેશા યાને અમર્ગો immortalsના ફ્રોહરોની **સામટી** વાત કીધી છે. જેમ અહુરમજદનાં ફ્રોહરને સાત સર્વોતમ (superlative degree) વિશેષણો લગાડયાં છે, તેમ ફકરા ૮૨માં સાત અમેશાઓને પણ સાત વિશેષણો લગાડયાં છે. ફરક એટલોજ છે કે જ્યારે અહુરમજદનાં સર્વોતમ ફ્રોહરને ફકરા ૮૦માં સાત **સર્વોતમ** વિષેશણો superlative degreeમાં લગાડયાં છે, ત્યારે સાત અમેશાઓને સાત **સાધારણ** વિષેશણો લગાડયાં છે. આ સાત અમેશાઓ તે અહુરમજદ ઉપરાંત બેહમનથી અમેરેતાત સુધીનાં ૭ છે. વળી ફકરા ૮૩માં 'દધ્વાઓ અહુરમજદ'ને યાને પેદા કરનાર અહુરમજદને તેનાં ૭ અમેશાઓનાં 'એકજ પિતા અને શિખવનાર' (હમો પતચ ફ્રસાસ્તચ) તરીકે જણાવ્યા છે.

## અહુરમજ્દ અને તેનાં ૭ અમેશાઓનાં ફ્રોહરો વચ્ચેના ફરકનું કારણ શું?

અહુરમજદનાં સર્વોતમ ફ્રોહરની વાત ફકરા ૮૦ અને ૮૧માં **અલગ** કરીને પછી ફકરા ૮૨ થી ૮૪માં સાતે અમેશાઓની વાત કરતાં અહુરમજદને 'દધ્વાઓ' યાને the Creator of all creations તરીકે ખાસ જણાવીને તેને બધા ૭ અમેશાઓનાં **એકલા એકજ** પિતા અને શીખવનાર તરીકે જણાવ્યો છે. તે દેખાડે છે કે જ્યારે અહુરમજદ એકલોજ 'દધ્વાઓ' Creator છે, ત્યારે બાકીના ૭ અમેશાઓ તેનાં સર્વોતમ ૭ ગુણો તરીકેજ છે. આ ૭ કાંઇ અહુરમજદથી જુદા નથી, અને ધારવામાં આવે છે તેમ તેના હાથ હેઠળ કામ કરતી જુદી હસ્તિઓ entities પણ નથી. પણ અહુરમજદ પોતે આ ૭ અમેશાઓ યાને સર્વોતમ ગુણો ધરાવતો એકજ સર્વોતમ મહાજ્ઞાની, સર્વોતમ બળવાળો, Creator પેદા કરનાર (ગાથા પ્રમાણે 'વીસ્પનામ્ દાતારેમ્', 'તમામોનો પેદા કરનાર') છે. જે સાહેબો ૭ અમેશાઓને અહુરમજદનાં હાથ હેઠળ કામ કરતી હસ્તિઓ, entities તરીકે ગણે છે, તેઓ જાણે એવું કહેવા માંગે છે કે અહુરમજદ પોતે **તેઓની મદદ વગર** કાંઇપણ કામ કરી શકે નહીં! જો તેમ હોય તો અહુરમજદને સર્વશકિતવાન Omnipotent તરીકે ગણી શકાય નહી. અને તેવા બીજાઓની મદદની તલબ કરનારા યાને નિર્બળ ખુદાને આપણી પુર્ણભકિત અર્પણ કરી શકયે

નહીં. આ બાબદમાં અત્રે પાછું યાદ કર્યે કે પવિત્ર ગાથાના હા. ૩૪નાં સાતમાં ફકરામાં અશો જરથુસ્ત્ર કહે છે કે "અએ અહુરમજદ! તારા સિવાય હું બીજા કોઇને જાણતો નથી, માટે તું મારી મદદે આવ;" Nothing can be more emphatic than this statement of Zarathustra. જરથુસ્ત્રના આ શબ્દોજ એ બાબદમાં ભારપૂર્વક પુરાવો પુરો પાડે છે.

અહુરમજદનાં ૭ અમેશાઓ, ૭ સર્વોતમ ગુણો અહુરમજદની સાથે એકજ છે, યાને તે આવા સર્વોતમ ગુણો ધરાવતો એકજ સર્વોતમ ખુદા છે, એ વાત વધુ સ્પષ્ટ કરવાને માટે ફકરા ૮૩ અને ૮૪માં કહયું છે કે "જે સાત એકજ વિચારના, એકજ સખુનનાં અને એકજ કામ કરનારા છે. તેઓનો વિચાર સખુન, અને કામ એક સરખું છે. અને (૭ અમેશાઓનો) પિતા અને શીખવનાર એકજ યાને દાદાર અહુરમજદ (છે)." વળી આ સાત અમેશાઓ એક બીજાથી છુટા યા જુદા નથી તે વાત વધુ સ્પષ્ટ કરવાને માટે આગળ ચાલતાં કહ્યું છે કે "તેઓમાંનો એક, બીજાના રવાનને જુએ છે," યાને કાંગાજી જણાવે છે તેમ "અમેશાસ્પંદો એક બીજાનાં રવાનને જોઇ શકે છે," વગેરે.

**અવસ્તામાં તેમજ ફ્રવર્દીન યશ્તમાં કહેવાતી ઇજદી હસ્તિઓની વાત નથી, ઇજદી શક્તિઓની વાત છે**

અહુરમજદ અને તેનાં ૭ અમેશાઓનાં ફ્રોહરોની વાત ઉપર પ્રમાણે કીધા પછી તરતજ હવે કરદા ર૪નાં ફકરા ૮પમાં આથ્ર, આતર, જેને આપણે Divine Heat Energy તરીકે જણાવી ગયા છીએ, તેનાં, ફ્રોહરની વાત કીધી છે. હપ્તન યશ્તમાંથી આપણે કહી ગયા છીએ કે ત્યાં શરૂઆતમાં પહેલા કર્દામાં અહુરમજદની અને તેના અમેશાઓની વાત કીધા પછી તરતજ બીજા કરદામાં તેનાં આથ્ર, આતર, તેની Divine Heat Energyની વાત કીધી છે, તેજ પ્રમાણે ફ્રવર્દીન યશ્તમાં ફકરા ૮પમાં પણ આવ્યું છે. આ દેખાડે છે કે અવસ્તાનાં જુદા જુદા લખનારાઓ ઘણી ચોક્કસાઇથી લખે છે. એકમેકની સામે જાય એવું લખતા નથી. આથ્રો, આતર પછી ફકરા ૮પ અને ૮૬માં "સરોશ જે જોરાવર, માંથ્રના તનવાળો, જોરેમંદ હથીયાર રાખનાર (તથા) હોરમજદનાં તરીકા મુજબ ચાલનાર છે" તેનાં ફ્રોહરને યાદ કીધું છે. ત્યાર પછી અનુક્રમે નેર્યોસંઘ, રશ્ન, મેહર, માંથ્ર સ્પેન્તનાં ફ્રોહરોને યાદ કીધાં છે.

આ ફકરામાં તેમજ અવસ્તામાં ક્યાંય પણ સરોશ, નેર્યોસંઘ, રશ્ન, મેહેર

નથા માંથ્ર સ્પેન્તને યજદ યા ફરેસ્તા જેવી જુદી કોઇ **હસ્તિઓ,** entities તરીકે જણાવ્યા નથી. જે પ્રમાણે ૭ અમેશાઓને અહુરમજદનાં સર્વોતમ ગુણો તરીકે જણાવ્યાં છે, તેજ મુજબ સરોશ, નેર્યોસંઘ વિગેરેને ફક્ત અહુરમજદની સૃષ્ટિમાં કામ કરતી બળવાન **શકતીઓ** તરીકેજ ગણવાનાં છે. તેનાં ઘણાં કારણો છે. જો ૭ અમેશાઓને નક્કીપણે અહુરમજદનાં ગુણો તરીકેજ વર્ણ-વ્યા છે, તો પછી સરોશ વગેરેને ફકત ગુણો નહીં પણ હસ્તિઓ, entities તરીકે ગણવાની હઠ કર્યે તો તેની એક મતલબ એવી થાય કે ૭ અમેશાઓ યાને ગુણો કે જેઓથી અહુરમજદની સંપૂર્ણતાનો ભાસ મળી શકે છે, તેઓથી પણ સરોશ, રશ્ન વગેરે **(હસ્તિઓ તરીકે)** ચઢયાતા છે! અને કોઈ પણ રીતે એ માન્યતા સ્વિકારાય નહિ.

અત્યાર સુધીમાં પેદા કરનાર અહુરમજદ, તેનાં ૭ અમેશાઓ, યાને ગુણોને અને તે પછી આતર, સરોશ વગેરેને પેદા કરનારની શકિતઓ તરીકે અદ્રશ્ય મીનોઇ શકિતઓ તરીકે આપણે જોઇ છે. ત્યાર પછી આગલ ચાલતાં ફકરા ૮૬માં 'અષ્નો' (આસ્માન), 'આપો' યાને પાણીઓ, 'જેમો' જમીન યાને દુન્યા, પછી જમીન ઉપર ઉગતાં 'ઉરવરાઓ' યાને ઝાડપાનો, પછી ગોસ્પંદ ('ગેઉશ'), જે 'ગેઉશ'ને સ્પીગલ, the Bull (the primeval Ox) તરીકે લે છે, ત્યાર પછી ગય જેને સ્પીગલ Gaya-maretan (મોતમંદ જીંદગીની શરૂઆત?) તરીકે ગણે છે પણ કાંગાજી અને વાચ્છા 'જાન' તરીકે લે છે, અને પછી છેલ્લે સ્તઓયો અષાવઓયો, યાને અશો પેદાયશો—આવી બધી મીનોઇ તેમજ **ગેતીની material** સ્થુળ પેદાયશોનાં ફરોહરોને અનુક્રમે યાદ કીધાં છે. આ ફકરા ૮૬માં 'આપો'ને આપણી પૃથ્વિની આગમજ જણાવ્યાં છે, તેનું કારણ એવું છે કે આપણી પૃથ્વિએ નક્કર રૂપ લીધુ તેની આગમજ તે પ્રવાહી રૂપે, પાણી રૂપે હતી, એમ હાલનું સાયન્સ પણ કહે છે. ફરવર્દીન યશ્તના લખનારનું તેના જમા-નામાં પ્રસરેલું સાયનતિફીક જ્ઞાન અત્રે દેખાઇ આવે છે. આવી રીતે ફકરો ૮૬મો પુરો થાય છે. અને હવે ફકરા ૮૭થી **અશો** માણસો અને તેઓનાં ફરોહરોની **નામ સાથે** યાદ થાય છે.

**ગય મરેથ્ન, પાછળાં લખાણોવાળો ગયોમર્દ.**

"અશો ગય મરેથ્નનાં ફરોહરને હમો માન સાથે યાદ કર્યે છીએ. જેણે પહેલવહેલાં હોરમજદનો વિચાર ('મનસ') તથા શિખામણો ('સાસ્નાઓ') સાંભળી; જેમાંથી (દાદાર હોરમજદએ) આર્યન દેશોની બુન્યાદ ('નાફો') (તથા) આર્યન દેશોનું તોખમ ('ચિથ્ર') ઉત્પન્ન કીધું ('ફ્રાથ્વેરેસત')." ગય મરેથ્ન, મોતમંદ જીંદગી,

mortal life ની શરૂઆત બાબેનું ફક્ત આટલું ટુંકુ વર્ણન યસ્તના ફકરા ૮૭માં આવ્યું છે. તેની ઉપરથી પહેલવી, પાજંદ લખાણોમાં, જે જુદી જુદી દંત કથાઓ તેઓનાં વખતમાં તેમજ તેની આગમજનાં અવસ્તા જમાનામાં જાયજ હોય તેને અનુસરીને 'ગય મરેથ્ન'ને ગયોમર્દ એવાં નામ સાથે જણાવીને તેને લગતી તથા તેની પછી થયલી માનસાઇ ઓલાદ વગેરેની લંબાણથી વિગતો જણાવી છે.

**'ગય મરેથ્ન' અથવા ગયોમર્દ આપણા જેવો એક માણસ નહી હતો.**

'ગય મરેથ્ન' શબ્દની અસલ મતલબ પ્રમાણે તેનો અર્થ મોતમંદ જીંદગી, mortal life થાય છે. ગય મરેથ્નને અવસ્તામાં હાલનાં આપણાં જેવાં માણસોનાં જેવો કલ્પો નથી, પણ એટલુંજ કહયું છે કે તેનામાંથી આર્યન દેશોની બુન્યાદ અને તોખમ ઉત્પન્ન થયાં છે. "આર્યન દેશો" એ શબ્દો બોહળે અર્થે વપડાયલા લાગે છે એટલે કે તમામ માણસોના વડવા તરીકે ગય મરેથ્નને, (પાછલાં વખાણોવાળા ગયો મર્દને,) જણાવ્યો છે, તે ખરૂંજ છે. 'ગય મરેથ્ન'નાં યાને મોતમંદ જીંદગીની શરૂઆતનાં વખતમાં ઇરાની, તુરાની, ચીની, યાહુદી કે એવી પ્રજાઓ હજી હસ્તિમાં આવી ન હતી. 'ગય મરેથ્ન' વાલી શરૂઆતની પ્રજામાં માનસીક બુરાઇ હજી દાખલ થઇ ન હતી, તેથી તે શરૂઆતની પ્રજાને આર્યન યાને બુરાઇનાં ભેલસેલ વગરની સારી પ્રજા તરીકેજ વર્ણવી છે. આ કારણે 'અઇર્યન' શબ્દનો તર્જુમો ઇરાની તરીકે નહિ પણ 'આર્યન' તરીકે થવો જોઇએ છે.

"ગય મરેથ્ન એક ભેદી વ્યકિત" એવાં મથાળા હેઠળ મારી ધાર્મિક વિષયો નામની ચોપડીમાં એક પ્રકરણ લખ્યું છે, તેમજ ત્રિમાસીક 'હુમત' નામનાં જર્નલનાં જુન ૧૯૪૧નાં અંકમાં અંગ્રેજીમાં એક વિષય લખ્યો છે, તેમાં ભેદી ગયોમર્દ બાબે પુરતી વિગતો જણાવી છે. આ કારણે અત્રે ઘણું વધુ લખીશું નહીં. છતાં આટલુંજ અત્રે જણાવીશું કે ગય-મરેથ્નની બાબદમાંથી મેં ત્રણ 'મનસ' ધરાવતી માનસાઇ પ્રજાઓ શોધી કાઢવાની તજવીજ કીધી છે, પહેલી, 'ગય મરેથ્ન', મોતમંદ જીંદગીની શરૂઆત દેખાડનારી પ્રજા, કે જેમાં 'મનસ'ની શરૂઆત થતી હતી, બીજી, 'ગય-મરેથ્ન'નાં બૂનમાંથી ઉભી થયલી 'મસ્ય-મસ્યાની' વાલી, જાતિ વગરની sexless પ્રજા અને ત્રીજી, 'મસ્ય-મસ્યાની'માંથી ઉભી થયલી આપણ માણસો જેવી, છુટી પડેલી જાતિવાળી યાને નર અને માદા તરીકેની પ્રજા, કે જેમાં હવે રવાન, soul ઉતર્યું હતું, અને તે કારણે તેઓ સારૂ, નરસુ, good and evil સમજી શકતાં હતાં.

મોતમંદ જીંદગીની પ્રથમ હાલતને 'ગય મરેથ્ન' એવાં નામથી ફકરા ૮૭માં જણાવીને પછી આપણા જેવાં પ્રફુલિત થયલા માણસોની વાત કરતાં માણસોનાં એક સર્વોત્તમ નમુના તરીકે ફકરા ૮૮ થી ૯૫ સુધીમાં

**અશો નર જરથુસ્ત્ર સ્પિતમ**

ની લંબાણથી વિગત આપી છે. અને જ્યારે ફ્રવર્દીન યશ્તમા તમામ અશો માણસોની ફ્રવષીઓને આરાધી છે, ત્યારે જરથોસ્ત તેમજ મઇદયોમાહ જે જરથોસ્તનો પહેલો અને મોટો મદદગાર થઇ પડયો હતો, તેઓની **'ફ્રવષીઓ'** ઉપરાંત તેઓની **'અષી'**ને પણ આરાધી છે. 'અષી'ની મતલબ એવી જણાય છે કે જરથુસ્ત્ર અને મઇધ્યોમાહની અશોઇનું પરિણામ તેઓને બદલા 'અષી' તરીકે તેઓની **જીંદગીમાંજ** મળી ગયું હતું. ફકરા ૮૮માં અશો જરથુસ્ત્ર આ દુનિયા ઉપર "સૌથી પહેલાં (અથવા સઉથી સરસ) નેક વિચાર કરનાર, નેક સખુન બોલનાર અને નેક કામ કરનાર હતો," આમ જણાવીને જરથોસ્તને તમામ માણુસ જાતમાં સર્વોત્તમ પુરૂષ તરીકે અત્રે ઓલખ્યો છે. તેણે "સૌથી પહેલાં દીનનું જ્ઞાન હાંસેલ કીધું હતું અને સઉથી પહેલાં (બીજાઓને) શીખવ્યું હતું." તે 'દએનો દીસો' યાને કુદરતમાં જે દીન પડેલી છે, જે જ્ઞાન પડેલું છે, તેનો જોનાર હતો. આ કારણે ફ્રવર્દીન યશ્તમાં જરથોસ્તની દીનને 'મજીશ્ત વહીશ્ત અને સ્રએષ્ત' યાને તમામે તમામ સર્વોતમ દીન તરીકે જણાવી છે તે ખરૂંજ છે. જ્યારે જુદી જુદી દીને પોત પોતાનેજ સર્વોતમ દીન તરીકે જણાવે છે, ત્યારે ફકત જરથોશ્તી દીનજ ખરેખરી સર્વોતમ છે તેના કારણો જણાવતાં મેં 'હુમત'ના સપ્ટેમ્બર ૧૯૪૧ના અંકમાં એક વિષય લખ્યો છે તેનો હવાલો આપી આગળ ચાલીશું.

કુદરતમાં જે દીન, 'દએન' પડેલી છે તેની તથા જે મહાભારત કામ કરવાને માટે અશો જરથુસ્ત્ર આ દુનિયા ઉપર પેદા થયા હતા, (જુઓ પવિત્ર ગાથાનો હા ૨૯, ફકરો ૮), તેવા કામની સંપુર્ણ સમજણ ધરાવનાર તરીકે ફ્રવર્દીન યશ્તનો લખનાર ફકરા ૮૯ માં તેવણને પેહલા આથ્રવન, પેહલા રથેસ્તાર, અને પહેલા આબાદી કરનાર વાસ્ત્રયો, ખેડુત, તરીકે જણાવે છે. સહેજ વિચાર કરતાં જણાશે કે દુનિયાની આબાદીને માટે આ ત્રણે અગત્યના છે. જ્યારે જરથોશ્તે આ ત્રણે જાતના મહત્વનાં કામો બાબે માણસોને સમજણ આપી અને માણસોએ તેને અમલમાં મુકવાની તૈયારી કીધી ત્યારે લખનાર ફકરા ૮૯માં કહે છે તેમ જરથોશ્તે "'દએવા' અને 'મન્યાઓ'નું 'ચખ્ર' ચક્કર ઉલટાવી નાખ્યું." જે

બુરી દએવ-યસ્નિને કારણે જરથોશ્તનાં જમાનામાં તેમજ તેની આગમજ બુત-પરસ્તી અને માણસો તથા જાનવરોનો ભોગ આપવા વગેરેની દુનિયાની આબા-દીમાં ખલલ કરનારી રીતો ચાલતી હતી, તેવી દએવ-યસ્નિને જરથોશ્તે ઉલટાવી નાખી, અને તેથી તેણે "પહેલાં હાડમંદ દુનિયામાં 'સ્તઓત અષેમ્' યાને 'અષ,' રાસ્તીને વખાણી તથા 'નાઇસ્ત દએવો' યાને દેવને નાશ પામેલા કીધાં" એવું લખાણ આવ્યું છે. વિદ્વાન દારમેસ્તેતે કહી ગયો છે તેમ "જરથોશ્ત 'અષેમ વૉહુ' તથા 'નાઇસ્મી દએવો' ભણ્યો." 'અષેમ વોહુ' તે જરથોશ્તે ભણેલો કલામ અને 'નાઇસ્મી દએવો' તે આપણો યજશ્નેના હા. ૧૨ માં આવેલો જરથોશ્તી દીનનો કલ્મો, જરથોશ્તી creed, કે જે હાની શરૂઆત 'નાઇસ્મી દએવો' યાને 'હું દેવોને, દેવયસ્નિને તુચ્છકારી કાહડું છું', એવા શબ્દોથી થાય છે. પછી યશ્તનો લખનાર વધુ જણાવે છે કે જરથોશ્તે "જરથોસ્તની......દીન પ્રમાણે ચાલનાર, દેવના તરીકાથી દૂર રહેનાર, તથા હોરમજદનાં તરીકા મુજબ ચાલનાર, તરીકેનો એકરાર કીધો."

**પણ આપણે હાલમાં શું કર્યે છીએ?**

જરથોશ્તે એમ કીધું, પણ આપણુ જરથોશ્તીઓ હાલમાં શું કર્યે છીએ! આપણે ફ્રવદીન યશ્ત ભણ્યે છીએ યા ભણાવીએ છીએ, 'નાઇસ્મી દએવો' ભણ્યે છીએ યા ભણાવીયે છીએ છતાં આપણે તેની મતલબ સમજતાં નથી, સમજવા માંગતાં નથી. પરિણામ એવું આવે છે કે ઉપલા અવસ્તાઇ કલામો બોલવા યા બોલાવવા સાથે, આપણી ધર્મ સંબંધી અગાધ અજ્ઞાનતાને સબબે, તરતજ સાથે સાથે અનેક રીતની બુતપરસ્તી અને દેવયસ્નિ કર્યે છીએ. અને તે છતાં આપણે પોતાને શીખેલા ભણેલા ગણ્યે છીએ, તેમજ 'છઇએ હમો જરતોસ્તી'ના ગીતડાં ગાઇએ છીએ! ટુંકમાં કહીએ તો અવસ્તા કલામો **સમજીને ભણવાથી** જે અસર આપણાં મનમાં વાસ્તવિક રીતે થવી જોઇએ તે થતી નથી. આ ઉપરથી આપણે મક્કમપણે કહી શકયે કે જે સાહેબો જણાવે છે કે આપણે શું ભણ્યે છીએ તેની મતલબ સમજ્યે કે ન સમજ્યે તો પણ ચાલે, કારણ કે અવસ્તાના શબ્દોમાં કોઇ એવી કરામત રચા-યલી છે કે તે શબ્દો ઉચ્ચારતાંજ તેમાંથી ધ્વનીઓ ઉત્પન્ન થાય છે અને આપણું ધાર્યું કામ પાકયું થાય છે, તેનું બોલવું આપણા ધર્મનાં રહસ્ય પ્રમાણે ખોટું છે.

**જરથોશ્તનાં કલામો 'યાનીમ' એટલે બરકકત આપનારા છે. તેમાં જ્ઞાન, અશોઇ અને કર્મનું ભેગું મિશ્રણ છે.**

જરથોશ્તે કે અવસ્તાનાં લખનારાએએ એવું કહયું નથી, એવી મતલબ

રાખી નથી, કે આપણે શું ભણીએ છીએ તેની મતલબ સમજવાની કાંઇ જરૂરજ નથી. જરથોશ્તે પવિત્ર ગાથામાં જ્ઞાનની હાલત ઉપર મોટો ભાર મેલ્યો છે. તેવણે કહયું છે કે "અએ રાસ્ત (અશો અહુરમજદ)! ભણેલો થઇને અને રાસ્તીની મારફતે હું તને કયારે જોઇશ?" ફ્રવર્દીન યસ્તનાં ફકરા ૨૦ માં "અહુરમજદ જરથોશ્તને જણાવે છે કે અગરજો આએ હાડમંદ દુનિયામાં તારી ઉપર.....દેહેશત આવી પડે તથા અગરજો (તારા) બદનની ફીકર હોય તો 'અથ ઇમાં વચો દ્રેન્‌-જયોઇશ, અથ ઇમાં વચો ફ્રશ્રુયાઓ વારેથ્રઘ્નીશ જરથુસ્ત્ર' યાને આએ (ફકરા ૨૧ માં આવેલા) કલામો **મનમાં યાદ કરનારો થઇને ભણ,** આએ ફ-તેહ આપનારાં કલામો તું **મોટે સાદે ભણ."** વળી હોરમજદ યશ્તમાં પણ તેમાં આવેલા અહુરમજદનાં નામો જણાવ્યા પછી કહયું છે કે "આએ મારાં નામોને દરેક દિવસે અને રાતે **મનમાં યાદ કરનારો થઈને મોટે સાદે ભણ."** અહુરમજદના અનેક નામોથી તેને સમજવાને, અહુરમજદ આપણી પાસે શું માંગે છે તે જાણવાની કોશેષ કરવાને માટે હોરમજદ યશ્ત જણાવે છે કે હર વેળાએ તે નામોનું સ્મરણ કરવાને માટે તેઓને **પહેલા** 'દ્રેનુજયો' કરવાનું, તેઓને મનમાં યાદ કરવાનું યાને તેઓની ઉપર મનન કરવા **પછીજ** તેઓને 'ફ્રશ્રવ' કરવાનું યાને મોટે સાદે ભણવાનાં છે. મનન કરવાનું, meditation કરવાનું આપણે હાલમાં છોડી બેઠા છીએ. ફક્ત મોટે સાદે, સમજવા વગર ભણવાનુંજ ચાલુ રાખ્યું છે. અને પરિણામ આવવું જોઇએ તેવુંજ આવે છે. ખરાં જ્ઞાનની ગેરહાજરીમાં અનેક રીતની બુતપરસ્તીમાં આપણે આપણી જરથોશ્તી જીંદગી બરબાદ કર્યે છીએ. એકને જોઇને બીજો, બીજાને જોઇને ત્રીજો એમ અનેક વાયજ કરનારાઓ ધર્મના લખાણોનો પુરતો રીતે અભ્યાસ કીધા વગર ઉપર મુજબનું અર્થ વગરનુ વખત કવખતે બોલે છે. તે સાહેબો પોતાને માથે કેટલો બોજો ઉપાડી લે છે, તેનો તેઓએ વિચાર કરવાનો છે.

## માંથ્ર અને મિથ્ર.

આ બોલો હમણાં હમણાં ઘણા વપડાય છે. માંથ્ર તે પવિત્ર ગાથા અને અવસ્તાના 'યાનીમ' યાને બરકત આપનારા કલામો છે એ આપણે કાંઇપણ આંચકા વગર કબુલ કર્યે છીએ, પણ બરકત ત્યારેજ મલે કે જ્યારે તે કલામો ઉપર મનન, meditation કર્યે, તેઓને સમજ્યે અને પછી તે કલામોને આપણી દરરોજની જીંદગીમાં ઉતાર્યે. અવસ્તા ભાષા ભુલાઇ જવા પછીનાં જમાનામાં 'માંથ્ર' સાથે 'મિથ્ર' કરવાની વાત આપણા ન્યાગાનોમાં દાખલ થઇ. તેઓ શું ભણે

છે, તેની મતલબ તેઓએ સમજવા માંગી, તેઓએ અવસ્તાના તર્જુમા પોતાના વખતની બોલાતી પહેલ્વી પાઝંદ ભાષાઓમાં કીધા, અવસ્તાના લખાણો ઉપર અવસ્તા ભાષામાં આગલા વખતમાં, શરેહો commentaries લખાઇ હતી. પછીથી જ્યારે પહેલવી ભાષામાં અવસ્તાના તર્જુમા થયા ત્યારે પહેલ્વી ભાષામાં શરેહો commentaries લખાઇ. આ પ્રમાણે પવિત્ર અવસ્તાના કલામોનું જ્ઞાન ચાલુ રહ્યું. પાઝંદ ભાષામાં બંદગીઓ જોડાઇ. હોરમજ્દ ખોદાય જેવી અનેક પાઝંદ બંદગીઓ અવસ્તાની બંદગીઓની **સાથે સાથેજ** ભણવામાં આવી. આવી રીતે અવસ્તાને કાયમ રાખ્યા અને સાથે સાથે **તેની મતલબ** પાઝંદમાં સમજવાનું ચાલુ રાખ્યું.

ત્યારપછી ફારસી ભાષાનો વખત આવ્યો, ત્યારે ફારસી ભાષામાં અનેક બંદગીઓ જોડાઇ. આ પ્રમાણે અવસ્તામાં શું લખાયું છે તે સમજવાનું ચાલુ રહ્યું. ધાર્મિક ફરજ તરીકે અશો જરથોસ્તનાં તેમજ તેવણની પછીના લખનારાઓનાં ભાવિક સેવકો તરીકે અવસ્તાના કલામોને હંમેશ માટે આપણે પણ કાયમ રાખીએ એવી આપણી દુવા હોવી જોઇએ.

આગલ ચાલતાં ફકરા ૯૦ માં જણાવ્યું છે કે "જરથોશ્ત પહેલવહેલાં હાડમંદ દુનિયામાં દેવની સામે થવાનો તથા હોરમજ્દનાં તરીકા પ્રમાણે ચાલવાનો સખુન બોલ્યો......તેણે દેવની આપેલી ('દએવો દાત') દરેક (પેદાયશ)ને યસ્નને ના લાયકની, આરાધના ને ના લાયકની જણાવી. તે (જરથોશ્ત) દેશોમાં જીંદગીનું તમામ સુખ આપનાર પોર્યોતકેશ (હતો)'. આ પ્રમાણે જરથોસ્તને પોતાને 'પોર્યોતકેષ' તરીકે જણાવ્યા છે. 'પોર્યોતકેષની' મતલબ આપણે આગળ જોઇ ગયા છીએ.

ત્યાર પછીનાં યસ્તનાં ફકરા ૯૧ માં કહ્યું છે કે અશો જરથુસ્ત્રને "વીસ્પેમ માંથ્રેમ, **તમામ માંથ્ર** (અને) અષેમ સ્રવો, **અષોઈનાં પવિત્ર કલામો** સંભળાવવામાં આવ્યા હતા. જે ગએથનામ, ગએથાઓનો, અહુ અને રતુ હતો, જે સૌથી ઉંચે દરજ્જેની, સર્વોત્તમ અને શ્રેષ્ઠ અષેમનો યાને રાસ્તીનો સ્તુતિ કરનાર, સ્તઓત હતો. જરથોશ્ત તે દીનનો સમજાવનાર (વાચ્છાજી પ્રમાણે, **ફેલાવનાર**) હતો, જે દીન હાલની મોજુદ દીનોમાં સર્વોત્તમ છે." ફકરા ૯૨ માં વધુ કહ્યું છે કે "જે (જરથોશ્ત)ને સુર્યના સાથે એકજ મરજી રાખનારા વૃદ્ધિ કરનારા અમેશાઓએ પેદા કીધેલાં દીલના સંપૂર્ણ એતેકાદથી **ગએથાઓનાં અહુ તથા રતુ તરીકે**, સૌથી ઉંચે દરજ્જેની, સર્વોત્તમ તથા શ્રેષ્ટ રાસ્તીની સ્તુતી કરનાર તરીકે (તથા), જે હાલની મોજુદ દીનોમાં સર્વોત્તમ છે, તેનો **સમજાવનાર** હતો."

## "દએન યત હઈતિનામ વહિસ્તયાઓ."

ફકરા ૯૧ અને ૯૨ અશો જરથુસ્ત્ર તે દએન કે જે 'હઇતિનામ્'ને માટે સર્વોત્તમ છે, તે દીનનો 'ફ્રક્તારેમ' યાને સમજાવનાર (વાચ્છા પ્રમાણે, ફેલાવનાર) હતો. ટેક્ષ્તમાં આવેલા 'હઇતિનામ્' શબ્દનો તર્જુમો કાંગાજી અને વાચ્છા "હૈયાત દીનો"માં એમ કરે છે. પણ આ શબ્દનો તર્જુમો "હૈયાતિ ધરાવનારાઓ માટે" એમ કરવો વધુ બંધબેસતો લાગે છે. એટલે કે તમામ હઇતિનાંમ= હૈયાતિ ધરાવનારાં માણસો જે હાલમાં છે અને હવે પછી થશે તે બધાંઓ માટે જરથોશ્તી દએન, દીન વહીશ્તયાઓ યાને સર્વોત્તમ છે. પવિત્ર ગાથાવાલા હા. ૪૪ ના દસમાં ફકરામાં આવીજ રીતે "તાંમ દએનાંમ યા હાંતામ વહિશ્તા" એવા શબ્દો આવ્યા છે, જેનો તર્જુમો "તે (જરથોશ્તી) દએન, બધાં હૈયાતી ધરાવનારાં માણસો માટે સર્વોત્તમ છે," એમ થવો જોઇએ છે. ગાથા પ્રમાણે જરથોશ્તી દીન આખી દુનિયાને માટે, તમામ હફ્ત-કેશ્વર માટે છે. ગાથા પ્રમાણે જરથોશ્ત એખલોજ (અએવો) હતો કે જેણે અહુરમજ્દનાં સાસ્નાઓ યાને શીખામણો સાંભળી હતી. જરથોશ્ત ફ્રવદીન યશ્તના ફકરા ૯૧ અને ૯૨ પ્રમાણે "અહુ રતુશ્ચ ગએથનાંમ" યાને ગએથાઓનો અહુ અને રતુ યાને temporal and spiritual lord હતો. જરથોશ્તને ફકરા ૯૨ પ્રમાણે "સૂર્ય સાથે એકજ મરજી રાખનારા સઘળા વૃદ્ધિ કરનાર અમેશાઓએ...પસંદ કીધો હતો." "જરથોશ્તના જન્મવાને માટે" ફકરા ૯૪ પ્રમાણે "કુદરતે શુક્રાના કીધા હતા કે...હવેથી ભલી માજદયસ્ની દીન હફ્ત-કેશ્વર ઉપર (યાને તમામ દુનિયામાં) ફેલાશે." અત્રે એક અગત્યની બાબદ યાદ રાખી મુકવાની છે કે આપણા લખાણોમાં તમામ માણસોમાં ફકત એકલા જરથોશ્તનીજ ફ્રતુમન ભણાય છે; જો જરથોશ્તને માટે અને તેની દીનને માટે ગાથા અને અવસ્તાના લખનારાઓએ ઉપર મુજબનાં ઉમદા વિચારો જણાવ્યા છે, તો પછી સમજવું કઠણ નથી કે જરતોશ્તી દીન તમામ માણસો માટે હતી અને છે. તે કારણે ફકરા ૯૧ અને ૯૨માં આવેલા "દએનયાઓ યત્ હઇતિનામ વહિશ્તયાઓ" શબ્દોનો તર્જુમો એવો જ થવો જોઇએ કે જરથોશ્તી દીન 'હઇતિનામ' યાને દુનિયામાં હૈયાતિ ભોગવનારાં તમામ માણસોને માટે સર્વોતમ છે.

## "અહુ રતુશ્ચ ગએથનાંમ". ગએથા એટલે શું?

વળી ફકરા ૯૧ અને ૯૨માં જરથોશ્તને 'અહુ રતુશ્ચ ગએથનામ' કહ્યો છે, યાને 'ગએથા'ઓનો અહુ અને રતુ. હવે 'ગએથા'ની મતલબ શું છે? 'ગએથા'નો

તર્જુમો ઘણાખરા બધા તર્જુમા કરવાવાલા સાહેબો 'દેશો' 'મુલકો' યાને દુન્યા તરીકે કરે છે. પણ દુનિયાને માટે ગાથા તેમજ અવસ્તામાં 'બૂમયાઓ' 'બૂમી,' (સં. મૂ મી) જામ, હફ્‌ત કેશ્વર, એવા શબ્દો અનેક વેળા આવ્યા છે. ત્યારે 'ગએથા' શબ્દનો તર્જુમો દુનિયા તરીકે નહીં પણ કોઇ બીજી રીતે થવો જોઇએ એ વાસ્તવીક છે. 'ગએથાની મતલબ settlements in the hearts of men અને 'અષહયા' ગએથાઓ' જે શબ્દો ગાથામાં તેમજ ફ્રવર્દીન યશ્તમાં અનેક વાર આવે છે તેનો તર્જુમો જે મતલબે રિપગલે કીધો છે તે મતલબે યાને the world of purity in the hearts of men, 'માણસોની અંદર અશોઇનું રાજ્ય' કે એવીજ કોઇ મતલબે લેવાનું હું વધુ પસંદ કરૂં છું. આ બાબદમાં મેં મારી "ધાર્મિક વિષયો—ફ્રવષીની ફીલસુફી" નામની ચોપડીનાં પાના ૧૭૫થી ૧૮૪માં લંબાણથી લખ્યું છે. તેમાં પ્લેટોનાં 'ધી રિપબ્લીક' નામના ડાયલૉગ માં જે 'રિપબ્લીક'ની વાતો આવી છે તેને ગાથાવાલા અને અવસ્તાવાલા 'ગએથા'ની સાથે સરખાવીને, પ્લેટોએ પોતાની બાબદ અવસ્તામાંથી લીધી છે એમ દેખાડવાની મેં કોશેષ કરી છે. જરથોસ્તી દીનની ખુબીઓ સમજવાને માટે પ્લેટોનાં લખાણોનો અભ્યાસ કરવાની ઘણી જરૂર છે. પણ અત્રે આ બાબદમાં વિગતે ઉતરવાનો વિચાર નથી, તેથી મારાં પુસ્તક "ધાર્મિક વિષયો"નો હવાલો આપીને આપણે આગળ ચાલીશું.

ફકરા ૯૩ માં કહ્યું છે કે "જે જરથોશ્તનાં જન્મમાં તથા વધવામાં (વક્ષએચ) [વાચ્છા પ્રમાણે, **વાએજ કરવામાં**] 'આપો' અને 'ઉર્વરાઓ' ખુશહાલ ('ઉર્વાસેન') થયા; જેનાં જન્મમાં તથા વધવામાં (**વાએજ કરવામાં**) 'આપો' અને 'ઉર્વરાઓ' (ઉક્ષિન થયાં), વધવા લાગ્યાં; જેનાં જન્મમાં તથા વધવામાં (**વાએજ કરવામાં**) 'વીસ્પાઓ સ્પેન્તો-દાતાઓ દામાંન્, સ્પેન્તની આપેલી તમામ 'દામાંન્' શાબાશીનો પોકાર બોલવા લાગી." આ 'આપો' અને 'ઉર્વરાઓ' યાને જુદી જુદી જાતનાં Cosmic forces બાબે કરદા ૧૪ અને ૧૫ માં આપણે વિગતે જોયું છે, તેથી અત્રે કાંઇપણ કહીશું નહી.

ફકરા ૯૩માં આવેલાં 'વક્ષએચ' શબ્દનો તર્જુમો વાચ્છાજીએ 'વાએજ કરવામાં' એમ કર્યો છે, તે બદલ આપણે જણાવીશું કે ગાથા હા. ૨૯ના ફકરા ૮ મુજબ અહુરમજદએ જરથોશ્તને 'હુદેમેમ વખેધ્રહયા" યાને "બોલવાની, વાએજ કરવાની ફ્રસાહત" આપી હતી. ત્યારે 'વક્ષએચનો તર્જુમો કાંગાજી કરે છે તેમ 'વધવા' તરીકે નહીં" પણ વાચ્છાજી પ્રમાણે 'વાએજ કરવાની' મતલબે લેવું એ

વધુ સુગમ પડે છે. વળી આ ફકરામાં આવેલા 'સ્પેન્તા-દાતાઓ દામાંન્' શબ્દોનો તર્જુમો 'સ્પેનામીનોની **પેદા કીધેલી** પેદાયશો'ને બદલે 'સ્પેનાના કાયદાવાળી' એવી રીતનો કરવો વધુ દરોબસ્ત છે, કે જેમ વાચ્છાજીએ કીધું છે. કારણકે આગળ અનેક વેલા જોઇ ગયા તેમ ગાથા પ્રમાણે તમામ પેદાયશોનો પેદા કરનાર, Creator, 'વીસ્પનાંમ દાતારેમ્' તો અહુરમજદ એખલોજ છે. વળી ફકરા ૭૬ ઉપર શરેહ કરતાં આપણે જોઇ ગયા છીએ તેમ 'સ્પેન્ત' અને 'અંગ્ર'ની 'દામાંન્' ને તેઓની પેદાયશો, creations તરીકે ગણ્યે તો અહુર-મજદ ઉપરાંત ઉપલા બેને પણ પેદા કરનાર, Creators તરીકે ગણવા પડે છે યાને કે એકને બદલે ત્રણ ખોદા થઇ જાય છે! આ ફકરામાં જેમ 'સ્પેન્તા-દાતા' શબ્દો આવ્યા છે, તેમ તેથી ઉલટી મતલબ ધરાવતા 'દએવો-દાત' શબ્દો આજ યશ્તનાં ફકરા ૯૦માં આવ્યા છે, ત્યાં પણ તેઓનો તર્જુમો 'દેવની પેદા કીધેલી'ને બદલે 'દેવના કાયદા વાળી' એમ કરવો વધુ દરોબસ્ત છે. આવી મતલબનો તર્જુમો કરવાથી અહુરમજદ ઉપરાંત બીજા બે કહેવાતા પેદા કરનારાની વાત પોતાની મેળેજ નિર્મુળ થઇ જાય છે. આવા ખરા તર્જુમા માટેની એક વધુ મુસ્તકીમ શહાદત ગાથા હા. ૩૩,૧માં મળે છે. ત્યાં 'દાતાઇશ પૌઉરેહયા' શબ્દો આવે છે, તેની મતલબ 'પહેલા કાયદાઓ' સિવાય બીજી કોઇ રીતે થઇ શકે નહીં.

ઉપલી સમજણ પ્રમાણે ફકરા ૯૩માં આવેલા 'સ્પેન્તા-દાતાઓ દામાંન્' શબ્દોનો તર્જુમો 'વૃધ્ધિ કરનારા કાયદાવાલી પેદાયશો' એમ થવો જોઇએ છે.

## જરથોશ્તી દીન તમામ હફ્તે-કેશ્વર માટે છે.

જરથોસ્તનાં જન્મમાં અને વાએજ કરવામાં 'સ્પેન્તા-દાતાઓ દામાંન્' જે "શાબાશીનો પોકાર બોલવા લાગી" તે ફકરા ૯૪ પ્રમાણે નીચલા શબ્દોમાં હતો. "શુક્રાના! (ઉશ્તા) આપણે માટે સ્પેતમાન જરતોશ્ત (નામનો) એક અથોરનાન જન્મ પામેલો છે. (હવે) બરસમ પાંથરનાર જરતોસ્ત હમોને (સ્પેન્તા દાતાઓ દામાનને) ક્રિયાની ભેટ ('જઓથ્રાબ્યો,' જોર) સાથે ઇજશે **હવેથી** ભલી માજદયસ્ની દીન અહિંયા તમામ હફ્તે કેશ્વર ઉપર ફેલાશે." જે પ્રમાણે પવિત્ર ગાથામાં અશો જરથુશ્ત્ર તમામ દુનિયામાં પોતાની દીન ફેલાવવાની આરજુ કરી ગયા છે, તેજ પ્રમાણે ફ્રવર્દીન યશ્તનો લખનાર પણ જણાવે છે કે માજદયસ્ની જરથોશ્તી દીન **હવેથી** યાને in course of time તમામ દુનિયામાં ફેલાશે.

જે જરથોશ્તીઓ એવો વિચાર ફેલાવે છે કે જરથોશ્તી દીન ફકત હાલના મુઠ્ઠી ભર જરથોશ્તીઓને માટેજ છે તે સાહેબોને આવા દીની ફકરાઓ ઉપર ગંભીરાઈથી ગોર કરવાનો છે. એક સારી ચીજને આપણામાંજ સંકોચિ રાખવાનું ખોટું છે. પણ અલબત વખત અને સંજાગો અનુસાર તેમ કરવાનું છે.

**માજદયસ્‍નની દીન હક્‍તે કેશ્વર ઉપર ફેલાવાનું પરિણામ.**

ફકરા ૯૫ માં કહ્યું છે કે જરથોશ્તી દીન બધે ફેલાવાનાં પરિણામ તરીકે "**હવેથી** 'મિથ્ર દખ્યુનાંમ્' યાને દેશોની તમામ શ્રેષ્ટતાને વધારશે તથા (જોસ્સા, ગભરાટ, ઉશ્કેરાટ વગેરેથી ઉભા થતા) **બખેડાઓને નરમ પાડશે.** જોરેમંદ 'અપાંમ્ નપાત' દેશોની તમામ શ્રેષ્ટતાને વધારશે તથા બખેડાઓને **નીચે દાબી નાખશે.**" અત્રે ભવિષ્યની વાત કીધી છે. આ બખેડાઓ સોસ્યોશ આવશે ત્યાં સુધી વધતા ઓછા ચાલશે. પણ તેઓ રફતે રફતે ઓછા થતા જઈને સોસ્યોશનાં નવા જમાનામાં તેઓ સમુળગા દબાઈ જશે. કે જે વખતે નવો જમાનો આવશે. The old order changeth, yielding place to new.

આપણી દરરોજ અનેકવાર ભણાતી નામીચી 'જસ મે અવંઘ્હે મજ્દ'વાલી બંદગી જેમાં માજદયસ્નની જરથોશ્તી દીનની ખુબીઓ વર્ણવી છે તેમાં તેને 'નિધાસ્નઇથીશેમ્' યાને હથ્યાર છોડાવનારી તરીકે જણાવી છે, તે યશ્તનાં ફકરા ૯૫ માં આવેલી "બખેડાઓને **નરમ પાડનારી** તથા બખેડાઓને **નીચે દાબી નાખનારી**" માજદયસ્ની દીનની યાદ આપે છે. આ બખેડા તે પ્રત્યેક માણસની અંદર જે મનને લગતા બખેડાઓ ચાલી રહે છે તેની, તેમજ માણસોનાં જમેલાઓની અંદર જે બખેડાઓ, મારામારી વગેરે ચાલુ રહે છે, તેવાં બંને જાતના બખેડાઓ છે.

અત્રે અશો જરથોશ્તની, એકલા એકજ (અએવો) સર્વોતમ દીનના આપનાર પેગમ્બરની પેગમ્બર તરીકે યશસ્વી કારકિર્દીનો અહેવાલ ખતમ થાએ છે. અને તેની સાથે સાથેજ ફકરા ૯૫ માંજ આરાસ્તિના દિકરા અશો મેધ્યો-માહની 'અષી' અને ફ્રોહરને માન સાથે યાદ કીધાં છે. આપણે આગળ જણાવી ગયા તેમ અશો જરથોશ્ત ઉપરાંત ફકત બીજા એકજ માણસના યાને મેદ્યો-માહનાં ફ્રોહર ઉપરાંત તેની 'અષી' યાને તેની ભલી કારકિર્દીનો જીવતાં જીવત મલેલા બદલા reward ની **સાથે સાથે** યાદ કીધાં છે. કાંગાજી જણાવે છે કે મેદ્યોમાહ અશો જરથોશ્તનાં કાકાનો છોકરો હતો, જે જરથોશ્તી દીન ફેલાવવામાં તે પેગમબરને મોટો મદદગાર થઇ પડયો હતો. અત્રે કરદો ૨૪ મો પુરો થાય છે.

ફકરા ૯૫ પછી કરદા ૨૫ માં આવેલા ફકરા ૯૬ થી ૧૧૦ બાબે કાંગાજી જણાવે છે કે તેમાં "જરથોસ્તનાં મદદગાર શાગેર્દોના નામો આવેલાં છે. એ નામોમાંનો મોટો ભાગ ગુસ્તાસ્પ પાદશાહનાં જમાનાનો હતો," અને આ નામો સાથે કરદો પચીસમો પુરો થાય છે.

હવે આપણે આપણી બાબદ ઉપર પાછા આવ્યે. અશો જરથુસ્ત્ર અને અશો મેદયોમાહના નામો ફકરા ૯૫ માં લીધા પછી કરદા ૨૫ માં જે અશો મર્દોનાં નામોની લંબાણ ટીપ આવી છે તેમાં પહેલું નામ ફકરા ૯૬ માં 'અસ્મો ખ્નવતનું' છે. આ માણસ એટલો મહાભારત ગણાયો છે કે હોરમજદ યસ્તનાં ફકરા ૨૯ માં જરથોશ્ત ઉપરાંત બીજા કોઇ પણ માણસોનાં નહિ પણ ફક્ત અશો 'અસ્મો-ખ્નવત'નાં ફ્રરોહરનેજ, તેનાં નામ સાથે યાદ કીધું છે. અને તેનું કારણ જણાવ્યું છે કે 'અસ્મો-ખ્નવત' "બીજા અશો (માણસો) કરતાં હોરમજદનાં પેદા કીધેલાં કૌવત આપનારાં ગઓકેરેન (ઇઆને સફેદ હોમ)નાં (વધારે) ચાહનાર તરીકે હતો." કાંગાજી નોટમાં જણાવે છે તેમ તેવણે પોતાના વંદીદાદનાં તર્જુમામાં પરગર્દ ૨૦ના ચોથા ફકરાની નીચે નોટ આપી છે, કે "ગઓકેરેન રોપો વોઉરૂકષ નામના દર્યામાં...ઉગે છે. તે રિસ્તાખેજને દહાડે અમર કરવાને માટે પાવામાં આવશે......૯૯,૯૯૯ ફ્રરોહરો તથા 'કર' નામની મચ્છી એ રોપાની પાસબાની કરે છે."

ફકરા ૯૬ થી શરૂ થતાં બધાં અશો માણસોમાંના દરેકની વિગતોમાં હું ઉતરતો નથી. કારણ કે આ બાબદ મારી લાયકાતની ઉપરાંતની છે. જે નામોમાં મને પોતાને કાંઇ અર્થસુચક લાગ્યું છે, તેટલીજ બાબદોમાં હું ઉતર્યો છું.

## સો શાગેર્દો રાખનારો અહૂમ-સ્તુતનો છોકરો અશો સએન. જરથોશ્તી દીન તમામ દુનિયાને માટે છે.

ફકરા ૯૭ માં અશો સએનનાં ફ્રરોહરને આરાધતાં જણાવ્યું છે કે "અશો સએન પહેલવહેલા ૧૦૦ શાગેર્દો રાખનાર તરીકે આ જમીન ઉપર જાહેરમાં આવ્યો." વાચ્છાજીના તર્જુમા પ્રમાણે "તે પહેલો આ જમીન ઉપર 'ફ્રક્ષતત' યાને આગળ વધ્યો." આ સએનની વાત દસ્તુર પેશોતનજીવાળાં દીનકર્દનાં ત્રીજા વાલ્યુમમાં આવી છે, તેમાં તેને જરથોસ્ત પછીનાં પહેલાં સો વર્ષમાં થઇ ગયલા અને માંથ્રનાં લખનાર તરીકે ખાસ જણાવ્યો છે. આ સએનનાં ચેલાઓએ ચોમેર ફેલાઇને જરથોશ્તી ધર્મનો ફેલાવો કીધો હતો યાને જેઓ જરથોશ્તી ન હતા તેઓને જરથોશ્તી બનાવ્યા હતા. આ દેખાડે છે કે જરથોસ્તનાં ફરમાન

પ્રમાણે સએનનાં વખતમાં પણ જરથોસ્તી દીન તમામ દુન્યાં માટે છે, એમ કબુલવામાં આવતું હતું.

**જરથોશ્તનાં ત્રણ છોકરાઓ.**

ફકરા ૯૮ માં 'ઇસદ-વાસ્ત્રહે જરથુસ્ત્રોઇશ', 'ઉર્વતત નરહે જરથુસ્ત્રોઇશ' અને 'હવરે-ચિથ્રહે જરથુસ્ત્રોઇશ'નાં ફરોહરોને આરાધ્યા છે. વિદ્વાન કાંગાજી આ ત્રણેને અશો જરથોસ્તનાં છોકરા તરીકે (વલાયામાં in parenthesis) લે છે. વાચ્છાજી તર્જુમો કરે છે કે "**જરથોશતરીનાં** પવીતર ઇસદવારતરની, જરથોશતરીનાં પવીતર ઉર્વતતનરની, જરથોશતરીનાં પવીતર ખુરશેદચહેરની, (આ ત્રણેની) ફ્રવષીઓને હમો ઇજીયે છૈઇએ." તેવણ સાહેબે આ ત્રણેને જરથોસ્તનાં છોકરાઓ છે એમ ખુલ્લુ જણાવ્યું નથી. પણ નોટ ૧૧ મી માં કહે છે કે "એ ત્રણે શખ્સો વીશે આપણ એવું જાણીએ છઇએ કે તેઓ જરથોસ્તનાં છોકરા હતા. પણ આએ જગાએથી એવું જણાએ છે કે તેઓ **જરથોશ્તની બેહેનનાં યા બેટીનાં** છોકરા હશે એવું શેઠ ખ. રૂ. કામાજીવાલાં જરથોસ્ત નામાનાં પાના ૨૫૪ માં લખેલું છે, પણ ખશુશન તેઓ જરથોસ્તની ઓલાદની ઓરતનાજ નહીં હોવા જોઇએ કદાચ મરદનાંભી હોય."

સ્પીગલ તર્જુમો કરે છે કે "the Fravashi of the pure Icat, vâctra, the Zrathushtrian, that of the pure Urvatat-naro- the Zarathushtrian, that of the pure Hvare-chithra, the Zarathushtrian, praise we." આ પ્રમાણે વાચ્છાજી માફક સ્પીગલ આ ત્રણેને Zarathushtrian (જરથુસ્ત્રોઇશ), જરથોસ્તી, એમ જણાવે છે. પણ ખુલ્લું કહ્યું નથી કે તેઓ જરથોશ્તનાં દીકરાઓ હતા.

ફ્રવર્દીન યશ્તમાં ફકરા ૯૬ થી શરૂ થતી 'લંબાણ ટીપમાં ફકત થઇ ગયલા તેમજ હવે પછી થનારાં **અશો માણસોનીજ** વાત કીધી છે. તેમાં અશો જરથુશ્ત્રને પણ એક અશો નર, માણસ તરીકેજ વર્ણવ્યા છે.

**પણ કહેવામાં આવે છે કે જરથોસ્ત એક માણસ ન હતા, તેથી તેવણનાં છોકરા છોકરીઓ ન હતા!**

પાછલા પહેલવી વગેરે લખાણોમાં જરથોશ્તને, એક યજદી યાને ઘણુંજ ઉંચ દરજ્જે પુગેલા એક નર, માણસ તરીકેજ વર્ણવ્યા છે. તેમજ તેવણ પરણેલા હતા, તેવણને છોકરાઓ અને છોકરીઓ હતી, તેવણ પોતાના માબાપને

પેટે જન્મેલા હતા, તથા તેવણુને એક બાયડી હતી, એમ જણાવે છે. તેવણુને ઘણા ઉંચ દરજ્જેનાં યજદી શકિત ધરાવનારા તરીકે જણાવ્યા છે, તેનું કારણ આ કે પવિત્ર ગાથામાં તેવણુને તમામ માણુસોમાં સર્વોત્તમ માણુસ તરીકે, તેમજ એક 'નર' તરીકે, અને વળી એખલા એકજ, 'અએવો', માણુસ કે જેણે અહુરમજદની 'સાસ્નાઓ' પૂરી રીતે સમજેલી હતી, તેવી રીતનાં એક માણુસ તરીકે, 'નરોઇશ'=નર તરીકે, જણાવ્યા છે. તેજ પ્રમાણે ફ્રવર્દીન યશ્તમાં તેવણુની માણુસ તરીકેની સર્વોત્તમ હાલત દેખાડી છે.

જરથોશ્તે પોતેજ સોશ્યોસના વખત સુધીનાં માણુસોનાં સિલસીલાની વાત કીધી છે, તો જો જરથોશ્ત એક અવ્વલ દરજ્જે પુગેલા માણુસજ હતા, અને વળી તેવણુ પરણેલા હતા તો પછી તેવણુને છોકરાંઓ થયાં હોય તેમાં અજબ થવા જેવું નથી. છતાં પણુ ઇસત-વાસત્ર, ઉર્વતત-નર અને હ્વરે-ચિથ્ર જો જરથોશ્તનાં દિકરાઓ હોય તો તેઓને ઇસત-વાસ્ત્રેહ જરથુશ્ત્રોઇશ, કાં કહ્યા છે? અને સાધારણુ રીતે જેમ બીજાઓનાં બાબમાં આવ્યું છે તેમ ઇસત-વાસત્રહે વગેરેને 'જરથુસ્ત્રહે' એમ કાં લખ્યું નથી? આ એક ગુંચવણુ છે તેનો વાસ્તવિક ફડચો થવો જોઇએ છે. જે સાહેબો જણાવે છે કે જરથોશ્ત એક યજદ હતા અને તેથી તેવણુને છોકરાં ન હતા અને તેવણુ પરણેલા પણુ ન હતા તે સાહેબોના વિચારને જરથુસ્ત્રહે ને બદલે જરથુશ્ત્રોઇશ શબ્દ વપડાવાવાથી એક જાતનો ટેકો મળે છે કે ઇસતવાસ્ત્ર વગેરે જરથોશ્તનાં પોતનાં દિકરા ન હતા. પણુ ફકરા ૯૮માં જણાવેલા ઇસત વાસ્ત્ર, ઉર્વતત-નર અને હ્વરે-ચીથ્ર આ ત્રણુ ખરેખર અશો જરથોશ્તનાં દીકરાઓ હતા, એમ પાછળ પહેલવી લખાણોએ મક્કમપણે જણાવ્યું છે, પણુ તે છતાં તેઓને ફ્રવર્દીન યશ્તમાં 'જરથુસ્ત્રહે' યાને જરથોસ્તનાં દિકરા એવું વિષેશણુ ન લગાડતાં તેઓને ફક્ત 'જરથુસ્ત્રોઇશ' તરીકે જણાવ્યાં છે, તે ઉપરથી ગુંચવાડો ઉત્પન્ન થયો છે, તે વાત અત્રે થોડોક વખત અધુરી રાખીને વધુ સમજણુ લેવાને માટે હવે ફકરા ૧૩૯ જેમાં અશો બાયડીઓનાં નામો આવે છે તેની ઉપર આવી જઇએ, કે જેથી, જરથોશ્તને પોતાને ખરેખરાં દિકરા અને દીકરીઓ હતી કે નહી તેની કાંઇક વાસ્તવિક વધુ સમજણુ મલે. તેમાં પહેલું નામ હવોવીનું છે. જેને પાછલાં લખાણો જરથોશ્તની બાયડી તરીકે ઓલખાવે છે. વિચાર કરતાં આ ઘણું અર્થસુચક લાગે છે કે જેમ તમામ માણુસોની વાત કરતાં ફકરા ૮૭માં જણાવેલા ગય-મરેથ્ન ગછી ફકરા ૮૮માં એકદમ અશો જરથોશતનું નામ **પહેલું** લીધું છે, અને તે પછીજ બીજા જરથોશ્તની આગમજ થઇ ગયલા અને જરથોશ્તની

પછીનાં અશો માણસોનાં નામ આવ્યાં છે, તેજ પ્રમાણે ફકરા ૧૩૯માં અશો બાયડીઓના નામોની શરૂઆતમાં **પહેલું નામ હુવોવી**નું છે, કે જેને જરથોશ્તની બાયડી તરીકે પાછલાં લખાણોએ ઓળખી છે અને તે પછી **તરતજ ફ્રેની, થ્રીતી** અને પોઉરૂચિસ્તી એવાં ત્રણ નામો આવે છે, કે જેઓને પાછલાં લખાણોએ હવોવીની અને જરથોશ્તની દિકરીઓ તરીકે જણાવી છે. ખરૂં છે કે ફ્રવર્દીન યશ્તનાં ઉપલા ફકરા ૧૩૯માં તેઓને અનુક્રમે જરથોશ્તની બાયડી અને જરથોશ્તની ત્રણ દિકરીઓ તરીકે ખુલ્લી રીતે જણાવ્યાં નથી.

કેટલાક સાહેબોનો એવો વિચાર છે કે ફકરા ૧૩૯માં આવેલી અશો બાયડીઓનાં જે નામો આવેલાં છે, તે નામોની વ્યુત્પતિ જોતાં, તે નામોની મતલબ જોતાં, તેઓ કોઇ ખરેખરાં થઇ ગયલી સ્ત્રીઓનાં નામો નથી, પણ કોઇક ઉંચી હાલત દેખાડતાં નામો યા ઉંચ ગુણોની શકતીઓ માત્ર છે. પણ આ બધાંની સામે જતી એક બાબદ આપણને ખુલ્લી મળે છે. અશો જરથોશ્તનાં પોતાના વાહસ્તોઇશ્ત ગાથામાં

**પોઉરૂચિસ્તિને જરથોશ્તની દુગેદ્દાંમ યાને દિકરીઓમાંની એક જવાન દિકરી તરીકે જણાવી છે.**

ગાથાવાલા હા ૫૩માં ફકરા ૩ અને ૪માં પોઉરૂચિસ્તિનું નામ આવે છે, કે જેમાં તેને 'યેઝવી દુગેદ્રામ જરથુસ્ત્રહે' યાને 'જરથોશ્તની **દિકરીઓમાંની** (બહુવચનમાં) જવાન' તરીકે જણાવી છે. અત્રે નોંધવાનું ખાસ જરૂરનું છે કે પોઉરૂચિશ્તને 'જરથુસ્ત્રહે' યાને 'જરથોશ્તની' એમ જણાવી છે. જેમ ફ્રવર્દીન યશ્તનાં ફકરા ૯૮માં ઇસ્તૃવાસ્ત્ર, ઉર્વતત્–નર અને હ્વરે ચિથ્રને 'જરથુસ્ત્રાઇશ' કહ્યા છે, તેમ ન કરતાં ગાથામાં પોઉરૂચિસ્તીને 'જરથુસ્ત્રહે' યાને 'જરથોશ્તની' એટલે જરથોશ્તની પોતાની દીકરી તરીકે કહી છે. વળી બીજું અગત્યનું નોંધવાનું છે કે એજ ગાથા હા. ૫૩,૩માં જરથોશ્તની એકથી વધારે દુગેદ્રાંમ, દિકરીઓની વાત આવી છે, તે પાછલાં લખાણો પ્રમાણે જરથોસ્તની ત્રણ દીકરીઓ હતી, તેવી વાતને ટેકો આપે છે. ગાથા હા. ૫૩નાં બીજા ફકરામાં 'કવ વીસ્તારપને 'જરથુસ્ત્રીશ' યાને જરથોશ્તની દીન કબુલ કરનાર કય ગુસ્તાસ્પ તથા દીન-આગાહ ફ્રશોસ્તર જેવાં **માણસોની** વાત કીધા પછી ફકરા ત્રીજામાં તરતજ 'જરથોશ્તની દિકરીઓમાંની જવાન' પોઉરૂચિસ્તીની વાત આવી છે, તેથી તેને જરથોશ્તની દિકરી તરીકે ગણવાને ઉત્તેજન મલે છે. એટલુંજ નહીં પણ આ ત્રીજા ફકરામાં 'જરથોશ્તની દીકરીઓમાંની જવાન, તું હએચત–અસ્પનાં ખાનદાનની પોઉરૂ–ચિસ્તી' એમ જાણે કે આંગળી દેખાડીને point out કરીને ખાસ જણાવ્યું

છે. તે દેખાડે છે કે પોઉરૂચિશ્તી જીવતી જાગતી એક નારી હતી. અને જેમ કોઇક સાહેબો ધારે છે તેમ પોઉરૂ–ચિશ્તી શબ્દ તેનાં શબ્દાર્થ પ્રમાણે સંપુર્ણ ચિશ્ત, સંપુર્ણ ડહાપણની માત્ર એક પ્રતિમા તરીકે અત્રે આવ્યો નથી. ફકરા ત્રીજામાં પોઉરૂ–ચિશ્તી માટે જરથોશ્તે એક 'સરેમ' યાને સરદાર યા ખાવંદ મુકરર કીધો છે, અને ફકરા ચોથા પ્રમાણે પોઉરૂ–ચિશ્તી કહે છે કે 'તેમ જી બે સ્પેરેદાની વરાની' યાને હું ખચીત તેને 'વરીશ,' (તેને મારા 'વર' તરીકે ગણીને પરણીશ), તથ તેને 'સ્પેન્દાની' કરીશ યાને કાંગાજી તર્જુમો કરે છે તેમ (તેની સાથની મારી પ્રીતિમાં) 'વધારે સરસાઇ બતલાવીશ.' હા પડનાં ફકરા પાંચમાં લગ્નને ઉ-તેજન આપ ાની વાત કરતાં જરથોશ્ત કહે છે કે "પરણતી કન્યાઓને તથા તમો (પરણતા વર રાજાઓ)ને હું પરણવાને ફરમાન આપનાર નસીહતનાં સખુનો કહું છું તેની ઉપર તમો ધ્યાન આપજો," વગેરે, વગેરે. ગાથા હા પડનાં ત્રીજા ચોથા અને પાંચમાં ફકરાઓમાં જાણેકે પોઉરૂ–ચિશ્તીનાં લગ્ન વખતે જરથોશ્ત સાહેબ પરણતાં જોડાંને અને ત્યાં હાજર રહેલા માણસોને વઅજ કરતા હોય, તેવોજ દેખાવ લાગે છે. ત્યાં તેવણ સાહેબ પરણતાં જોડાંઓની "ધાર જીંદગી સુખી થાએ," 'હુમેનેમ અંગ્રહત' થાય એવી દુઆ ચાહે છે.

અશો જરથોશ્તના ત્રણ દિકરાઓ અને દિકરીઓ હતી એ વાતની કાંઇક વાસ્તવિક સમજણ લેવાને માટે આપણે ઉપર મુજબ લંબાણથી વિવેચન કર્યું છે. આ વાત કરીને હવે આપણે ફકરા ૯૮ ઉપર ફરી પાછા આવ્યે, જ્યાં "જરથોશ્તનાં, જરથુશ્ત્રોઇશ, (ઇસત–વાસ્ત્ર) ઉર્વતત–નર અને હવરે–ચિથ્ર"ની વાત આવી છે. આ ત્રણને જરથુશ્ત્રહે, યાને 'જરથોશ્તનાં' એવો શબ્દ લગાડવાને બદલે તેઓને જરથુશ્ત્રોઇશ એવો ખાસ શબ્દ લગાડવાના પરિણામમાં જે સાહેબો પોતાની માની લીધેલી ફીલસુફીનાં કારણે તેઓ જરથોશ્તના દિકરા ન હતા, તેમજ જરથોશ્ત સાહેબ પરણેલા પણ ન હતા એવું જણાવે છે, તેઓની સામે એક વધુ વાસ્તવિક અને convincing દલીલ કરી શકાય કે ફકરા ૯૬ અને ૯૭માં ખરેખરાં હૈયાની ભોગવી ગયલાં માણસોની વાત આવી છે, એ જ્યારે નિર્વિવાદ છે, ત્યારે ફકરા ૯૮માંના પહેલા ત્રણ યાને ઇસત્–વાસ્ત્ર, ઉર્વતત–નર અને હવરે–ચિથ્રને ખરેખર થઇ ગયલાં માણસો તરીકે ન ગણ્યે, પણ તે પછી એજ ફકરામાં આવેલાં બીજાં નામોને ખરેખર થઇ ગયલાં નામો તરીકે ગણ્યે તોતોવું બોલવું વિચિત્ર થઇ પડે છે! આવા વિચારો ઉપરથી લાગે છે કે આ ત્રણને પણ ખરેખરાં હૈયાતી ભોગવી ગયલાં માણસો તરીકે, જરથોશ્તનાં પોતાના દિકરાએ, તરીકે ગણવા જોઇએ છે.

આ વાત પુરી કરીને હવે ફકરા ૯૮ માં આગલ ચાલતાં 'થ્રિમિથ્વતે, સ્પિતામહે' એવા શબ્દો આવ્યા છે તેનો તર્જુમો કાંગાજીએ અને વાચ્છાજીએ એકસરખી મતલબનો કીધો છે કે "સ્પિતમાનના **ખાનદા'નનાં** થ્રિમિથ્વત સ્પિતમાંનના થરીમીથ્વત." આ બંને ઉસ્તાદોએ થ્રિમિથ્વતને સ્પિતમનાં ખાનદાનનાં એક તરીકે લીધો છે. પણ સ્પિગલ આ શબ્દોનો તર્જુમો તદન જુદીજ મતલબનો કરે છે. "The Fravashi of the holy Three, the pure, praise we" અને નોટમાં જણાવે છે કે "The holy Three are doubtless the three sons of Zarathushtra who are to be born hereafter, viz Oshedarbâmi, Oshedar-mâh and Caoshyanç." સ્પિગલ વધુ જણાવે છે કે "The three first names of the verse (ઇસદવાસ્ત્ર, ઉર્વતત્-નર અને હવરેચિથ્ર) are the **sons** of Zarathushtra, and the progenitors of the three classes, Priests, Warriors, and the Husbandmen." આ પ્રમાણે ફકરા ૯૮ માંના પહેલા ત્રણ, ઇસતવાસ્ત્ર, ઉર્વતત્-નર અને હવરે-ચિથ્રને, કાંગાજી અને વાચ્છાજી ગણે છે તેમ, જરથોસ્ત્રનાં દિકરાઓ તરીકે સ્પિગલ પણ ગણે છે. પણ આજ ફકરામાં આવેલા 'થ્રિમિથ્વતો સ્પિતામહે'ને પાછળા યાને રિસ્તાખેજનાં વખતમાં જન્મ લેનારા જરથોસ્તનાં ત્રણ દિકરાઓ તરીકે સ્પિગલ ગણે છે! પણ આપણે પુછી શકયે કે જો આ ત્રણ નામો **જરથોશતનાં** હવે પછી થનારા ત્રણ **દિકરાઓનાં** હોય તો તેઓને યશ્તમાં ફકત 'થ્રિમિથ્વતો સ્પિતામહે' યાને 'સ્પિતમાનના ખાનદાનનો થ્રિમિથ્વત' એમ કાં કહ્યો છે. 'જરથુસ્ત્રહે સ્પિતમાન' એટલે સ્પિતમાન ખાનદાનનાં જરથોસ્તનાં એમ કાં કહ્યું નથી? વળી આપણે પુછી શકયે કે જો આ ત્રણ રિસ્તાખેજનાં વખતમાં થનારા જરથોસ્તનાં દિકરાઓ હોય તો કરદા ૨૫ વાલા ફકરો ૯૮ કે જેમાં **હૈયાતી ભોગવી ગયલાં** માણસોનાંજ નામ આવ્યાં છે તેની અંદર તેઓના નામો કાં ઘુસાડી દીધાં? વલી આ ત્રણ નામો તો યશ્તમાં બર વખ્તે અને બર જગાએ યાને પાછળથી ફકરા ૧૨૮ માં 'ઉક્ષ્યત-એરેત', 'ઉક્ષ્યત-નેમંઘૃહ' અને 'અસ્તવત-એરેત' તરીકે આવ્યાં છે. વલી ત્રીજો વાંધો તો એવો છે, કે જો ફકરા ૯૮ વાલા 'થ્રિમિથ્વતો સ્પિતામહે' જરથોશ્તના હવે પછી થનારા ત્રણ દિકરાઓ હોય તો પછી તેઓનાં ફરોહરોને એક વચનમાં, **એકજ ફરોહર** તરીકે કાં જણાવ્યું છે? બહુ વચનમાં કાં જણાવ્યાં નથી? આવા વિચારો ઉપરથી લાગે છે કે સ્પિગલનો તર્જુમો વાસ્તવિક નથી.

**વીશ્તારપશાહ, ગુશ્તારપશાહ, The Constantine of the Zarathushtrian religion.**

વધુ નામો જણાવતાં ફકરા ૯૯ માં કવ વીશ્તાસ્પ, યાને કયાની વીશ્તારપનું બ્યાન આવ્યું છે. તેને ચાર વિશેષણો લગાડયાં છે. 'તખ્મ', 'તનુ-માંથ્ર', 'દરૂષિ-દ્રઓશ' અને 'આહૂઇરય', યાને "કૌવતવાલા, માંથ્રના તનવાલા, મજબુત હથિયારવાલા અને હોરમજદનાં તરિકા મુજબ ચાલનારા." વધુ જાણવા જોગ છે કે ફકરા ૧૦૬ માં ઉપલાં ચાર વિશેષણો અશો કારનને પણ લગાડયાં છે.

**સરોશબાજ અને સરોશ યશ્તમાં ઉપલાંજ ચાર વિશેષણો અશો સરોશને પણ લગાડયાં છે તેમાંથી એક અગત્યનો સવાલ ઉભો થાય છે.**

જે સાહેબો સરોશને એક inspiration આપનારી અહુરમજદની ફક્ત એક અશો શક્તિ તરીકે ન ગણતાં તેને એક યજદ, એક હસ્તિ, એક entity તરીકે ગણવા માંગે છે, તે સાહેબોએ વિચાર કરવાનો છે કે જે વિશેષણો એક કહેવાતા હસ્તિ ધરાવતા **મીનો** યજદને યાને સરોશને લગાડયાં, તેજ વિશેષણો વીશ્તાસ્પશાહ અને કારન જેવા **માણસોને** પણ વાસ્તવિક રીતે લાગુ પાડી શકાય કે? પણ તેમ લાગુ પાડયા છે તે ઉપરથી વિચાર કરતાં જણાય છે કે અશો સરોશની મતલબ માણસોને મલતું હોરમજદની તરફનું inspiration, the still small voice within, માત્ર છે. વલી અત્રે એક બીજો સવાલ થાય છે કે જો આ વિશેષણો સરોશને એક મીનો યજદ, મીનોઇ **હસ્તિ** તરીકે ગણીને લગાડયાં હોય તો પછી બીજી કહેવાતી મીનો યજદી હસ્તિઓને પણ આ વિશેષણો કાં લગાડયા નથી? વિચાર કરતાં લાગે છે કે અહુરમજદની જુદી જુદી શક્તિઓને **તેઓને બરનાં** જુદા જુદા વિશેષણો લગાડયાં છે, પણ તેથી તે હોરમજદી બુલંદ શક્તિઓ મીનોઇ હસ્તિઓ, entities થઇ જતી નથી.

ફકરા ૯૯ માં કવ વિસ્તારપનું જે વધુ વર્ણન આવ્યું છે તેની ઉપર સંભાળથી વિચાર કરતાં તેને ઉપલાં ચાર વિશેષણો કાં લગાડયાં છે, તેનું કારણ જોઇ શકાય છે. "વીશ્તારપે પોતાના જોરેમંદ ભાલાથી રાસ્તીને માટે ફરાખીનો ખોલ્લો માર્ગ કરી આપ્યો"......તે વીશ્તારપ "આએ હોરમજદી જરથોસ્તી દીનની બાજુ અને ટેકાવ તરીકે થયો. ફકરા ૧૦૦ પ્રમાણે તેણે તે પવિત્ર દીનને 'હુનૂઇબ્યો' એટલે બુરા માણસોથી, (વાચ્છાજી પ્રમાણે 'હુનૂ'ઓથી, સ્પિગલ પ્રમાણે 'from the Huns' યાને હન લોકોથી) છુટી પાડી, (વાચ્છાજી પ્રમાણે, 'છોડવી લાવ્યો'), અને તેને બુલંદ રાજ કરતી, ચોમેર ફેલાતી (વાચ્છાજી પ્રમાણે, નહી ધાટ

કરનારી), નીતિનાં ફરમાનવાળી ('અષઓનીમ્'), વચમાં બીરાજતી (ઇઆને લોકોની મંડળીમાં માન પામેલી), ગાયદાર, તથા ઘાસચારાને ભરપૂર કરનારી તથા ગાયદાર તથા ઘાસચારાને પ્યારી થયલી (વાચ્છાજી પ્રમાણે, તેઓની ઉપર પેઆર કરનારી) મુકરર કીધી." આ ફકરામાં જરથોસ્તી દીનની પહેલી મુખ્ય ખુબીઓ વર્ણવી છે. જરથોશ્તી દીનને દેવયસ્નીથી જુદી પાડી, તેને રાજકર્તાની, ગુશ્તાસ્પની, દીન તરીકે સ્થાપિત કીધી. તેને વિના કારણે કોઇને પણ નુકસાન ન કરે એવી જણાવી, તથા ગાયદારનાં તેમજ ઘાસચારાનાં રક્ષણ માટે માણસોને તાકીદ કીધી. મતલબ કે જરથોશ્તની આગલ જે મોટે ભાગે અવ્યવસ્થાવાલી યાને ભટકતી વગેરે કોઇક ટોળાંવાલા માણસોની જીંદગીની હાલત હતી, તે હાલતને હવે ખરી વ્યવસ્થાવાલી યાને નિયમીત કાયદા પ્રમાણે ચાલનારી હાલતમાં બદલી નાખી. દુન્યાંને માટે આવો મોટો ફેરફાર જરથોસ્તી દીને કીધો, અને તેથી તે દીનને 'અષઓનીમ્' યાને અષનો, અશોઇનો કાયદો દેખાડનારી તરીકેનો દરજ્જો મલ્યો.

આગલ ચાલતાં ફકરા ૧૦૧ થી ૧૦૩ માં બીજા અનેક મહાભારત માણસોની યાદ આવી છે પણ તેઓ માટે કોઇ પણ ખાસ લક્ષણો જણાવ્યાં નથી. પણ કાંગાજીએ નોટમાં ઘણી બાબદો ખુલ્લી કીધી છે. ફકરા ૧૦૪ માં અવારઓશ્ત્રના (છોકરા) અશો વોહુનેમંધ્રહને યાદ કરતાં ચોક્કસ ખરાબીઓને 'પઇતિશતાતે' કરવાને માટે યાને સામે થવા યા તોડવાને માટે તેનાં ફરોહરની આરાધના કીધી છે. અને કહ્યું છે કે "ખરાબી કરનારી ઊંઘ, બુરા સ્વપ્ના, બુરા નજર પડતા દેખાવ (હારલે પ્રમાણે apparitionsની મતલબે), તથા બુરી પરીઓની સામે થવાને માટે વોહુનેમંધ્રહનાં ફરોહરને હમો આરાધ્યે છીએ."

ફ્રવર્દીન યસ્તના ઉપલા ફકરા ૧૦૪ માંથી તેમજ ઘણા ફકરાઓમાંથી પાછલા વખતની **નીરંગોનું મૂળ** ઉપજાવી શકાય છે.

### ખરાબી કરનારી ઊંઘ, બુરા સ્વપ્ના, બુરા નજરે પડતા દેખાવ અને બુરી પરીઓના સામે થવાની અવસ્તાઇ નીરંગ

અત્રે **ઊંઘમાં સાંમે આવતી** ખરાબીઓની વાત કીધી છે. જુદી જુદી ખરાબીઓને તોડવાને માટે જુદી જુદી નિરંગો લખવાનો અને ભણવાનો રિવાજ, ખાસ કરીને પાછળાં સાહિત્યમાં, મળે છે, તે રિવાજનાં એક મૂળ તરીકે ફ્રવર્દીન યશતમાં આવો ફકરો પહેલો મળે છે. તે ઉપરાંત આપણે પાછળથી જોઇશું તેમ કરદા ૨૯ માં એવા અવસ્તાઇ નિરંગોના અનેક દાખલા મળશે. તે દરેક દાખલામાં જણાવેલી ખરાબીઓને તોડવાને માટે ક્રિયાપદ 'પઇતીશ્તાતેએ' શબ્દ વપડાયો છે.

ફકરા ૧૦૫ માં એક **બીજી નિરંગ** મળે છે. "સાઇમુજિનાં (છોકરા) દીનનો એલમ જાણનાર (અએથ્રપત) તથા પવિત્ર આતશ ઉપર કાઠી મુકનાર (ઇઆને બોએ દેનાર) (વાચ્છાજી પ્રમાણે, મોબેદ) અશો માંથ્રવાકનાં ફરોહરને હમો યાદ કર્યે છિએ. જે (માંથ્રવાક) અશો માણસેની (વિરૂદ્ધમાં) ઉત્પન્ન થએલી ખરાબીની સામે થવાને માટે, ઘણા બુરા, ગાથાના ગાયણને અપવિત્ર કરનારા, આશમોગી કરનારા, નાપાક, ધણી વગરના, ધર્મગુરૂ વગરના, ભયંકર, તોડી-નાંખવા લાયક ફરોહરવાલા (અવસ્ચરતો ફ્રવષિનાંમ)ઓને ઘણોજ મારતો હતો." (કાંગાજીનો તર્જુમો.)

આ ફકરામાં આવેલા 'માંથ્રવાક'નો અસલ અર્થ માંથ્ર ભણનાર એવો થાય છે. માંથ્રવાક પોતાના વખતમાં માંથ્ર ભણીને તોડી નાખવા લાએક ફરો-હરોવાલા (**અવસ્ચરતો–ફ્રવષિનાંમ**) આશ્મોગોને ઘણોજ મારતો હતો, તેથી તેનાં ફરોહરને ઉપલી સિફતો સાથે યાદ કર્યું છે.

**'અવસ્ચરતો ફ્રવષિનાંમ'ની ખરી મતલબ 'તોડી નાખવા લાયક ફરોહરો,' અથવા વાચ્છાજી પ્રમાણે 'ખરાબ ફરવશીવાલા,' અથવા સ્પિગલ પ્રમાણે 'having wicked Fravashi' એમ થઇ શકેજ નહીં.**

નામાંકિત ફ્રવર્દીન યશ્તમાંથી ફરોહરો બાબેની જે મતલબ આપણે જોઈ શકયે છીએ તે આ છે કે બધાં ફરોહરો, 'અષાઓનાંમ ફ્રવષિનાંમ ઉઘ્રનાંમ અઇવિ–થુરનાંમ' યાને "અશોઓનાં જોરાવર તથા ગાલેબ ફરોહરો" તો અહુર-મજદનાં પોતાનાં અંશો છે અને તે કારણે યશ્તનાં પહેલા ફકરા પ્રમાણે "અહુ-મજદે તેઓને મદદે બોલાવ્યાં." ત્યાં કહ્યું છે તેમ "તેઓ મારી (અહુરમજદની) મદદે આવ્યાં અને મને ટેકો આપ્યો." બધાં ફરોહરો અહુરમજદનાં અંશો છે, ફરોહરોનો જમેલો તે જાણે કે અહુરમજદ પોતે છે, એ બાબે આપણે શરૂઆતમાં પુરતું વિવેચન કર્યું છે. તમામ ફરોહરો તેઓની જાતમાં અહુરમજદનાં જેવાંજ અશો છે. સૃષ્ટિની અંદર matter યાને પદાર્થ સાથે સમાગમમાં રહેવા છતાં ફરોહરો પોતાની અસલ્યાત જાળવી શકે છે, તો પછી ગમે એવા ખરાબ સંજો-ગોમાં કામ કરતું કોઇપણ ફરોહર "તોડવા લાયક યાને ખરાબ" હોઇ શકે નહીં· આખી ફ્રવર્દીન યશ્તમાં આ એખલો એકજ દાખલો છે કે જેથી સૃષ્ટિની શરૂ-આતમાં અહુરમજદે પોતાની મદદે બોલાવેલાં અને તેઓએ અહુરમજદને મદદ આપેલા–એવાં 'ઉઘ્રાઓ અષઓનાંમ ફ્રવષયો' બાબે યાને તેઓની સર્વોત્તમ અશોઇની હાલત બાબે આપણા દિલમાં વસવસો ઉત્પન્ન થાય! ઉપર જણાવ્યું તેમ કાંગાજીએ

'અવસ્યસ્તો'ની મતલબ તોડી નાખવા લાયક, વાચ્છાજીએ ખરાબ, અને સ્પિગલે **wicked** એવો કીધો છે. પણ કોઈપણ ફરોહર પોતાની જાતમાં **ખરાબ હોઈ શકે યા** કોઇક ખરાબ સંજોગોમાં તે **ખરાબ થઈ શકે**, એવા વિચારથી ઉભી થતી મુશ્કેલી મર્હુમ વિદ્વાન શહેરયારજી ભરૂચા જોઇ શકયા છે.

**અવસ્યસ્તો શબ્દની ખરી મતલબ.**

મર્હુમ શહેરયારજીએ પોતાની અમુલ્ય ચોપડી 'રિસ્તીસ્તાન'નાં પાનાં ૩૬૬ માં **અવસ્યસ્તો** ફ્રવષિનાંમનો તર્જુમો "જેઓની ફ્રવષીઓ ઢંકાઈ રહેલી" એમ કીધો છે. આપણે આગલ ફ્રવષીઓ બાબે બોલતાં જણાવ્યું છે કે જો કોઇ એક માણસ યાને તેનું રવાન, soul, જાણીબુજીને વારંવાર ખરાબ રસ્તે જતું હોય તો તે માણસની અંદર રહેલું અહુરમજદનું અંશ યાને તેનું ફરોહર સિધી રીતે, directly, તે રવાનને અટકાવતું નથી, તેને થોડોક વખત થોકડાવા દે છે. મરજીનું જે છુટાપણું, freedom of the will પરવરદેગાર તરફથી તમામ માણસોને મલ્યું છે, તેની વચ્ચે એક માણસનું ફરોહર જતું નથી, પણ **તેટલો વખત** તે જાણે કે ઢંકાઇ રહેલું દેખાય છે, તેટલો વખત તે જાણે કે dormant પડેલું રહે છે. આવી કોઇક સમજણથી તમામ ફરોહરોની અસલ શ્રેષ્ઠતા, તેઓની અસલ ખાલેસ pure અહુરમજદી હાલત જલવાઇ રહે છે.

ફકરા ૧૦૬ માં અશો કારનનાં ફરોહરને યાદ કર્યું છે. અશો કારનને "તખ્મહે, તનુ-માંથ્રેહ, દરષિ-દ્રઓશ, આહુઇર્યેહે" યાને "કૌવતવાલો, માથ્રન તનવાલો, મજબૂત હથિયાર રાખનાર તથા હોરમજદનાં તરિકા મુજબ ચાલનાર" તરીકે જણાવ્યો છે. જયારે આપણે ફકરા ૯૯ ઉપર હતા ત્યારે ઉપલાં ચાર વિશેષણો જે અશો સરોશને પણ લગાડયાં છે તે બાબે લખ્યું છે. ફકરા ૧૦૭ માં ઉપલા કારન બાબે વધુ વિગત જણાવી છે. તે અશો કારનનાં "ઘરમાં સોહામણી તથા પ્રકાશિત 'અશિશવંઘ'...**ઉંચે વેરથી કપડાં પેહેરેલી**, સીધા કદની, તુરમંદ ચેહેરાની, કુલીન 'કન્યાના રૂપમાં' દાખલ થઇ. (વાચ્છાજી પ્રમાણે ચાલી આવી). તે કારન પોતાની બે બાજુથી લડાઇની અંદર ધસારાથી જઇને પોતાના તનને માટે સુખ (વાચ્છા, ફરાખી) ઇચ્છતો હતો. તથા...દુશ્મનની સાંમે ઘણીજ હીંમતથી લડતો હતો." અશો કારનનાં ઘરમાં પ્રકાશિત અષિસવંઘ કન્યાનાં રૂપમાં ચાલી આવી, કારણ કે અશો કારન પોતે 'તનુમાંથ્ર' અને 'આહુઇરિ' યાને માંથ્રના તનવાલો (માંથ્રથી ભરપુર) અને હોરમજદી તરીકાનો હતે અશો કારન વળી 'તખ્મ' અને 'દરૂષિ-દ્રઓશૂ' યાને જોરાવર અને મજબુત

હથિયાર રાખનાર હતો અને તે કારણે તે "લડાઇની અંદર...દુશ્મનની સામે ઘણીજ હીંમતથી લડતો હતો." કારનનાં ઘરમાં અષીસવંઘ ચાલી આવી, તેની મતલબ એવી છે કે તે જરથોસ્તી માંથ્રને ભણનારો અને હોરમજદી તરીકાવાલો હતો અને લડાઇમાં ઘણો ફત્તેહમંદ હતો, તે કારણોએ તેનાં દુન્યામાંથી બુરાઇ દૂર કરવાનાં અશોઇનાં કામોનાં **બદલામાં** તેને ઘર આષિશવંઘુહિ, ભલી અષિ તરીકે ચાલી આવી. આ પ્રમાણે **અષિ તે માણસોની અશોઇનો બદલો છે.** 'અષિ'ને feminine gender માં દેખાડી છે તેથી તેણીને એક પવિત્ર કન્યા (a pure undefiled virgin)ના રૂપમાં ચિતારી છે અને તેણી એક સ્ત્રી female જેવી હતી તેથી...તેણીને "ઉંચે વેરથી કપડાં પેહરેલી" વર્ણવી છે. આ દાખલો દેખાડે છે કે અસલી ઇરાનીઓએ 'ઉંચે વેરથી કપડાં પેહેરેલી' યાને શરીરને બરાબર ઢાંકીને પોતાની સ્ત્રીજાતિની મર્યાદા જાળવવાની રીતને નારીઓ માટેના **એક શૃંગાર લેખે** ગણી છે.

ફકરા ૧૦૮ થી ૧૧૦ માં વધુ અશો પુરૂષોને યાદ કીધા છે, પણ તેઓ માટે ખાસ કાંઇપણ જણાવ્યું નથી. પણ આગલ જણાવી ગયા તેમ ફકરાં ૧૧૦ ની છેવટે અસ્તવત એરેત યાને સોશ્યોશનાં ફરોહરને યસ્તમાં પહેલી વખત યાદ કીધું છે. કરદા ૨૫ ની શરૂઆતમાં વિવેચન કરતાં આપણે જોયું છે તેમ ફકરા ૮૭ થી ૧૧૦ સુધીમાં "જરથોસ્તનાં મદદગાર શાગેર્દોનાં નામો છે" **તેવાં નામોનો પહેલો જમેલો,** first group અત્રે પૂરો થાય છે, અને જે કારણ આપણે ત્યાં જણાવ્યું હતું તેને અનુસરીને ફકરા ૧૧૦ ની છેવટે સોસ્યોશનું નામ લેવામાં આવ્યું છે.

કરદા ૨૬ ના ફકરા ૧૧૧ થી ૧૧૭ સુધીમાં બીજાં મહાભારત અશો પુરૂશોનાં ફરોહરોને આરાધ્યાં છે, પણ તેઓ બાબે કાંઇપણ વિગત આપી નથી. આપણે આગલ ચાલ્યે તે પહેલાં જણાવ્યે કે આ નામોની છેવટે ફકરા ૧૧૭ માં બીજી વાર 'અસ્ત્વત્-એરેત યાને સોશ્યોશનુ' નામ યાદ કીધું છે. અને આ પ્રમાણે માણસોનો **બીજો જમેલો,** second group, અસ્તવત-એરેતનાં નામ સાથે ત્યાં પુરો થાય છે.

કરદા ૨૭ નાં ફકરા ૧૧૮ થી ૧૨૪ સુધીમાં વધુ ઘણા મહાભારત અશો પુરૂષોના નામો આવ્યાં છે, અને ત્યાં પણ તેઓ બાબે એકજ અપવાદ સિવાય કાંઇપણ વિગત આપી નથી. ફકરા ૧૨૦ માં આવેલા છેલ્લા પુરૂષ પઇતિ-સ્રીરનાં (છોકરા) ઉસ્માનરૂનાં ફરોહરને યાદ કીધું છે. કારણ આપતાં જણાવ્યું છે કે "પઇતિશ્તા-તેએ નાફ્યો-કર્શતહે ત્બએષંઘ્રહો" યાને કે "સગાંવહાલાંથી ઉત્પન્ન થએલી

ખરાબીની સામે થવાને માટે" ઉસ્માનરે કામ કીધું હતું. કાંગાજી નોટમાં જણાવે છે કે "ઉસ્માનરૂ કુંટુબોના ખાનગી કજીઆ કંકાસ તથા મારામારી......દૂર કરીને સમાધાની કરાવનાર જાણીતો પુરૂષ હોવો જોઇએ."

આ ઉસ્માનરૂની બાબદમાં વળી એક **ત્રીજી નીરંગ** જેવુ જોવામાં આવે છે, કારણ કે તેમાં પણ આગળ જણાવેલી બે નિરંગો મુજબનો 'પઇતિશ્તા-તેએ' એટલે ખરાબીઓની સામે થવાની મતલબનો શબ્દ આવ્યો છે.

**જુદા જુદા નામ સાથે જણાવેલા દેશોનો લગતા માણસોની વાત.**

અત્યાર સુધીમાં આવેલી અશો માણસોની લાંબી ટીપમાં તેઓ કયા દેશોને લગતા હતા, તે બાબે કાંઇપણ જણાવ્યું નથી તેથી આપણે કદાચ કહી શકયે કે તેઓ "ઇરાની અથવા ઇરાનને તાબેના મુલકોને" લગતા હોય. પણ હવે ફકરા ૧૨૫ માં **જુદા જુદા દેશોને** લગતા માણસોની વાત આવી છે. દાખલા તરીકે (દાસ્તાઘ્ન)નો (છોકરો) અશો પેરો-દસ્મ 'મુજ' દેશનો રહેવાસી હતો. જવનનો (છોકરો) અશો ગઓમન્ત્ 'રઓઝધ' દેશનો રહેવાસી હતો. અએવો-સરેશો-ફ્યુસ્તનો (છોકરો) અશો થ્રિત 'તન્ય' દેશનો રહેવાસી હતો. કાંગાજી નોટમાં જણાવે છે કે આ દેશો "કોઇ ઇરાની તાબાના મુલકોથી જુદા મુલકો હોય. પણ એ બાબે ચોક્કસ જણાવ્યું નથી."

ફકરા ૧૨૬ માં વધુ અશો માણસોના નામો આવ્યાં છે, પણ તેઓ બાબે પણ કાંઇ પણ વિગત આપી નથી.

ફકરા ૧૨૭ મા "અંધ્રહુ દેશના અશો અપ-નેમંઘ્રહના (તથા) વીદત્-ગઓના ફરોહરોને હમો યાદ કર્યે છીએ," એમ કાંગાજીએ તર્જુમો કર્યો છે. પણ વાચ્છાજી તેનો તર્જુમો "વીદદ ગવાઓ મુલકના પવીતર અશ નેમંઘ્રહની ફ્રવશીને હમો ઇજીએ છીએ," એવો કરે છે, તે ખરૂં લાગે છે, કારણ કે ટેક્ષ્ટમાં ફ્રવષી બોલ એક વચનમાં છે. 'અંધ્રહુ' દેશની વાત કીધા પછી "અપક્ષીર (નામના) દેશનાં અશો પર્ષતવ-ગઓ (તથા) દાજગ્રો-ગઓનાં ફરોહરને હમો યાદ કર્યે છીએ" એવો કાંગાજી તર્જુમો કરે છે. તેઓ આ વાકયમાં બે પુરૂષો હોય એમ ધારે છે. પણ વાચ્છાજી તર્જુમો કરે છે કે, "અપખશીર મુલકના 'દાજગરો ગાઓ'ના' પવીતર 'પરશતગાઓ'ની ફ્રવશીને હમો ઇજીએ છીએ." આ પ્રમાણે તેવણ સાહેબ એકજ પુરૂષના દીકરા 'પરશતગાઓ' ની એક ફ્રવષીની વાત કરે છે.

**અપરજાતહે શબ્દની મતલબ.**

આ ફકરા ૧૨૭ માં બીજાં ત્રણ નામો આવે છે, જામારપહે-અપરેજાતહે, મઇદયો-માઓંઘ્રહહે અપરજાતહે. અને ઉર્વતત્-નરહે અપરજાતહે, કાંગાજી તર્જુમો

કરે છે કે **"પાછળથી જન્મેલા** જામારપ, **પાછળથી જન્મેલા** મેદયોમાહ અને **પાછળથી જન્મેલા** ઉર્વતત-નર." આ પ્રમાણે અપરજાતની મતલબ 'પાછળથી જન્મેલા' યાને (after born) એવી લેવામાં આવી છે. પણ વાચ્છાજી 'અપરજાત'ને એક પુરૂષ તરીકે ગણીને અપરજાતનાં જામારપ, અપરજાતનાં મેદયોમાહ અને અપરજાતનાં ઉર્વતતનર, એવો તર્જુમો કરે છે. કારણ કે ફ્રવર્દીન યસ્તમાં ચોક્કસ નામોને તેઓની ચોક્કસ **સીફત** સાથે જણાવ્યા છે, પણ અપરજાત 'પાછળથી જન્મેલા' એ કાંઇ **એવી સીફત** નથી. તેથી વાચ્છાજીનો વિચાર વધુ દરોબસ્ત લાગે છે. સ્પિગલ પણ કાંગાજીની માફક અપરજાતની મતલબ after born તરીકે લે છે.

કહેવાની ખાસ જરૂર છે કે આ ફકરામાં આવેલા 'અપરજાત'ના જામારપ, મેદયોમાહ અને ઉર્વતતનર, આ ત્રણે અનુક્રમે આગલ આવી ગયલા ફકરા ૧૦૩માં આવેલા 'હઉબ ખાનદાનના જામારપ,' ફકરા ૯૫માં આવેલા 'આરાસ્તિનાં છોકરા મેદયોમાહ અને ફકરા ૯૮માં આવેલા 'ઉર્વતતનરહે જરથુસ્ત્રોઇશ'થી જુદા છે.

હવે આપણે ફકરા ૧૨૮ માં દાખલ થઇએ છીએ, જેનો ઘણો સંભાળથી અભ્યાસ થવો ઘટે છે.

**રિસ્તાખિજના વખતમાં સોશ્યોસ સાથે કામ કરતી કેહવાની વ્યકિતઓ!**

આ ૧૨૮ મો ફકરો ઘણો અગત્યનો છે, તેમાં ઘણી અગત્યની બાબદો સમાવેલી છે, અને તેમાં જણાવેલાં નવ નામોથી **કરદો ર૭ મો** પુરો થાય છે. અને આગલ જણાવી ગયા છીએ તેમ ફ્રવર્દીન યસ્તના ફકરા ૮૭ થી શરૂ થયલાં મરદોના નામોની લંબાણ ટીપ ફકરા ૧૨૮ માં આવેલા છેલ્લાં નામ 'અસ્તવત-એરેત'થી યાને સોશ્યોશથી પુરી થાય છે. અને આ રીતે ત્રીજા જમેલા (Third group) ની છેવટે **ત્રીજી વખત** સોશ્યોશનું નામ આવે છે.

**ફકરા ૧૨૮ માં આવેલાં નવ નામોની મતલબ કાંઇક જુદીજ છે. તેની ખરી મતલબ સમજવાની ઘણી જરૂર છે.**

ફકરા ૧૨૮ માં નવ નામો જણાવેલાં છે. તેમાંનાં રઓચસ ચએશ્મનથી શરૂ થતાં અને વોઉરૂ-સવંઘ્રહથી પુરાં થતાં પહેલાં છ નામો બાબે કાંગાજી નોટમાં જણાવે છે કે "પહેલવી લખાણોમાં રસ્તાખેજનાં છેલ્લા ૫૭ વર્ષની મુદતમાં સોસ્યોશની સાથે જે ૬) મહાન **પુરૂષો** ભાગ લેવાના છે" તેઓના છે. કાંગાજી વધુ જણાવે છે કે, "વધારે ખુલાસા માટે જુવો મારી અવસ્તા ફરહંગ." ઉપલાં

૬) નામો પછીના બાકીના ૩) નામો, ઉક્ષ્યત એરેત (યાને કેહવાતા હોશેદર બામી), ઉક્ષ્યત–નેમંધ્રહ (યાને કેહવાતા હોશેદર–માહ) તથા અસતવતૂ–એરેત યાને સોશ્યોશ છે. આ ત્રણ નામો, અનુક્રમે કાંગાજી જણાવે છે તેમ "સ્રૂતત ફેદ્રી, વંધ્રુહુ–ફેદ્રી અને એરેદત–ફેદ્રી નામની ત્રણ માતાઓને પેટે રિસ્તાખેજને વખતે પેદા થનારા **પેગમ્બર જરથોશતનાં છોકરાઓનાં** છે." આ વાત પણ પહેલવી લખાણ મુજબની છે. અત્રે ધ્યાનમાં રાખી મુકવાનું છે કે ફકરા ૧૨૮ માં આવેલાં નવ નામો **રિસ્તાખેજનાં વખત સુધીમાં થનારા નવ પુરૂષોનાં** છે, એમ ફ્રવર્દીન યશ્તમાંથી તેમજ અવસ્તામાંથી ખુલ્લું માલુમ પડતું નથી. પહેલવી લખાણોએ **એવી રીતનું અનુમાન** માત્ર કર્યું છે. આવાં અનુમાન ઉપર તે લખાણો કેમ આવ્યાં છે, એ પણ સમજાતું નથી.

**ફકરા ૧૨૮માં આવેલાં નવ નામો ભવિષ્યનાં વખતમાં યાને રિસ્તાખેજનાં વખત સુધીમાં થનારા ખરેખરા પુરૂષ યાને human beingsના નામો નથી.**

**પહેલુ કારણ** આ છે કે છેક દૂરના ભવિષ્યનાં વખતમાં થનારા પુરૂષોના નામો ફ્રવર્દીન યશ્તનો લખનાર જાણી શકે નહિ અને તેથી તે કારણે તે નામો ખરા નામો તરીકે આપી શકે નહિ. **બીજું** કારણ એવું છે કે ફકરા ૧૨૮માં આવેલા નવ પુરૂષોનાં બાપના યા માયના નામો એ યશ્તમાં જણાવ્યાં નથી. ખરૂં છે કે ફ્રવર્દીન યશ્તની લાંબી ટીપમાં યશ્તનાં લખનારનાં વખતમાં યા **તેની આગમજ** થઇ ગયલા માણસોમાંના કેટલાકોનાં બાપ યા માયના નામો યશ્તમાં જણાવ્યાં નથી, પણ તે છતાં બીજા નામોને તેઓનાં બાપનાં નામ સાથે જણાવ્યાં છે. એટલે આપણે કહયે છીએ કે આ સઘળાં માણસો કાંઇ કલ્પીત નથી, પણ ખરેખરાં જીંદગી ભોગવી ગયેલાઓનાં નામો છે.

**ફકરા ૧૨૮ માં જણાવેલાં નવ નામો રિસ્તાખેજનાં દૂરનાં વખતમાં થનાર ખરેખરાં નવ માણસોનાં human beingsનાં નામો નથી. તેઓ આખર હજારાઓમાં થનારા અશો માણસોનાં ઉત્તમ નમુનાઓ prototypes તરીકેના, પ્રતિનિધી રૂપ તરીકેનાં નામો માત્ર છે.**

યશ્તનાં ફકરા ૮૭ માં જણાવેલા ગય–મરેથ્ન, યાને મોતમંદ જીંદગી mortal life બાબે જે જણાવી ગયા છીએ તેમ ગય–મરેથ્નથી કોઇક ભેદી રીતે **માનસાઇ જીંદગીની શરૂઆત** થઇ હતી. તે કારણે ગય-મરેથ્નને પાછલાં પહેલવી, ફારસી લખાણોમાં ગયોમર્દને નામે, એક મર્દ ને નામે, **એક માણસને** નામે ઓળખ્યો છે. જો કે આપણે દેખાડવાની તજવીજ કીધી છે તેમ ગય–મરેથ્ન આપણા હાલનાં માણસોનાં જેવો એક ખરેખર આપણાં

જેવો માણસ ન હતો, પણ ગય-મરેથ્નથી જે પ્રજાની શરૂઆત થઇ, તે પ્રજાનો એક પ્રતિનિધી રૂપ તરીકે, બાર હજારાઓમાંના પહેલા હજારના એક નમુના તરીકે, એક prototype તરીકે ગય-મરેથ્ન હતો.

જે કારણો આપણે ઉપર જણાવ્યાં છે તે અનુસાર યશ્તનાં ફકરા ૧૨૮ માં આવેલાં નવ નામોને દૂરનાં ભવિષ્યમાં થનારા કોઈ અમુક નવ **માણસો** human beingsનાં નામો તરીકે ગણી શકયે નહિ. આ નવ નામોનું **પ્રથકરણ** કર્યે તો તેમાંથી પણ આ નવ નામોને આપણે માણસોનાં નામો તરીકે ગણી શકયે નહિ. પહેલું નામ રઓચસ-ચશ્મન્ યાને રોશન ચશ્મવાલો, પછી હ્વરે-ચશ્મન યાને હ્વરે=સુર્ય ચશ્મવાલો, પછી ફ્રાદત-ખરેનંઘ્રહ, યાને ખરેનંઘ્રહ=ખોરેહનો વધારો દેખાડનારો વગેરે, વગેરે. તેઓ માટે વપડાયલા **અર્થ-સુચક** શબ્દોની મતલબ ઉપરથી વખતના વેહવા સાથે આ નવ નામો **એકેકથી ચઢતી હાલત દર્શાવનારાં નામો** છે, એવું મારૂં માનવું થાય છે. તેમાંનું છેલ્લું નામ અસ્તુવત્-એરેત છેલ્લાં અને સર્વેથી ચઢતાં માણસોની માનસિક હાલત માત્ર દર્શાવે છે, કે જેઓમાંથી દ્રુજ, દરૂજ સર્વત્ર નિર્મુળ થઇ ગયલો છે.

મર્હુમ વિદ્વાન શેઠ સોરાબ જમશેદજી બલસારા, એમ.એ. તરફથી જાણવા માંગતા તેઓ મારા ઉપલા વિચાર સાથે એકમત થયા હતા, અને તેઓ સાહેબે ઉપલાં નવ નામોની ખરી મતલબ દર્શાવતા જણાવ્યું હતું કે:

૧) રઓચસ ચશ્મન એટલે રોશન ચશ્મવાળો.
૨) હ્વરે ચશ્મન એટલે સુર્ય ચશ્મવાળો.
૩) ફ્રાદત-ખરેનંઘ્રહ એટલે ખોરેહ વધારનારો.
૪) વિદત-ખરેનંઘ્રહ એટલે ખોરેહને વધુ વિકાસનારો.
૫) વોઉરૂ-નેમંઘ્રહ એટલે સર્વસ્વ ભકિતભાવવાળો.
૬) વોઉરૂ-સવંઘ્ર એટલે સર્વસ્વ પરોપકારવાળો.
૭) ઉક્ષ્યત્-એરેત એટલે અશોઇની વૃધ્ધિ કરનારો.
૮) ઉક્ષ્યત્-નેમંઘ્રહ એટલે ભકિતભાવ વધારનારો.
અને ૯) અસ્તુવત-એરેત એટલે ashoi incarnate in mankind.

**અસ્તવત-એરેત યાને સોશ્યોસનું નામ યશ્તમાં ત્રણ વખત લેવામાં આવ્યું છે! કારણ શું?**

મરહુમ વિદ્વાન કાંગાજીએ ફકારા ૧૧૦ ની નોટમાં જણાવ્યું છે કે "સોશ્યોસને ત્રણ ઠેકાણે (ફકરા ૧૧૦, ૧૧૭, ૧૨૮) આરાધ્યો છે." પણ તેનું કારણ

તેવણ સાહેબે જણાવ્યું નથી. ફકરા ૯૬ થી ફકરા ૧૧૦ સુધીમાં જે નામો આવ્યાં છે તે, કાંગાજીએ જણાવ્યું છે તેમ, "પેગમ્બર જરથોશ્તના **મદદગાર** શાગેર્દોનાં નામો છે." આ નામોની છેવટે ફકરા ૧૧૦ માં અસ્તવત-એરેતનું નામ **પહેલીવાર** આવ્યું છે. વિચાર કરતાં એવું લાગે છે કે જરથોશ્તની **પોતાની હૈયાતીમાં** જે મહાભારત માણસો તેવણનાં મદદગાર થઇ ગયા, તેઓની સોશ્યોસનાં વખત સુધીમાં થનારી આલ ઓલાદની યાદ રાખવાને માટે આ ખાસ નામોની છેવટે સોસ્યોસની યાદ કીધી છે. તેજ પ્રમાણે બીજીવાર ફકરા ૧૧૭ માં જે જુદા જુદા નામોનો જમેલો ફકરા ૧૧૧ થી ૧૧૭ સુધીમાં આવ્યો છે, તેઓની છેલ્લા વખત સુધીની આલ ઓલાદની યાદ કરવાને માટે 'અસ્તવત-એરેત,' સોશ્યોસનું નામ છેવટે ફકરા ૧૧૭ માં યાદ કીધું છે, અને તે પછી **ત્રીજી વાર** સોશ્યોસનું નામ **આરવખ્તે** તેની લાયક જગાએ, યાને ગયોમર્દથી સોસ્યોશ સુધીનાં છેલ્લાં નામ તરીકે 'અસ્તવત-એરત' નું નામ આવ્યું છે.

આવી રીતે ફકરા ૧૨૮ માં આવેલા નવ નામો રિસ્તાખેજના વખતમાં થનારી એકેકથી ચઢતી હાલત દર્શાવનારી નવ પ્રજાઓ યા નવ હજારાઓનાં નમુના prototypes તરીકે લઈ શકાય છે. છેલ્લી યાને અસ્તવત-એરેત યા સોશ્યોશવાળી પ્રજાની હાલત, ભલાઇ અને બુંડાઇવાળી, good and evilવાળી એક મિશ્ર હાલત નહિ પણ એક સંપુર્ણતાએ પહોંચેલી, એક પુરેપુરી ભલાઇ-વાળી હાલત દર્શાવે છે. આ આપણું અનુમાન ખરૂં હોય તો ફ્રવર્દીન યશ્તમાંથી ખુલ્લી રીતે, **directly** દસ પ્રજા, દસ હાલત, દસ હજારાઓની વાત મળી શકે છે. પણ પાછલાં પેહલવી લખાણોમાં બાર હજારાની વાત આવી છે.

### શું ફ્રવર્દીન યશ્તમાંથી બાર હજારાઓ ઉપજાવી શકાય છે?

પાછળાં લખાણોની થોડીક મદદ સાથે યશ્તમાંથી બાર હજારાઓ ઉપજાવી શકાય છે, ફકરા ૮૭ વાલા ગય-મરેથ્નનો યાને મોતમંદ જીંદગીની શરૂઆતનો પહેલો હજારો અને ફકરા ૧૨૮માં આવેલા નવ હજારા મળી દસ હજારા તો ખુલ્લી રીતે મળી શકયા. બાકી રહ્યા બે હજારા. હવે યશ્તના ફકરા ૮૭માં આવેલા ગય-મરેથ્નની જે સમજણ મેં ત્યાં આપી છે, તે પાછી વાંચી જતાં સમજાય છે કે મેં ત્યાં ત્રણ પ્રજાની હાજરી, ત્રણ હજારાઓની વાત જોવા માંગી છે. પહેલી ગય-મરેથ્ન એટલે **મોતમંદ જીંદગી**ની શરૂઆતની પહેલી પ્રજા, જેમાં તે શરૂઆતનાં વખતમાં ફકરા ૮૭ પ્રમાણે ફકત મનસ, mind વિચારશકિતની ઘણીજ ઝાંખી હાલત દેખાય છે; બીજી, ગય-મરેથ્નનાં ખૂનમાંથી

ઉભી થયલી 'મસ્ય-મસ્યાની'વાળી, જાતિ વગરની યાને sexless પ્રજા; અને ત્રીજી 'મસ્ય-મસ્યાની'માંથી ઉભી થયલી આપણુ માણસો જેવી, છુટી પડેલી જાતિવાલી યાને નર અને માદા તરીકેની પ્રજા, કે જેની અંદર બુનદહેશ્ન સમજાવે છે તેમ રવાન soul ઉતર્યું હતું અને તે કારણે તે ત્રીજી પ્રજાનાં માણસો સારૂં અને નરસું good and evil સમજી શકતાં હતાં.

આવી રીતે ગય-મરેથ્નની વાતમાંથી ત્રણ પ્રજા, ત્રણ હજારાઓ, અને ફકરા ૧૨૮માંથી નવ પ્રજા, નવ હજારાઓ મલી, પાછળાં લખાણોમાં આવેલા બાર હજારાઓનો મેળ મલી રહે છે.

## બુનદહેશ્નમાં બાર હજારાઓની વાત.

બુનદહેશ્ન યાને પેદાયશના મૂલ અથવા શરૂઆત (બુન), એવે નામની પહેલવી કેતાબમાં બાર હજારાઓની વાત આવી છે. મરહુમ વિદ્વાન શમ્સ-ઉલ-ઉલ્મા એર્વદ ડૉ૰ સર જીવનજી જમશેદજી મોદીએ પોતાના તર્જુમાની કેતાબમાં બુનદહેશ્નમાં આવેલી બાબદોનો સારાંશ પ્રસ્તાવનાની અંદર આપ્યો છે. તેના આઠમાં પાના ઉપર તેવણ સાહેબ જણાવે છે કે "અહુરમઝદની પેદાયશનો એક ચકરાવો જાણે બાર હજારાનો યાને ૧૨૦૦૦ વર્ષનો છે. તેની પેદાયશ શરૂઆતમાં ૩,૦૦૦ વર્ષ સુધી અસ્પર્ષ્ય હાલતમાં હતી. જ્યારે ૩,૦૦૦ વર્ષ પછી પેદાયશોએ સ્પર્ષ્ય રૂપ લીધું ત્યારે આહરેમને તેમાં ખલલ કરવા માંડી. ૩,૦૦૦ વર્ષ સુધી તે જીવ જેવી ખલલ તેમાં દાખલ કરી શકયો નહિ. પણ પછી...... ૬)ઠા થી ૯)માં હજારા સુધી, તેની ખલલો અવરનવર અસર કરવા લાગી, અને ભલાં ભૂંડાંની ભેળાભેળ થઇ. પણ છેવટનાં ૩,૦૦૦ વર્ષમાં, એટલે ૧૦) થી ૧૨)માં હજારામાં, આહરેમન તદ્દન અકાર થઇ પડશે યાને ભૂંડાઇ ઉપર છેવટે ભલાઇ તદ્દન ફાવશે. અહુરમજદ અહુનવરનાં પવિત્ર કલામ (word)થી પેદાયશ કરી શકયો છે અને તે શબ્દથીજ આહરેમનની બદકારીને દુર કરી શકયો છે અને છેવટે કરશે."

'ધાર્મિક વિષયો-ફ્રવષિની ફીલસુફી' નામની મારી ચોપડીમાં તેમજ જુન ૧૯૪૧નાં 'હુમત' નામનાં ત્રીમાસીકમાં ગય-મરેથ્ન યાને ગયોમર્દ બાબે મેં જે વિવેચન કર્યું છે, તે ધ્યાનથી વાંચતાં સમજાશે કે ગય-મરેથ્ન યાને તેની પ્રજાએ હજુ માણુસોનું રૂપ લીધું ન હતું, તેનામાં રવાન હજુ દાખલ થયું ન હતું અને તે કારણે તે પ્રજામાં ભલું, ભૂંડું જેવું કાંઇ પણ ન હતું. આવી હાલતને બુનદહેશ્નમાં ૩,૦૦૦ વર્ષ યાને પહેલા ત્રણ હજારાઓમાં લંબાયલી

જણાવી છે. પછીનાં ૩.૦૦૦ વર્ષમાં અહુરમજદની પેદાયશોએ સ્પર્ષ્ય રૂપ લીધું યાને તે વખતની પ્રજા પકડી શકાય એવી tangible, યાને કોઈક રીતની માનસાઇ પ્રજા તરીકે દેખાઇ. આ બીજી પ્રજામાં જયારે ફ્રવર્દીન યશ્તનાં ફકરા ૮૭ માં જણાવેલું ગય–મરેથનનું 'મનસ' વધુ જોર પકડવા લાગ્યું, ત્યારે બુનદ-હેશ્નમાં જણાવ્યા પ્રમાણે આહેરેમન પોતાના ફેલ બતાવવા લાગ્યો, પણ તે ઘણુંજ થોડાં પ્રમાણમાં. આ બીજી પ્રજા તે 'મસ્ય–મસ્યાની'વાલી પ્રજા, જેમાં જાતિ, sex હજુ દાખલ થઇ ન હતી, તેમજ વળી તેમાં રવાન પણ દાખલ થયું ન હતું. આ બીજી પ્રજા પછીનાં છટ્ઠા થી તે નવમાં હજારાઓમાં યાને ત્રીજી પ્રજામાં માણસોમાં જાતિ છુટી પડી યાને તેઓ નર અને માદા તરીકે દેખાયાં અને તેઓમાં હવે રવાન દાખલ થયું, ત્યારે યાને જયારે માણસો ખુદાના આપેલા મરજીનાં છુટાપણાંના પરિણામમાં ભલાઇ બુંડાઇ વચ્ચે અહડાવાં લાગ્યાં, ત્યારે જાણે કે આહેરેમનનું જોર વધવા માંડયું. આ ત્રીજી પ્રજામાં સંપૂર્ણ થતાં જતા 'હોશ' અને 'ફરહંગ' સાથની, યાને જ્ઞાન અને અક્કલમાં આગળ વધતી પ્રજાનો હોશંગ વડવો, prototype જેવો થયો. તે પ્રજાનો જાણે કે ત્રીજા ત્રણ હજાર વર્ષોનો એક ચકરાવો શરૂ થયો. માણસો ભલું બુંડું જાણવાના પરિણામમાં વધતાં ઓછાં ભલાં બુંડાં થયા. આ પ્રમાણે છટ્ઠાથી તે નવમાં હજારાઓમાં થયું. ત્યાર પછી છેલ્લા ત્રણ હજારાઓમાં, ૧૦ થી ૧૨માં હજારાઓમાં, આહેરેમન ધીરે ધીરે 'અકાર' યાને પોતાની બદફેલી ન દેખાડાવી શકે એવી હાલતનો થયો અને સેવટે સોશ્યોશનાં છેલ્લા યાને બારમાં હજારામાં આહેરેમન સંપુર્ણ નિર્મુળ થઇ ગયો. તેનું કામ જાણે ખલાસ થયું. તે છેલ્લા વખતમાં માણસો બુરાઇનાં ભેળ વગરના તમામે તમામ ભલાઇ સાથનાં દેખાશે. આપણે હવે ફ્રવર્દીન યશ્તનાં કરદા ૨૮ના ફકરા ૧૨૯ ઉપર આવ્યે છીએ જેમાં સોશ્યોશના સોનેરી જમાનાની વાત ટુકમાં આવી છે.

## સોશ્યોશનો છેલ્લો હજારો, છેલ્લો બુંડાઇ વગરની હાલતનો, માણસોનો સોનેરી જમાનો.

આપણે કહ્યું છે કે ફકરા ૧૨૮માં આવેલાં નવ નામોમાંનો છેલ્લો અસ્તવત્-એરેત યાને સોશ્યોશ છેલ્લી સર્વોત્તમ હાલત દેખાડે છે, કે જે વખતે માણસોમાથી દુજ, દરૂજ the cause of mischief, the lie, સંપુર્ણ રીતે નાબુદ થશે. આ બાબદ હવે આપણે ફકરા ૧૨૯માંથી ઉપજાવી કહાડવાની તજવીજ કર્યે છીએ. આ બાબદને કોઇપણ પાછલાં લખાણોમાં માની લીધેલા વિચારો વગર ફકત ફ્રવર્દીન યશ્તમાંથીજ ઉપજાવી કહાડવા માંગ્યે છીએ. અત્રે યાદ રાખો

મુકવાનું છે કે આ આખર હજારો કેટલાં વર્ષોનો હશે તે બાબે કાંઇ પણ અનુમાન કરવાનું સાધન આપણી પાસે નથી.

## છેલ્લો સર્વોતમ સોશ્યોશ શું કરશે?

કર્દા ૨૯નાં એકજ ફકરા ૧૨૯માં સોસ્યોશ બાબે બે વિગતો જણાવી છે. "યો અંધ્રહત્ સઓષ્યાંસ વેરેથ્રજનામ્ અસ્તવત્ એરેતસ્ચ નાંમ્", "જે વેરેથ્રજ યાને ફતેહમંદ સોસ્યોશ નામવાળો (છે) તેમજ અસ્તવત્–એરેત યાને અસ્તવાલી હાડમંદ (corporeal) જીંદગીને 'એરેત' કરનાર યાને ઉભી કરનાર નામવાલો (છે) તે **અંધ્રહત યાને પેદા થશે."** પછી જણાવ્યું છે કે 'અવથ સઓષ્યાંસ, યથ વીસ્પેમ અહુમ અસ્તવન્તેમ સાવયાત,' યાને "સોસ્યોશ એટલા માટે કે તે તમામ હાડવાલી, હાડમંદ 'અહૂમ્' યાને જીંદગી life ને 'સાવયાત' કરશે યાને ફાયદો કરશે."

## વીસ્પેમ અહૂમ્ અસ્તવન્તેમની ખરી સમજણ.

આ બાબદ ઉપર સંભાળથી વિચાર કરવાનો છે. પાછલા વખતનાં વિચારોને માની લેવાને બદલે ફરવર્દીન યશ્તમાં શું વિચાર આવ્યો છે, તેજ માત્ર જોવાનો છે. આ દુન્યા ઉપર થઇ ગયલાં, ગુજરી ગયલા તમામ માણસોનાં હાડકાંઓને સાથે કરીને એકવાર ફરીથી માણસો તરીકે **પાછાં ઊભાં કરવાની** વાત ફરવર્દીન યશ્તમાંથી નીકળતી નથી. આવા પાછલા વખતનાં વિચારો ઉપરથી કાંગાજી, વાચ્છા અને સ્પિગલ 'અહૂમ્ અસ્તવન્તેમ'નો તર્જુમો 'તમામ હાડમંદ દુનિયા,' 'the whole corporeal world એવો કરે છે. પણ આગળ કહી ગયા તેમ દુનિયાને માટે બૂમી (બૂમી.), પેરેથ્વી, જેમ, ઝમ, હફ્ત–કેશ્વર એવા શબ્દો અવસ્તામાં આવે છે. ત્યારે અહૂમ અસ્તવન્તેમનો અર્થ અસ્ત, હાડ, હાડવાલી હાડમંદ 'અહૂમ' યાને માનસાઇ જીંદગી, life એવોજ થઇ શકે. આ બાબે ફરવર્દીન યશ્તનો નવમો ફકરો આપણી બાબદનું યાને 'અહૂમ' એટલે દુનિયાં કે જીંદગી, તેનું નીરાકરણ કરી શકે છે. નવમાં ફકરામાં અહુરમજદ જણાવે છે કે અએ જરથોશ્ત! ફરોહરોની મદદથી આએ મોટી પોહોળી **પૃથ્વિ** (પેરેથ્વીમ)ને (યાને આએ દુન્યાંને) ટેકાવી રાખું છું; જે (પૃથ્વિ) સારી નેઆમતની માતા છે; જે **વીસ્પેમ** અસ્તવન્તેમ યાને હાડવાલી, હાડમંદ અહૂમ, lifeને (યાને માણસોની જીંદગીને, માણસોને), (જે અહૂમમાં) જુમય ઇરિસ્તેમચ યાને **જીવતાં તેમજ ગુજરેલાં** (સમાયલાં છે, તેઓને) તથા....ઉંચા પહાડોને પોતાની ઉપર ધરી રાખે છે." આ નવમાં ફકરામાં પૃથ્વીની યાને આ દુનિયાની વાત છે. તે પૃથ્વી ઉપર

નેઆમંતો ઉગે છે, તે પૃથ્વી 'વીસ્પેમ અહૂમ અસ્તવન્તેમ, જ઼ુમચ ઇરિસ્તેમ્ચ' યાને તમામ હાડમંદ જીંદગી life જેમાં જીવતાં તેમજ ગુજરેલા માણસો છે તેઓને તેમજ......પહાડોને પોતાની ઉપર ધરી રાખે છે. જો 'અહુમ' ને આ દુનિયા this world તરીકે લેવાની હદ લઇએ તો પછી ટેક્ષ્તમાં આવવા મુજબ આપણી પૃથ્વિ વળી પાછી આ અહુમને યાને આ દુનિઆને પોતાને પોતાની ઉપર ધરી રાખે છે, એવી બેહુદી મતલબ તેમાંથી ઉભી થાય છે. એટલુંજ નહિ પણ આ 'અહૂમ અસ્તવન્તેમ'ની અંદર 'જ઼ુમચ ઇરિસ્તીમચ' યાને 'જીવતાં અને ગુજરેલાં' સમાઇ ગયાં છે તે દેખાડે છે કે 'અહૂમ'ની મતલબ દુનિયા તરીકે નહિ પણ જીંદગી life તરીકેજ લેવાની છે. ફકરા ૧૨૯માં આગળ વધુ જણાવ્યું છે કે આ સોશ્યોશ અસ્તવત્-એરેત એવાં નામનો છે, કારણ કે તે "ઉશ્તનવાઓ અસ્તવત્-અઇથ્યેજંઘહેમ્ પઇતિસ્તાત" યાને કે "હાડમંદ જે ફના થવા લાયક છે તેને તે પઇતિસ્તાત કરશે, યાને પાછી સજીવન કરશે."

શા માટે અહૂમને પાછી સજીવન કરશે તે જણાવતાં વધુ કહ્યું છે કે "દરૂજની ખસલતનાં બૂરાં માણસની સામે થવાને માટે, (તથા) અશો માણસની વિરૂદ્ધમાં ઉત્પન્ન થયેલી ખરાબીની સામે થવાને માટે." કાંગાજી.

ફકરા ૧૨૯ નો સામટો વિચાર કરતાં જણાય છે કે ફકરા ૧૨૮ માં જણાવેલા રઓચસ ચશ્મનથી ઉક્ષ્યત-નેમંઘહ સુધીનાં છેલ્લાં વખતનાં આ આઠ હજારાઓમાં માણસોની આગળ અને આગળ વધતી જતી **progressive** હાલત થવા પછી જ્યારે નવમો યાને છેલ્લો સોશ્યોશનો હજારો આવશે ત્યારે તે છેલ્લા સંપુર્ણ થતા વખતમાં સોશ્યોશ **પહેલાં** અહૂમ અસ્તવન્તેમને, હાડવાલી જીંદગીને 'સાવયાત' કરશે યાને ફાયદો કરશે, અને **પછી** હાડમંદ જીંદગી જે ફના થવા લાયક છે તેને 'પઇતિશતાત' કરશે યાને પાછી સજીવન કરશે. આ બન્ને રીતનું પરિણામ એવું આવશે કે દ્રુજની ખસલતનાં બૂરા માણસની, કાંગાજી નોટમાં જણાવે છે તેમ 'બે પગવાળાની તોખમનાં દરૂજની', 'અશો માણસની વિરૂદ્ધમાં ઉત્પન્ન થએલી ખરાબીની સામે થઇને' તે ખરાબીને હવે **હંમેશને માટે** દાબી નાખવામાં આવશે, યાને કે માણસોની અંદર કામ કરતો દ્રુજ the cause of mischief, the lie હંમેશને માટે દબાઇ જશે યાને તે વખતનાં માણસોમાંથી બૂરાઇ સમુળગી નીકળી જશે.

હાડમંદ જીંદગી, lifeને આ ફકરામાં **પઇતિશતાત** કરવાની ગેલ્ડનર પ્રમાણે પઇતિપાન કરવાની યાને એકવાર ફરીથી **પાછી સજીવન કરવાની** જે વાત આવી છે તે દેખાડે છે કે અત્યાર સુધીમાં આ દુનિયા ઉપરની ગયમરેથ્નથી શરૂ થતી માણસાઇ પ્રજા,

કે જેમાં સુખ અને દુઃખ, સારૂં અને નરસું, good and evil સાથે ભળેલું રહ્યું છે, તે પ્રજામાંથી સોસ્યોશનાં છેલ્લા હજારામાં માણસોમાંથી દુઃખ, બુરાઇ, evil સમૂળગાં નાબુદ થઇ જશે. તે વેળાનાં માણસો સંપૂર્ણ સુખવાળાં, બુરાઇ વગરનાં થશે. આવી રીતે શરૂઆતની ભલાઇ અને બુરાઇનાં મિશ્રણવાળી હાલતો બદલાઇ જશે અને માણસો કાંઇક નવી, ભેલસેલ વગરની હાલતની અંદર તે છેલ્લા વખતમાં કાંઇક ઉત્તમ હાલતમાં જીવશે. આ બધું જે થશે **તે છેલ્લા વખતમાં આપણી દુનિયા ઉપરજ થશે.**

આ દુનિયા ઉપરનાં તે છેલ્લા વખતનાં કાંઇક રીતે તે સંપૂર્ણ થયેલાં માણસોની પછીની હાલત કેવા પ્રકારની રહેશે તે બાબે કાંઇ પણ જણાવ્યું નથી. છેલ્લા વખતમાં માણસો આ દુનિયા ઉપર જેટલો વખત જીવશે તેટલો વખત સંપૂર્ણ ભલાઇવાલાં માણસો તરીકેજ રહેશે એટલુંજ આપણે ઉપજાવી શકયે છીએ. પણ ફ્રવદીંન યશ્તમાંથી તે છેલ્લા વખતનાં માણસો તેમજ આ દુનિયા પરથી આગળ ગુજરી ગયેલાં અને **મીનોઇમાં** રહેનાર માણસો આ દુનિયા ઉપર **બદન સાથનાં પાછાં** આવશે, અને આવી રીતે ગયોમર્દથી તે સોસ્યોશ સુધીજ **તમામ** માણસો **એકવાર ફરીથી પોતપોતાના શરીરોમાં** પાછાં **આ દુનિયા ઉપર ઊભાં થશે** એવી બેહુંદી વાત નીકળતી નથી. ફ્રવદીંન યશ્તમાં સોશ્યોશનાં વખતનાં માણસોનું ફ્રષોગર્દ થશે, તે છેલ્લા વખતનાં હૈયાત માણસોની હાલત વધુ અને વધુ fresh (ફ્રેશ) થતી જશે, તેઓ કાંઇક નવીન થતી જતી હાલતમાં ધીમે ધીમે ભેલસેલ વગરની હાલતમા આ દુનિયા ઉપર દેખાતાં થશે, એટલુંજ માત્ર આવ્યું છે. આ પ્રમાણે સોસ્યોશના હજારાનાં વખતનાં માણસોને સોશ્યોશ પહેલાં 'સાવયાત' કરશે યાને ફાયદો કરશે, અને તે પછી સોશ્યોશ તેઓને "પઇતિસ્તાત" કરશે યાને ફરી સજીવન કરશે; યાને આ દુનિયા પરના સોશ્યોશનાં વખતનાં માણસો કાંઇક નવીન હાલતમાં જીવશે, એટલુંજ, માત્ર ફ્રવદીંન યશ્તે કહ્યું છે. પણ **તમામ માણસો.** આગળ આ દુનિયા ઉપરથી ગુજર કરી ગયેલાં અને મીનોઇમાં વાસો કરતાં માણસો અથવા તેઓનાં રવાનો **એકવાર ફરીથી** મિનોઇમાંથી આ હાડમંદ દુનિયા ઉપર આવશે, અને પોતપોતાનાં હાડકાંઓમાં, પોતાના શરીરોમાં ઉભા થઇને પાછા આ દુનિયા ઉપર જીંદગી ભોગવશે એવી કાંઇક બેહુંદી મતલબ ફ્રવદીંન યશ્તમાંથી નીકળતી નથી.

**ફ્રવદીંન યશ્તમાંથી આવી 'બેહુંદી મતલબ' નીકળતી નથી.** કારણ કે જરથોસ્તી ધર્મની રપીરીત પ્રમાણે ગુજર કરી ગયલાં માણસો મિનોઇ-

માંજ પોતાનું પ્રગટિકરણ આગળ ચલાવે છે. હોરમજદ યશ્તમાં જણાવવા મુજબ માણસોને પોતાની કરણીનાં બદલામાં હુર્વતાત અને અમેરેતાત યાને સર્વતા, સંપુર્ણપણું અને અમર્ગી મળે છે, તે 'પરો અસ્તિ જસેન્તાંમ' યાને **આ દુનિયાની પેલી મેર જનારાઓને** યાને **મરણ પછી મિનોઇમાં વસનારાઓને** મિજદ યાને 'બદલા' તરીકે મળે છે.

ત્યારે હજારો વર્ષો આગમજ થઇ ગયલાં માણસો, જેઓ હજારો વર્ષમાં મિનોઇમાં પોતાનું પ્રગટિકરણ ખુબ આગળ વધારી રહ્યાં હશે, તેઓને માટે કહેવું કે છેલ્લા સોશ્યોશનાં વખતમાં **એકવાર ફરીથી** આ દુનિયા ઉપર આવીને પોતપોતાનાં હાડકાંઓમાં ગોઠવાઇને પોતાનાં અસલ શરીરોમાં પાછાં ઉભાં થશે, તે ખચીતજ બેહુદું દેખાય છે. આવું બોલવું જરથોશ્તી ધર્મની રપીરીતને જાણે કે મારી નાખે છે. હજારો વર્ષો આગમજ મિનોઇમાં પ્રગટિ કરી રહેલાં માણસો યાને તેઓનાં રવાનો, પોતાના મીનોઇ હાલતને અનુસરતા વધુ અને વધુ **સુક્ષ્મ** થતાં શરીરોને છોડી દઇને પાછાં આ દુનિયાનાં કોઇક રીતનાં **સ્થુળ** શરીરોમાં દાખલ થાય એ વિચારવું અક્કલ અનુસાર લાગતું નથી. શું આપણે એમ બોલી શકયે કે અશો જરથુસ્ત્રને પણ બીજાંઓ ભેગાં છેલ્લા વખતમાં આ દુનિયા ઉપર **સ્થુળ** શરીરમાં પાછું આવવું પડશે!

ફ્રવર્દીન યશ્ત આ બાબદમાં ઘણુંજ rational અક્કલ અનુસાર બોલે છે. તે આ દુનિયા ઉપરની છેલ્લા સોશ્યોશનાં વખતમાં થતી નવી નવી અને વધુ અને વધુ બેહતર થતી હાલતો બાબે બોલે છે. તે આ દુનિયા બાબેજ બોલે છે. આ દુનિયા પરની છેલ્લા વખતનાં માણસોની છેલ્લી ખાલેસ હાલત બાબેજ બોલે છે. પણ પાછલાં પહેલવી લખાણોમાં આવ્યું છે તેમ તમામ ગુજરી ગયેલાં, મિનોઇમાં વાસો કરતાં તેમજ છેલ્લા વખતમાં દુનિયાની ઉપરજ જીંદગી ભોગવતા તમામ માણસોની વાત ફ્રવર્દીન યશ્ત અત્રે કરતી નથી. ફક્ત સોશ્યોશનાં હજારાના વખતનાં માણસોનીજ વાત તે કરે છે. પણ જ્યારે ફ્રવર્દીન યશ્ત આગલ સમજાવી ગયા તેમ **ગુજરી ગયલાઓનાં** પાછાં ઉઠવાની વાત કરતી નથી, ત્યારે તેથી ઉલટું

**જમ્યાદ યશ્ત ફકરા ૮૯ માં કહે છે કે સોશ્યોશનાં વખતમાં "ઇરિસ્ત પઇતિ ઉસેહિશ્તાત" યાને કે "ગુજરેલાં પાછા ઉઠશે."**

આવી વાત ગુંચવણ ઉભી કરે છે, કારણ કે આગળ કહી ગયા તેમ જરથોશ્તી ધર્મની રપીરીત પ્રમાણે માણસો આ દુનિયા ઉપરથી ગુજર કરી જવા

પછી મીનોઇમાં પોતાનું પ્રગટિકરણ પોતાની વૃધ્ધિ આગલ લાવે છે, ત્યારે તેઓને આ દુનિયા ઉપર પાછા બોલાવી તેઓના 'પાછાં ઉભા થવાની' જમ્યાદ યશ્તની વાત ફરવર્દીન યશ્તની આપણે ઉઠાવેલી સમજણ સાથે મળતી થતી નથી. આપણે જોઇ ગયા તેમ, એટલે આપણી સમજણ મુજબ ફકરા ૧૨૯ માંથી મીનોઇમાં રહેલાઓને આ દુનિયા ઉપર પાછા બદન સાથના ઉભા કરવાની વાત મળતી નથી. પણ વાચ્છાજીનો તર્જુમો "મુએલાને બદન સાથનાં જાનદાર બનાવીને ઉભા કરવાની" વાત કરે છે, તે તર્જુમો ખોટો દેખાય છે. સારા નસીબે સ્પિગલના ફકરા ૧૨૯નાં તર્જુમામાં આવી વાત આવી નથી. "He (Soshyos) is so helpful that he will save (સાવયાત) the whole corporeal world, (Textમાં અહ્મ=જીંદગી=life છે). He is so high amongst the corporeal, that he, endowed with body and vital powers, will withstand the destroyer of the corporeal, for withstanding the Druja of the race of the two-footed, for withstanding the torment which will overcome the pure;" આ પ્રમાણે સ્પિગલના તર્જુમામાં મુએલાને ઉભા કરવાની વાત આવી નથી. પણ જરથોશ્તી ધર્મની રસ્પીરીત પ્રમાણે એ પગાં-માણસોમાંથી દરૂજને હાંકી કાઢવાની, તેની સામે થવાની વાત મળે છે. અને તેથી સ્પિગલનો તર્જુમા-તેની મતલબમાં વધુ-વાસ્તવિક, અક્કલ-અનુસાર દેખાય છે. સ્પિગલના તર્જુમાની અંદર યશ્તની ટેક્ષ્તવાલા 'અસ્તવાઓ ઉશ્તનવાઓ' શબ્દોને સોશ્યોશની સાથે જોડયા છે. તર્જુમો થયો છે કે, he, Soshyos, is endowed with "body and vital powers." આવા તર્જુમાં પ્રમાણે સ્પિગલે કાંઇ નહી તો "મુએલાંને શરીર સાથે અને જીવ સાથે" પાછા ઉભા કરવાની વાત નિર્મુળ કરી નાંખી છે. અભ્યાસીઓએ સ્પિગલના આ તર્જુમા ઉપર સંભાળથી ધ્યાન પુગાડવાનું છે.

વળી સ્પિગલ નોટમાં જણાવે છે કે Astavat-ereta signifies literally "uplifted among the corporeal." આપણે જણાવી ગયા તેમ સોશ્યોશનું કામ એવું હતું કે તે વખતના "દરૂજની ખસલતનાં બુરા માણસની સામે થવાને માટે, અશો માણસની વિરૂધ્ધમાં ઉત્પન્ન થએલી ખરાબીની સામે થવાને માટે," તે "તમામ અહ્મ યાને જીંદગીને 'સાવયાત' કરશે યાને ફાયદો કરશે.- તેમજ હાડમંદ (અહ્મ) જે ફના થવા લાયક છે તેને તે 'પઇતિશ્તાત' કરશે યાને પાછી સજીવન કરશે." આ બધુ થવા પછી આ દુનિયા પરના દુજથી નીરાળા

થયલા માણસોનું પછીથી શું થશે તે બાબે ફ્રવર્દીન યશ્ત ચુપ છે. છતાં આપણે કદાચ કહી શકયે કે યશ્તના લખનારના મનમાં એવું હોય કે આ સંપુર્ણ થયલા માણસો એક નવી પ્રજા તરીકે આ દુનિયા ઉપરજ હસ્તી ભોગવશે. પણ એમ હોય તો આ નવી પ્રજાને માટે કોઇક રીતનું તન યાને શરીર હોવું જોઇએ. તે બાબે પણ કમનસીબે ફ્રવર્દીન યશ્ત ચુપ છે.

આપણા ધાર્મિક લખાણોમાં ફ્રશોગર્દ અને રિસ્તાખેજની વાત જાબજા આવે છે.

**રિસ્તાખેજ અને ફ્રશોગર્દ, 'ફ્રષેમ કેરેનાઉન અહૂમ'ની વચ્ચેનો ફરક.**

'ફ્રષેમ કેરેનાઉન્ અહ્મ્' એટલે માણસાઇ 'અહ્મ' યાને જીંદગી lifeનું પાછું અને પાછું વધુ અને વધુ 'ફ્રષેમ' થવું, fresh થવું યાને તાજું થવું. માણસનું ફ્રશોગર્દ જીવતાંજીવત આ ગેતીની દુનિયા ઉપરથીજ થાય છે, અને તેના ગુજર કરવા પછી મીનોઇમાં તે ફ્રશોગર્દ ચાલુ રહે છે. પવિત્ર ગાથાના હા ૨૮, ફકરા ૧૧ માં 'અંઘ્હુ' કેમ શરૂ થઇ તેનો ઇશારો આવ્યો છે. ત્યાં જરથોસ્ત અહુરમજ્દને કહે છે કે આ "'અંઘ્હુ' કેમ પેદા થઈ તે બાબે તારાં મહોડે તું મને શીખવ." વળી ગાથા હા ૩૦, ફકરા ૪ માં અંઘ્હુનાં સેવટની વાત પણ આવી છે. ત્યાં કહ્યું છે કે "જયાં સુધી 'અંઘ્હુ' આખર થશે ત્યાં સુધી" આ પ્રમાણે ચાલુ રહેશે. ગાથા હા ૩૧, ફકરા ૭ માં આવ્યું છે કે "મજ્દા પોતાની ખ્રતુથી પેદા કરનાર છે." ગાથા હા. ૪૩, ફકરા ૬ માં મજ્દાની ખ્રતુ, ખેરદ, અક્કલ–એ–અવ્વલની વાત પાછી આવી છે. અને ગાથા હા ૪૮, ફકરા ૪ માં 'અંઘ્હુ'ની આખરી શામાં થશે તે જણાવ્યું છે. ત્યાં કહ્યું છે કે એક અશો માણસનું "સેવટ ખુલ્લી રીતે તારી (યાને મજ્દાની) અક્કલમાં હોય છે." 'થ્વહ્મી ખ્રતાઓ અપેમેમ્ નના અંઘ્હત.' આ ફકરામાં આવેલા 'નના' શબ્દોની સમજણ કાંગાજી નોટમાં આપે છે અને જણાવે છે કે "નના=સં. નાના=તરેહવાર, જુદી જુદી રીતે, છુટું, ખોલ્લી રીતે, પહેલવી ઉપરથી દારમેસ્તેતેરએ એનો તર્જુમો 'મરદ અને ઓરત' કરે છે."

પવિત્ર ગાથામાં અહુરમજ્દનાં 'ખ્રતુ'ની વાત આવી છે, તેમજ 'અંઘ્હુ'ની શરૂઆત અને તેની આખરીની વાત કરતાં જે વિચારો આવ્યા છે, તેજ વિચારો હોરમજ્દ યશ્તનાં ફકરા ૨૫ અને ૨૬ માં ઉતારી લેવામાં આવ્યા છે. ફકરા ૨૫ માં આવ્યું છે કે "હઉર્વત અમેરેતાત્, યોઇ સ્તો મિજ્દેમ્ અષાઉનાંમ પરો અસ્તિ જસેન્તામ્, મન દાંમિ જરથુશ્ત્ર" યાને કે "હઉર્વતાત અને અમેરેતાત,

(એટલે સંપુર્ણતા અને અમર્ગિ, perfection and immortality) કે જે 'પરો અસ્તી' યાને બીજી હૈયાતીમાં જનારા અશોઓનો બદલો, મિજદ છે, તે અએ જરથોસ્ત મારાં આપેલાં છે."

આવી રીતે માણસોનું ફ્રશોગર્દ, 'ફ્રષેમ કેરેનાઉન અહ્‌મ,' આ દુન્યા ઉપર શરૂ થાય છે, અને તેની આખરી મીનોઇમાં થાય છે, કે જે વખતે માણસોને સંપુર્ણતામાં હઉર્વતાત અને અમેરેતાત મળે છે. ફરશોગર્દ એક continuous process છે, તે એક ચાલુ રહેતી અને સંપુર્ણતા તરફ પહોંચાડનારી હાલત છે.

હવે આપણે રિસ્તાખેજની બાબદ ઉપર આવ્યે અને જોઇએ કે રિસ્તાખેજ શું છે અને કયાં થાય છે. આપણે ભુલભરેલી રીતે માની લઇએ છીએ કે રિસ્તાખેજ એટલે તમામ માણસોનું પોતાના શરીરમાં પાછું ઉઠવું! પણ ફ્રવર્દીન યશ્તના ફકરા ૧૨૯માંથી સોશ્યોશના વખતમાં **બધાં માણસો** આ દુનિયા ઉપર પાછાં ઉઠશે, અને પોતપોતાના અસલ શરીરોમાં એકવાર ફરીથી કામ કરતાં થશે એવી કોઇ મતલબ ઉઠી શકતી નથી એવું દેખાડવાની આપણે તજવીજ કીધી છે. તેટલું ધ્યાનમાં રાખીને હવે રિસ્તાખેજ કયાં થાય છે, તે વાત ઉપર આવ્યે. રિસ્તાખેજ બાબેની લંબાણ વાત પાછળાં લખાણોમાં મળે છે. પણ રિસ્તાખેજ કાંઇ ફ્રશોગર્દની માફક એક continuous process શરૂઆતથી આખર સુધી ચાલુ રહેતી હાલત નથી. રિસ્તાખેજ ફકત છેલ્લા આખર હજારામાં, **સોશ્યોસનાં વખતમાંજ** થવાની છે. હવે જ્યારે રિસ્તાખેજની આવી મતલબની યાને માણસોનાં પોતપોતાના શરીરોમાં પાછાં ઉઠવાની વાત ફ્રવર્દીન યશ્તમાં આવતી નથી, ત્યારે તે જમ્યાદ યશ્તમાં કેમ ઘુસી ગઇ છે, તે સમજ પડતું નથી. શું જમ્યાદ યશ્ત ફ્રવર્દીન યશ્ત પછી ઘણા લાંબા વખત જવા પછી લખાઇ છે? વળી પાછલા પહેલવી લખાણોમાં આ વાત લંબાણથી કેમ આવી તે પણ સમજ પડતું નથી. પણ આપણે ફકત અનુમાનજ કરી શકયે છીએ. આપણે એમ કહી શકયે કે ગાથામાં જે 'અપેમેમ્ અંઘહુ' યાને 'અંઘહુ'નાં life નાં છેવટની વાત આવી છે, તે 'છેવટ'ને એક આખરી દહાડા '*the last day*' તરીકે ગણીને તે છેવટને ફ્રશોગર્દને બદલે રિસ્તાખેજ તરીકે તમામ માણસોનાં પાછાં શરીરોમાં ઉઠવાના **આખરી દહાડા** તરીકે ગણ્યાં હોય. પણ પવિત્ર ગાથામાંથી એવી કોઇ મતલબ ઉઠી શકતી નથી, એ હર હંમેશ ધ્યાનમાં રાખી મુકવાનું છે. અશો જરથુશ્ત્ર અને તેવણના પહેલા ચેલાઓના વખત પછીથી લખાયલી ફ્રવર્દીન યશ્તનાં જમાના પછી લાંબે યા ટુંકે વખતે ઇરાનમાં કાંઇક ઉઠળપાઠળ થઇ અને વખતનાં અયામમાં ગાથા કે જે આજે પણ સમજવા કઠણ છે, તે ગાથાઓનું રહસ્ય

ખાસ કરીને ફ્રશોગર્દનું રહસ્ય બીજી અન્ય પ્રજાઓ સાથનાં સમાગમથી ભુલાઇ જવા પામ્યું હોય, ફ્રશોગર્દની મતલબ જુદીજ ઉડાડવામાં આવી હોય અને કદાચ રિસ્તાખેજ બાબેના કોઇક અન્ય જુના વિચારો ઉપલા કારણોએ, આપણામાં પાછાં દાખલ થવા પામ્યા હોય, એ માનવું કઠણ નથી. આ પ્રમાણે ગાથાવાલા 'સેવટ'ની વાતને 'એક છેલ્લા દહાડા' સાથે ભેલી નાખવાનું બનવાજોગ છે. વળી રિસ્તાખેજનાં વખત બાબે જેવી રીતે જમ્યાદ યસ્તમાં તેમજ પહેલવી લખાણોમાં આવ્યું છે, તેવીજ મતલબની વાતો, યાને તમામ માણસોના એકવાર ફરીથી આ દુનિયાંમાંજ શરીરો સાથ ઉઠવાની વાતો, અસલી જુદીજુદી પ્રજાઓમાં લાંબા કાળથી ફેલાયલી હોય એ માનવું પણ કઠણ નથી.

**Bodily Resurrection of Jesus on the third day and the Final Bodily Resurrection of all men on the Last Day**

ખ્રીસ્તી લખાણોમાં પણ resurrection in body ની વાત જાણીતી છે. તે લખાણોમાં બે જાતનાં પાછા ઉઠવાની વાત આવી છે. **પહેલું** resurrection તે હજરત જીસસને શુળીએ ચહડાવવા પછી તેનાં મરણ પછી ત્રીજે દિવસે તે કબરમાંથી પોતાનાં શરીરમાં પાછો ઉઠયો અને આસમાન ઉપર ગયો, તે છે. પણ ધ્યાનમાં રાખવાનું છે કે આવી વાત જીસસના મરણ પછી **લાંબા વખત પછી** આસરે બેથી અઢી સદીઓ પછી, જ્યારે ખ્રીસ્તી theology થીયોલોજી લખાઇ, તેમાં આવી છે. **બીજું** resurrection તે **કયામતને દિવસે** on the Last Day, સર્વ માણસોનાં પાછાં ઉઠવાની વાતમાં સમાયું છે. જરથોસ્તી લખાણોમાં પણ એક માણસનું રવાન મરણ પછી ત્રીજે દિવસે **મીનોઇમાં** જાય છે એમ આવ્યું છે. પણ જીસસ તો **પોતાના અસલ શરીરમાં** in his own physical body, પાછો ઊઠયો હતો, એમ કહેવાય છે. આપણાં ધર્મમત મુજબ એક માણસનું રવાન મરણ પછી ત્રીજે દીવસે મીનોઇમાં જાય છે, તો તેવું જવું તેના અસલ શરીર સાથેજ થાય છે એમ નથી. જે માણસનું રવાન મીનોઇમાં જાય છે, તે માણસ પોતાનું સ્થુળ શરીર તો આ દુનિઆંમાંજ ફના થવા માટે છોડી જાય છે.

'પિયરસન્સ એકસ્પોઝીશન ઓફ ધી ક્રીડ' એવાં નામની ચોપડીની છેલ્લી ૧૧મી અને ૧૨મી આર્ટિકલોમાં–પાના ૫૯૨થી ૬૦૧માં The Resurrection of The Body અને The Life Everlasting ની બીના આવી છે. પિયરસનનાં પાના ૫૯૪ ઉપર જણાવ્યા પ્રમાણે ઓલ્ડ તેસ્ટેમેન્ટનાં Ezekiel નામના લખાણમાં પણ a kind of Resurrection, એક જાતનાં પાછાં ઊઠવાની

વાત આવી છે. એઝીકીયલ ૫૯૫-૫૭૧ B. C.માં યાને જીસસની ઘણું આગમજ થઈ ગયો હતો. હવે જીસસનાં પોતાના વખતમાં પણ જીસસનાં મરણ પછી પોતાના ખાકી શરીરમાં પાછાં ઊઠવાની વાત ઘણાંઓ માનતા ન હતા તે બાબે પિયરસન લખે છે કે We read of certain philosophers of the Epicureans and of the Stoics who encountered St. Paul, and when heard of the resurrection they mocked him, some saying that he seemed to be setter forth of strange gods, because he preached unto them Jesus and the Resurrection. આપણે જણાવ્યે કે હાલમાં પણ કેટલાક ખ્રીસ્તી લખનારાઓ જણાવે છે કે જીસસ મરણ પછી ત્રીજે દહાડે પોતાની કબરમાંથી **પોતાના શરીરમાંજ** પાછો ઉઠયો હતો, તેવી વાતના મુસ્તકિમ પુરાવાઓ મળતા નથી. તેમજ તેઓ કહે છે કે તે વખતે નજરે જોનારા independant witnesses, અપક્ષપાત શાક્ષિઓ પણ હતા નહિ.

### રિસ્તાખેજ બાબેની ખ્રીસ્તીઓની એક જુદીજ સમજણ.

The Socinians સોસીનિયન્સ નામનો ટોળો કહેતો હતો કે જીસસે bodily resurrection ની વાત કરી ન હતી. તેઓ કહેતા હતા કે this rising is nothing but coming to the knowledge of Christ by the preaching of the Gospel. એટલે કે **પાછાં ઉઠવાની** મતલબ ફકત એવા થાય છે કે 'ગોસ્પેલ'નાં લખાણો વાંચીને જ્ઞાનની મારફતે ક્રાઇસ્ત શું છે, Christ conceptની મતલબ શું છે, તે જાણવાની તજવીજ કરવી. સોસીનીયન્સ બાબે The Concise Oxford Dictionary જણાવે છે કે The Socinians were the "followers of the 16th Century Italian Theologians Laelius and Faustus Socinus, whose opinions resemble those of modern Unitarians."

આ પ્રમાણે અસલના તેમજ હાલના ઘણાક ખ્રિસ્તી લખનારાઓ મરણ પછી જીસસનાં શરીરની અંદરજ પાછા ઉઠવાની વાતમાં bodily resurrectionમાં માનતા નથી.

### ખ્રીસ્ટી લખનારાઓ મુજબ છેવટનું અને સામુદાયીક રિસ્તાખેજ

જીસસનાં પોતાના શરીરની અંદરજ મરણ પછી પાછા ઉઠવાની વાત ટુંકમાં જોવા પછી હવે આપણે **છેલ્લા વખતમાં** એક general resurrection

(સામુદાયીક રીસ્તાખીજ) યાને તમામ માણસોનાં સામટાં પાછા ઊઠવાની ખ્રિસ્તી વાત ઉપર આવ્યે. આપણાં પાછલાં પહેલવી લખાણોમાં રિસ્તાખેજને દહાડે તમામ માણસોનાં એક સામટાં ઊઠવાની વાત આવી છે, એ આપણે જોઇ ગયા છીએ. આ પ્રમાણે ખ્રિસ્તીઓમાં પણ આવ્યું છે. પિયરસન જણાવે છે કે તે છેલ્લા વખતમાં દુનિયાંમાં થઇ ગયલાં માણસોનાં હાડકાં વગેરે પાછાં અસલ હાલતમાં લાવવામાં આવશે. એક માણસનું શરીર જીવતી હાલતમાં જેવું હતું, તેવુંજ તેને કયામતને દહાડે પાછુ મળશે. પછી જે રવાન, soul અસલમાં તે શરીરમાં કાર્ય કરી ગયું હતું, તેજ રવાન પેલાં પાછલાં શરીરમાં આવશે. આ પ્રમાણે તમામ માણસો પોત પોતાના શરીરોમાં પાછાં ઉભાં થશે, ત્યારે તમામ માણસોનું final judgment, છેલ્લો શુમાર કરવામાં આવશે. હીબ્રુઝ ૯, ફકરા ૨માં (Hebrews IX 2) આવ્યું છે કે as it is appointed for all men once to die, so after death cometh judgment. અત્રે કયામતનાં દહાડામાં જે તમામ માણસોનો એક સામટો શુમાર થવાનો છે, તેની વાત આવી છે. પિયરસન પોતાની ચોપડીના પાના ૫૮૭માં કહે છે all the just shall be raised to resurrection of life, and all the unjust to a resurrection of damnation. યાને બધાં અશો માણસો હંમેશને માટે ભલી જીંદગીમાં રહેશે, પણ તમામ અન–અશો માણસો હંમેશને માટે damnationમાં, દોજખમાં રહેશે!

હજરત જીસસ જેવો પ્રેમ માયાથી ભરપુર એક ખોદાનો પ્યારો, ખોદાનો પયગામ્બર આવી રીતે કોઇ પણ માણસોને હંમેશ સુધી દોજખમાં રાખવાનું શિક્ષણ આપે એ આપણે એક ઘડી પણ માન્ય રાખી શકીએ નહિ અને તે પણ શા માટે? કારણકે they did not believe in Jesus Christ, the only Son of God, યાને કે જીસસ ખોદાનો એકલો એક દિકરો તેને એક saviour તરીકે, તારણ કરનાર તરીકે તેઓએ માન્ય રાખ્યો નહિ! જે જીસસે મરતી વખતે ખોદાને કહેલું કે, "Father forgive them, for they know not what they do", યાને કે "એ ખુદા! તું આ લોકોને માફ કર, કારણ કે તેઓ શું કરે છે તે તેઓ પોતે જાણતા નથી, તેવો દયા માયાથી ભરપુર માણસ ભુલેલાંઓને હંમેશ સુધી દોજખમાં રાખવાનું શિક્ષણ આપે એ માની શકાયજ નહિ.

**ખ્રિસ્તી resurrection અને જરથોસ્તી resurrection વચ્ચેની સરખામણી.**

આ બાબદમાં એકજ વાત જણાવીશું. જરથોસ્તી શિક્ષણ પ્રમાણે તમામ માણસોનું છેલ્લે સરવાળે સાર્થક થશે, તેઓ મોડે કે વેહેલે ભલાં તો થશેજ.

અને પોતાના પેદા કરનારની તરફ સુર્ખરૂ જશે. પણ ખ્રિસ્તી લખનારાઓએ હજરત જીસસ જે પોતાના મા બાપને પેટે જન્મેલો, તેને ખોદાના એકલા દિકરા તરીકે, માણસોનાં એકલા એકજ તારણહાર તરીકે જણાવીને એવો ઘોંટાળો વાળી દીધો છે કે જેથી જીસસમાં નહિ માનનારાઓ માટે હંમેશના દોજખનો કમકમાત ભર્યો ખ્યાલ બરપા થઇ ગયો છે, અને તે ઘોંટાળો ખ્રિસ્તી ધર્મને લાંછણ રૂપ થઇ ગયો છે.

## રિસ્તાખેજ અને તન-ઇ પસીન.

**રિસ્તાખેજ**ને વખતે તે વખતનાં માણસો આ દુનિઆ ઉપરનાં કોઇક સર્વોતમ, દુજનાં હુમલાથી મોકળાં થયલાં, એવી હાલતવાલાં માણસો તરીકે જ રહેશે એ આપણે જોયું છે. હવે **માણસ તરીકેજ તેઓ** રહે તો તેઓની અંદરના રવાન, soulને કામ કરવાને માટે કોઇક રવેશનું શરીર તો જોઇએજ. કારણ કે જ્યાં સુધી એક રવાન પદાર્થમાં matterમાં, શરીરમાં કામ કરતું હોય ત્યાં સુધી તે રવાન સંપુર્ણ થયલું, દુનિયાનાં બંધનથી આઝાદ free થયેલું હોતું નથી, અને ગણાતું નથી. રવાન અસલમાં તો એક pure spirit છે, પણ જ્યારે તે શરીરમાં પદાર્થ સાથે કામ કરતું હોય છે, ત્યારે તે એક purified Spirit તરીકે, યાને આલુદગીથી તમામ નીરાળું થયેલું ગણાતું નથી. જરથોસ્તી ધર્મમત પ્રમાણે જ્યારે એક માણસ મરણબાદ મીનોઇમાં વાસો કરીને ત્યા પોતાનું પ્રગતિકરણ ચાલુ રાખતાં આયદે એવે તબકકે પોંહચે છે કે જ્યાં તેના રવાનને, ગાથા તેમજ હોરમજ્દ યસ્ત મુજબ, 'હઉર્વતાત' અને 'અમેરેતાત' ખરી સંપુર્ણતા અને ખરી અમર્ગિ મળે છે, તે વખતે તે રવાન કોઇ પણ રીતની આલુદગીથી તદન મોકલું થયલું હોય છે. તે વખતેજ અને તે પણ મીનોઇ માંજ તે રવાન એક purified soul તરીકે કોઇપણ જાતના શરીર વગર, કોઇ પણ પદાર્થની જરૂરીયાત વગર, સંપૂર્ણ આઝાદ free રવાન તરીકે, એક pure spirit તરીકે ગણાય છે. તે વખતે તે રવાનને જરથોશ્તી ધર્મે કલ્પેલી સર્વોતમ હાલત મલી રહેલી હોય છે. **તેનું ફ્રષોગર્દ પુરૂં થયલું હોય છે.**

હવે જરથોસ્તી લખાણો પ્રમાણે **રિસ્તાખેજ**ને વખતે આ દુનિયા ઉપરનું એક માણસ માણસ તરીકે જ રહે છે, ત્યારે તેનું રવાન કામ કરતું રહે, તે માટે કોઇક રીતનું, પદાર્થ matterનું બનેલું, શરીર અવશ્યનું થઇ પડે. રિસ્તાખેજનાં વખતનું 'તન' કેવું થશે તે બાબે અવસ્તામાં કાંઇપણ જણાવવામાં આવ્યું નથી. દુરનાં ભવિષ્યની વાત જણાવી શકાય નહીં. આથી તેને ફકત 'તન-ઈ-પસીન,' છેલ્લું તન યાને કોઇ અતિ શુક્ષમ શરીર તરીકે જણાવીને સંતોષ પકડવા સિવાય છુટકો નથી,

**પણ 'તન-ઇ-પસીન'નાં વિચાર પરથી આ દુનિયા પરનાં અનેક જન્મોની વાત નીકળી નથી.**

તન-ઈ-પસીનનાં વિચાર પરથી કોઇક સાહેબો માનવાને તત્પર થઇ જાય કે જરથોસ્તી ધર્મમાં એકથી વધારે તન, શરીરની વાત છે, ત્યારે જરથોસ્તી ધર્મમાં પણ re-incarnation યાને આ દુનિયા ઉપર જ અનેક ફેરા ખાવાની, અનેક શરીરો ધરાવવાની વાત આવી છે. પણ ધ્યાનમાં રાખવાનું છે કે રિસ્તાખેજનાં વખતે, યાને કે છેક છેલ્લા દહાડા (!) ઉપર ફક્ત એકજ પાછળાં શરીર, એકજ 'તન-ઇ પસીન'ની વાત છે. 'તન-ઈ પસીન' શબ્દ એક વચનમાં singular number માં આવ્યો છે. મતલબ એવો છે કે આ દુનિયા પરનાં ફેરામાં એકજ હાડમંદ શરીર અને છેલ્લા વખતના માણસોને માટે પણ એકજ હાડમંદ છતાં અતિ સુક્ષ્મ શરીર, એકજ 'તન-ઇ પસીન,' છેલ્લુ શરીર.

**'તન-ઇ-પસીન'ને કેવી રીતે સમજવુ ?**

ફ્રવર્દીન યશ્તનાં ફકરા ૮૭ મુજબ ગય-મરેથ્ન, mortal life, જેને પાછલાં લખાણોમાં ગયો મરદ નામના એક મરદ તરીકે, વળી એક પાદશાહ તરીકે પણ ગણ્યો છે, તેવા ગય-મરેથ્નને પણ કોઇક સમજી શકાય નહીં એવું તન, શરીર હતું. ગય-મરેથ્નમાં થોડુંક 'મનસ' ઉતર્યું હતું તેથી તે માનસાઇ હાલતનો પહેલી માનસાઇ પ્રજાનો પ્રતિનિધી રૂપ, prototype તરીકે ગણાયો છે. ગય-મરેથ્ન પછી, પાછલાં લખાણો મુજબ મશી-મશ્યાનીવાળી સાથે સાથે જોડાયેલી sexless બીજી માણસાઇ પ્રજા હતી, તેથી તે પ્રજાને પણ તન હતું એ સહેજે જોવાઇ શકાય છે. ત્યાર પછી મશી-મશ્યાની વાલી પ્રજામાં જાતી sex, જુદી પડી, તે પ્રજામાં નર અને માદા જુદાં જોવામાં આવ્યા. એટલે તે ત્રીજી પ્રજાને પણ વધુ પ્રફુળિત થયલું તન હતું. શાહનામેહ પ્રમાણે હોશંગવાળી, "હોશ અને ફરહંગ"થી ભરેલી પ્રજા થઇ, તેમાં આપણા જેવા માણસો દેખાવા લાગ્યાં, એટલે તેઓમાં વધુ પ્રફુળિત થયલું તન હતું. આવી રીતે પહેલી શરૂઆતથીજ માણસોમાં પ્રફુળિત થતાં જતાં તનો, શરીરો હતા.

હાલનું સાયન્સ કહે છે કે આપણા શરીરનાં 'અનુ'ઓ હરઘડી બદલાતાં રહે છે એટલે શરીરમાં ફેરફાર થતો રહે છે. અને આપણે જોયું તેમ ગય-મરેથ્ન પછી થયલા હોશંગ પાદશાહનાં વખત સુધીમાં, કે જેમાં હજારો કે લાખો વર્ષો ચાલ્યાં ગયાં હશે, શરીરની ઘટણા થઇ, શરીરો વધુ અને વધુ ફેરફારને આધીન થતાં, ગયાં, આ બાબે તો આપણે અત્રે ફક્ત અનુમાન-પણ વાસ્તવીક અનુમાન-કરી

શકયે. પણ સારાં નસીબે જરથોસ્તી લખાણોમાં વખતનાં અયાંમમાં શરીરમાં થતા ફેરફારનો એક જાણવા જોગ દાખલો મળે છે. વંદીદાદની બીજી પરગદમાં ફકરા ૩૭માં આવ્યું છે કે "જમશેદનાં 'વર'ની અંદર રહેલાં માણસોમાં મગરૂરી ન હતી, આલસાઇ, જુલમ, કંગાલીયત, દગાઇ, અપ્રમાણિકપણું, નીચપણું ન હતાં, **આડા દાંત ન હતા, પાર થઈ ગયલાં તન વાલું જે કદ તે ન હતું, અંગ્રમઈન્યુની જે ખસલતો છે તેમાંથી કોઇ ખસલત જે 'મહરક' સાથે, મરકી (untimely death) સાથે નિસબત રાખનારી હોય છે, તે ત્યાં ન હતી."**

હવે જમશેદ ગય-મરેથ્ન, ગયો મર્દની પછી ઘણે લાંબે વખતે આ દુનિયા ઉપર થઇ ગયો કે તે જમશેદ **જગરેલની આગમજનો** anti-diluvian માણસ હતો, યા તો તે ice-age બરફના **જમાનાની આગમજનો** હતો, તે સવાલ સાથે આપણને અત્રે કામ નથી. પણ આટલું તો ચોખ્ખું દેખાય છે કે જમશેદનાં વખતનાં માણસોમાં આપણા હાલનાં માણસોમાં દેખાતી શારીરીક યા માનસીક ખામીઓ ન હતી. જેમ જમશેદને 'યિમ-ક્ષએત' યાને પ્રકાશિત, સોહામનો જમશેદ તરીકે જણાવ્યો છે, તેમ તેના જમાનાનાં માણસોમાં શારીરીક યા માનસિક ખામીઓ ન હતી, તે કારણે તે માણસો પણ એવાંજ સોહામનાં શરીરો ધરાવતાં હતાં એમ માનવું કઠણ નથી.

**જમશેદના સોનેરી જમાનાના જેવોજ સોશ્યોશનો જમાનો સોનેરી થશે.**

જેમ વંદીદાદ પ્રમાણે જમશેદનાં વખતમાં માણસોમાંથી શારીરીક તેમજ માનસિક ખામીઓ નીકળી ગઇ હતી, તેઓમાં "અંગ્રમઈન્યુને લગતી કોઇ બી ખરાબ ખાસ્યતા બાકી રહી ન હતી," તેજ પ્રમાણે ફ્રવર્દીન યશ્તનાં ફકરા ૧૨૯ મુજબ છેલ્લા સોશ્યોશનાં વખતમાં દ્રુજ=દરૂજ source of mischief in the human constitution નાબુદ થઇ જશે, અને તે કારણે સોશ્યોશનાં વખતમાં માણસોને તેજસ્વી શરીરો મળશે, તે માણસોને એક નવુંજ **તન-ઈ-પસીન** મળશે એવું માનવું કઠણ નથી.

**હોરમજ્દ યશ્તની નીરંગમાં પણ પહેલાં રિસ્તાખેજ અને ત્યાર પછી તન-ઇ-પસીનની વાત સાથે સાથે આવી છે.**

"અએ દાદાર અહુરમઝદ! નાશ કરનાર હારેમન (તથા) દેવોને હું આજેજ કરૂં, રિસ્તાખેજ (તથા) તન-ઇ-પસીન થવાની ઉપર હું બેગુમાન છેઉં." આ નીરંગમાં પહેલાં આહેરેમનને યાને દ્રુજ, દરૂજને આજેજ કરવા પછી છેવટે

રિસ્તાખેજ થવાની અને રિસ્તાખેજનાં વખતમાં તન-ઇ-પસીન મલવાની વાત આવી છે.

## ગેતી અને મીનોઇ હસ્તીઓ યા દુનિયાઓ.

જરથોસ્તી ધર્મ માણુસો બાબે બોલતાં બે હસ્તિઓની વાત કરે છે. એક ગેતીની યાને આ દુનિયાની અને બીજી મીનોઇ દુનિયા યા દુનિયાઓની યા હાલતોની. 'કેમ ના મજદા' બંદગીનો 'કે વેરેથ્રેમ'થી શરૂ થતો બીજો ભાગ ગાથા વાલા હા ૪૪નાં ૧૬માં ફકરામાંથી લીધો છે, તેમાં 'ચિથ્રા મોઇ દાંમ અહૂમ્બિશ રતૂમ ચીજદી' એવા શબ્દો આવે છે, જેનો તર્જુમો કાંગાજીએ કીધો છે કે "બેઉ જીંદગીને માટે (અએ મજદા!) તું મને જાહેર રીતે એક ડાહ્યો સરદાર દેખાડ." મિલ્સ તર્જુમો કરે છે કે "make manifest to me a wise lord for the creatures **in both worlds.**" આ બન્ને તર્જુમાઓની મતલબ એક સરખી લાગે છે. અને તેમાંથી ગેતી અને મીનોઇ દુનિયા અથવા માણુસોની ગેતીની તેમજ મીનોઇની હાલત, એવી મતલબ નીકળે છે. આવી રીતે ગાથા વાલા હા ૪૪નાં ફકરા ૧૬માંથી બે અહુની, 'અહૂમ્બીશ'ની વાત નીકળે છે.

**જરથોશ્તી ધર્મ પ્રમાણે આ દુનિયાપરનો ફકત એકજ ફેરો, અને પછી મરણુ પછી પેલી યાને મીનોઇ દુનિયા યા દુનિયાઓમાં યા હાલતોમાં એક રવાનનું વધુ અને વધુ પ્રગટિકરણ—એ વાતને કેમ સમજયે?**

જેઓ આ દુનિયા પરના એકજ ફેરાની વાત કરે છે અને માને છે, કે જેવું જરથોશ્તી લખાણોમાં તેમજ હાલનાં અને આગલા જરથોશ્તીઓ માનતા આવ્યા છે, તેઓને માટે પણ એક વાસ્તવિક સવાલ ઉભો થાય છે. શું આપણે એક clean slate સાથે, યાને કે આ દુનિયા ઉપર અવતર્યા તેની આગમજનો ક્યાંયનો પણ અનુભવ લીધા વગરજ આવીએ છીએ કે કોઇક રીતના અનુભવ સાથેજ અત્રે જન્મ લઇએ છીએ?

સવાલ ઘણો વાસ્તવિક તેમજ ગુંચવણ ભરેલો છે. જે સાહેબો કહે છે કે આપણે કોઇક અનુભવ સાથેજ અત્રે અવતર્યે છીએ, તેઓ એવું કહે છે કે એક રવાન અત્રે આવે છે યા ઉતરે છે તે આગમજ મીનોઇમાં અનુભવ યા અનુભવો લઇને જ આવે છે. પણ જો તે સાહેબોનાં આવા વિચાર પ્રમાણે મીનોઇમાં પણ પ્રગટિકરણ થયું છે અને થાય છે, તો પછી આપણે સવાલ કરી શકયે કે જો મીનોઇમાં આ આગમજ પ્રગટિકરણ થયું છે તો પછી એક રવાનને આ દુનિયાનો અનુભવ લેવાને માટે, **અને તે પણ એકજ ફેરામાં,** અત્રે ઉતરવાનું

કારણ શું? તેનું પરોજણ જ શું? વલી clean slate સાથે આવેલાં એક રવાનને આ દુનિયા પરનાં એકજ ફેરામાં એટલો તે કેટલોક અનુભવ મળી શકે? આવા વિચારો પ્રમાણે ઉપલા સવાલનું વાસ્તવિક નિરાકરણ થઇ શકતું નથી. આ મુશ્કેલી નિચલા વિચારોથી કદાચ દૂર થઇ શકે એમ લાગે છે.

**Heredity યાને વંશપરંપરાથી ઉતરી આવતી ખાસ્યતોને લગતે, તે કાયદાઓની સમજણથી આપણી મુશ્કેલી દૂર થઇ શકે.**

ગાલતન નામનો વિદ્વાન પોતાની ચોપડીમાં જણાવે છે કે 'એક માણસ પોતાની માનાં પેટમાંથી આ દુનિઆ ઉપર જન્મ લે છે ત્યારે તે માણસનું રવાન ફકત પોતાના માબાપનીજ યાતો થોડાક આગલ થઇ ગયેલાં પોતાના ન્યાગાનોનીજ અસર લઇને ઉતરતું નથી. પણ તે કહે છે કે જ્યારથી આ દુનિયા ઉપર જીંદગી યાને life શરૂ થઇ, ત્યારથી અને તે પછી પેદર–પે ઉતરતાં તે માણસનાં પોતાનાં આગલાં તમામ ન્યાગાનોની અસર લઇનેજ એક માણસ પોતાની માના પેટમાં જન્મ લે છે, અને નવ મહીના પછી દુનિયાની રોશની જુએ છે. આમાં prenatal influence, અને જન્મની આગમજ મલેલી યા મેલવેલી અસરો પણ સમાઇ જાય છે, આવી રીતે માણસોમાં દેખાતી anomalies of life નું યાને માણસોમાં દેખાતાં ઉલટાં સુલટાંપણા બાબે કાંઇક વાસ્તવિક સમજણ લઇ શકાય છે. ગાલતન આટલુંજ બોલીને અટકતો નથી. તે કહે છે કે જ્યારથી protoplasm માંથી આ દુન્યાપરની હસ્તિ (life) શરૂ થઇ ત્યારથીજ તે શરૂઆતની જુદી જુદી હાલતોની અસરો માણસો પોતાની અંદર લઇને આ દુનિયા ઉપર અવતરવા લાગ્યાં. અત્રે એકજ જાતની continuity of life ની વાત કરવામાં આવે છે. યાને protoplasmic life થી શરૂ થઇને માણસીક (human) life જે આજ સુધી ચાલુ છે અને હવે પછી પણ ચાલુ રહેશે તેવી એકજ જાતની lifeની વાત કરવામાં આવે છે. મને લાગે છે કે આપણી નામીચી 'જસ મે અવંઘ્હે મજ્દ'વાલી બંદગીમાંથી પણ ઉપર મુજબની સમજણ નીકળી શકે છે. ત્યાં કહ્યું છે કે "ઓ હોરમજ્દ! મારી મદદને માટે તું પોંહોચ.... 'અમહે હુતાસ્તહે'ની, 'વેરેથ્રઘ્હે અહુરધાત'ની, 'વનન્તી ઉપર-ધાત'ની, 'રામનો ખાસ્ત્ર'ની, ઉપર કામ કરનાર 'વાએ', જે બીજી પેદાયશો કરતાં સરસ પેદા કીધેલો અને જે સ્પેનામીનોની પેદાયશને લગતો છે તેની (મને મદદ પોંહોંચાડ). 'થ્વાશહે ખધાત' (કુદરતના કાયદા પ્રમાણે ચાલનાર 'થ્વાશ' આકાશ)ની, હદ વગરના જમાનાની '(જ્રવાનહે અ–કરન'ની), (તથા) લાંબા મુકરર કીધેલા જમાનાની ('જ્રવાનહે દરેઘો–ખધાત'ની)—(એ બધાઓની મદદ, ઓ હોરમજ્દ! તું મને પોંહોંચાડ)." [મર્હુમ વિદ્વાન કાવશજી કાંગાજીનો તર્જુમો.]

આ બંદગીમાં આવેલા છેલ્લા શબ્દો, 'થ્વાષહે ખધાત', 'જ્વાનહે અકરન' યથા 'જ્વાનહે દરેઘો ખધાત'માંથી ગાલ્ટને જણાવેલી મતલબનાં જેવુંજ કાંઇક આપણને મલે છે. આપણામાં 'થ્વાષ' યાને આકાશ અને 'જરવાન' (અનંત યાને હદ વગરના તેમજ હદ સાથના) વખતની વાત આવી છે, અને તેઓની મદદ માણસોને પોંહોંચાડવા માટે અહુરમજદને આજુ કરવામાં આવી છે, તે દેખાડે છે કે દુનિયાની હસ્તિના છેક શરૂઆતના વખતથી યાને જ્વાન અકરનથી તે આજની ઘડી સુધીમાં જુદી જુદી ઉભી થયલી અસરો એક માણસનું રવાન પોતાની સાથેજ લઇને આ દુન્યાં ઉપર આવે છે. આ રીતે આપણી સનમુખ એ વાત છે. કેટલાંક જરથોસ્તીઓ કોઇ અન્ય ફીલસુફીનાં સમાગમમાં આવવાને કારણે કહે છે કે ફક્ત આ દુન્યા ઉપરજ, અનેક ફેરા અને તેબી લાખો ફેરા ખાધા પછી, માણસો સંપુર્ણ થાય છે, તેઓને મોક્ષ મળે છે, નિર્વાણ મળે છે. પણ આથી ઉલતું જરથોસ્તી ધર્મનાં લખાણો ગેતી યાને આ દુનિયા, તેમજ મીનોઇ યાને હોરમ્રજદ યશ્ત મુજબ 'પરો અસ્તી', આ દુન્યાની પેલે પારની મીનોઇ દુન્યાઓની હાલતોની વાત કરે છે. વલી અજબ જેવું છે કે તમામ અવસ્તા તેમજ પેહેલવી પાજંદ લખાણોમાં પુનર્જન્મ બાબે એક પણ સ્પષ્ટ લખાણ આવતું નથી.

**Reincarnation યાને આ દુનિયા ઉપરજ અનેક ફેરાઓ પછી સંપુર્ણતા મલશે એવી 'થિયરી' માટે સાબેતી મલતી નથી. પણ heredity યા વંશપરંપરાથી ઉતરતી આવતી ખાસ્યતોવાલી થિયરીમાંથી anomalies of life બાબે કાંઇક સંગીન શહાદતો મળી શકે છે.**

'રીઇન્કારનેશન' યાને પૂનર્જન્મ એક એવી થિયરી છે કે જેને ગમે તો માનો યા ગમે તો ન માનો. તે થિયરી માટે કોઇ પણ ખાત્રીથી, યાને અનુભવથી કહી શકે નહિ, ઘણું થાય તો એટલુંજ બોલી શકાય કે કોઇક આગલા જ્ઞાની માણસો તે બાબે કહી ગયા છે. પણ આ કોઇ દલીલ નથી, અનુમાન માત્ર છે, કારણ કે દુનિયા ઉપર થયલાં બીજાં અનેક જ્ઞાની માણસો તે 'થિયરી'માં માનતા નથી, પણ તેની સામે બોલે છે. એક 'થિયરી' યા એક ફીલસુફી ચોક્કસ premises ને માની લઇને આગલ ચાલે છે, તે premises ને અનુસરતું તે 'થિયરી' યા તે ફીલસુફીનું પરિણામ આવે છે, એ જાણીતી બાબદ છે. દાખલા તરીકે, એક 'પરમાત્મા'ની અંદરથીજ બીજા નાના 'આત્માઓ' બહાર આવે છે, evolve થાય છે, એમ માનવાનું પરિણામ, વાસ્તવિક રીતે, એવુંજ આવે છે કે તે નાના આત્માઓ જ્યારે સંપૂર્ણ થાય છે, ત્યારે તેઓનું સેવટ પોતાના 'પરમાત્મા'ની અંદરજ આવે છે. યાને કે તે વખતે તે નાના આત્માઓ પેલા મોટા આત્મા,

પરમાત્મા, સાથે બધી રીતે એક થઇ જાય છે, તેમાં merge થઇ જાય છે; ભેલાઇ જાય છે. આને ધાર્મિક ઇવેલ્યુશનની pantheistic 'થિયરી' તરીકે જણાવવામાં આવે છે, કે જે 'થિયરી' અંદર પેદા કરવાની, એક creator પેદા કરનારની, વાત આવતી નથી. આથી ઉલટી રીતે જો કોઇ થિયરી અથવા ફીલસુફીની શરૂઆત એવી માન્યતાથી થાય છે કે તમામ માણસોનો એક પેદા કરનાર, creator, જેવી રીતે કે જરથોશ્તી ધર્મ પ્રમાણે અહુરમજદ એક 'દથ્વાઓ હુધુષો' creator, પેદા કરનાર છે, તો તે માન્યતાનું પરિણામ એવું આવે છે, કે તે પેદા કરનારથી પેદા થયલાં, created શરૂઆતનાં અપુર્ણ માણસો જ્યારે સંપૂર્ણતા તરફ પહોંચે છે, તે વખતે પણ તે સંપૂર્ણ થયલાં માણસો અને તેઓના પેદા કરનાર વચ્ચે એક ન ભુસારી શકાય એવો fundamental ફરક તો ચાલુ રહે છેજ. આ રીતે અનેક ફીલસુફીઓનું પરિણામ, જે premises થી તેઓ શરૂ થાય છે, તેઓને અનુસરતુંજ આવે છે. અને આ કારણે કયી ફીલસુફી ખરી અને કયી ખોટી તેનું નિરાકરણ વાસ્તવિક રીતે થતું નથી. પણ જેઓ heredity ને કાયદે, અને જે કાયદાને તેઓ પ્રત્યક્ષ રીતે સમજી સમજાવી શકે છે, તે કાયદા યા કાયદાઓ અનુસાર આ દુનિયાં પરનાં માણસોમાં દેખાતી anomalies of life ની કાંઇક વાસ્તવીક, અક્કલ અનુસાર, સમજણ મળી શકે છે. અને તે કારણે તેવી થિયરી યા ફીલસુફીને, એક fact તરીકે, ગણી શકાય છે, તેમાં માન્યતા રાખી શકાય છે.

આપણે આગળ કહી ગયા છીએ તે અત્રે પાછું યાદ કર્યે કે ફરવર્દીન યશ્તમાં ત્રણ જુદે જુદે ઠેકાણે સોશ્યોશને ત્રણ વાર યાદ કીધો છે. ફકરા ૧૧૦ ૧૧૭ અને ૧૨૮માં. અને તે ઉપરથી આપણે અનુમાન કીધું છે કે દુનિયાની શરૂઆતથી થઇ ગયલાં માણસોને ફરવર્દીન યશ્ત પ્રમાણે આગળ જણાવી ગયા તેવાં કારણોએ ત્રણ વિભાગોમાં વહેંચ્યા છે, અને દરેક વિભાગના સેવટે સોશ્યોશને યાદ કીધો છે. તેમાં એવી મતલબ રાખી છે કે આ ત્રણે વિભાગોના માણસોનો સિલસીલો છેલ્લા સોશ્યોશ સુધી પહોંચવાનો છે. એવી રીતે કરદા ૨૮ વાલા ફકરા ૧૨૯માં આવેલી સોશ્યોશને લગતી વાત ઉપરથી ઉપસ્થિત થતી અનેક બાબદોને લંબાણથી સમજાવ્યા પછી હવે આપણે કરદા ૨૯ના ફકરા ૧૩૦ થી ૧૩૮ ઉપર આવ્યે છીએ, કે જેમાં છેલ્લા સોશ્યોશની વાત યશ્તમાં ત્રણવાર કીધા પછી પણ બીજા અનેક મહાન માણસોની વાત જુદી કીધી છે; આ માણસોને યશ્તમાં તેઓની વાસ્તવિક જગાએ જણાવ્યા નથી, પણ કરદા

૨૯ માટે જાણે કે તેઓને ખાસ જુદા રાખ્યા છે. તેનું કારણ એવું દીસે છે કે આ મહાન માણસો માટે યશ્તનાં લખનારને ખાસ વાતો કહેવી છે.

કરદા ૨૯નાં ફ્કરા ૧૩૦માં 'યિમ વિવંઘ્રહન' યાને 'વીવંઘ્રહાનના જમશેદ'નાં ફ્રોહરને આરાધ્યું છે. જમશેદ એકથી વધારે થઇ ગયા હોય એવું આપણને અવસ્તાના લખાણોમાં મળે છે. પવિત્ર ગાથાના હા ૩૨, ફ. ૮માં પયગામ્બર અશો જરથુસ્ત્રે એક 'યિમ વીવંઘ્રહુષો'ને પાપી માણસોમાંના એક તરીકે જણાવ્યો છે. અને કહ્યું છે કે "તેણે મનમાં મધન થઇને (અભિમાન ભરેલા) સખુનનાં કૌવતથી આપણ માણસોનું દિલ દુખવ્યું હતું. એવા (પાપી માણસો)ની (શીક્ષાના) તારા (વાજબી) ચુકાદામાં અએ હોરમઝદ! હું (યાને જરથોશ્ત) મળતો છું."—કાંગાજીનો તર્જુમો. ગાથા ઉપરાંત વંદીદાદની બીજી પરગર્દમાં એક જમશેદની વાત મળે છે. તે વાતમાં ચોક્કસ ગુચવણ તો છે, છતાં તેમાં એક ભલા જમશેદની, 'યિમક્ષએત હવાંથ્વ'ની વાત જાણવા જેવી છે, તેમાં અત્રે ઉતર્યે છીએ.

**વંદીદાદવાલો જમશેદ જગરેલ યા બરફનાં જમાનાની આગમજનો?**

વંદીદાદવાલા જમશેદનો જમાનો તેમજ ભવિષ્યમાં થનારા સોશ્યોશનો જમાનો, આ બંન્ને જમાનામાં, અંગ્રમઇન્યુને લગતી તથા દ્રુજને લગતી ખરાબ ખાસ્યતો નાબુદ થવાની વાત યાને સોનેરી જમાનાની આમદની વાત આવી છે. તે ઉપરથી આપણે આગળ કરેલું અનુમાન વધુ જોર પકડે છે કે જમશેદનો જમાનો ice-age યાને બરફનો જમાનો અથવા antidiluvian યાને જગરેલનાં જમાનાની આગમજનો હતો અને તે વખતે યાને જમશેદનાં વખતમાં એક cycle યાને એક 'જરવાને દરેઘો ખધાત' પુરો થયો હતો. અને તે પછી ગય-મરેથ્રથી એક નવું cycle શરૂ થયું હતું. કે જે સોશ્યોસનાં વખતમાં પૂરૂં થશે. પણ આપણા પાછલાં લખાણો પ્રમાણે તથા શાહનામા પ્રમાણે તો જમશેદ ગય-મરેથ્નથી શરૂ થતાં cycle પછીજ થયો હતો, ત્યારે આ બાબદ ગુંચવાડા ભરી થઇ પડે છે. આ ગુંચવાડાને મટાડવાને માટે નીચલો ખુલાસો અગત્યનો થઇ પડે.

વંદીદાદની પરગર્દ બીજીમાં જમશેદને માટે એક અને પરગર્દ ૧૯માં અશો જરથોસ્તને માટે એક, એમ બે પ્રકરણો, લખાયાં છે. વંદીદાદમાં બીજા કોઇ માણસો માટે ખાસ પ્રકરણો લખાયાં નથી તેનું કારણ શું? શું એમ ન હોય કે જમશેદનો જમાનો જગરેલ યા બરફના જમાનાની આગમજ થઇ ગયો હતો, યાને કે જમશેદ ગય-મરેથ્નથી શરૂ થતાં cycle ની આગમજનાં cycle ને

અમલતો હતો, તે કારણે વંદીદાદના લખનારે તે જમાનાની યાદ જાળવી રાખવા માટે વંદીદાદની બીજી પરગર્દમાં એક ખાસ પ્રકરણ લખ્યું છે અને તે પછી બીજી જુદી જુદી નાની મોટી ધાર્મિક અને સુખશાંતીને લગતી બાબદો બીજી પરગર્દોમાં સમાવી છે. પરગર્દ ૧૯)માં અશો જરથોશ્તને લગતી બાબદો ખાસ આવી છે તેમાં અજબ થવાનુ નથી, કારણ કે કોઈપણ ધાર્મિક કેતાબ અશો જરથોશ્તની વાત કીધા સિવાય પુરી થયેલી ગણાય નહિ.

## અઇર્યન વએજ=ઈરાન વેજ

બીજી પરગર્દમાં જમશેદની વાતને અઇર્યન વએજ યાને ઇરાનવેજ સાથે જોડી રાખેલી છે. ઇરાનવેજને પહેલી પરગર્દના ત્રીજા ફકરામાં જણાવ્યા પ્રમાણે હોરમજદે પહેલવહેલાં પેદા કીધું હતું, જેમાં, "અંગ્રમઇન્યુએ મોટા સાંપ તથા દેવની રસમની થંડી પેદા કીધી હતી." આ થંડીને ખાસ દેવની રસમની થંડી તરીકે જણાવી છે. આ થંડી જેમાં હાલમાં દુનિયાના જુદા જુદા ભાગોમાં જોવામા આવે છે તેવી યાને જેમાં માણસો વસી શકે તેવી ન હતી, પણ અતિશય સખ્ત હતી. જેને લીધે પરગર્દ બીજીમાં જણાવ્યા પ્રમાણે જમશેદને પોતાની વસ્તી સાથે ઇરાનવેજ છોડીને નીચે દક્ષિણ તરફ ઉતરવું પડયું હતું. પરગર્દ પહેલીનાં ચોથા ફકરામાં ઇરાનવેજની વાત કરતાં જણાવ્યું છે કે "તે તરફ દશ મહિના થંડીનાં અને બે ઉનાળાનાં છે; (પણ અહિંયા તો) સાત મહિના ઉનાળાના અને પાંચ થંડીનાં જાહેર છે." આપણે જણાવી શકયે કે આ ફકરામાં "સાત મહિના ઉનાળાના અને પાંચ મહિનાની થંડી"ની વાત એક gloss તરીકે ઉમેરાયલી છે. યાને કે આ gloss નો લખનાર પોતાના વખતની વાત કરે છે અને તેથી કહે છે કે "સાત મહિના ઉનાળાના અને પાંચ મહિના થંડીનાં" હાલમાં તો જાહેર છે.

સ્પિગલે આ gloss નો તર્જુમો આપ્યો નથી. તે દેખાડે છે કે તેણે આ ફકરાને gloss તરીકેજ ગણ્યો છે. વંદીદાદની પહેલી પરગર્દનાં આ ૪થા ફકરામાં વધુ જણાવ્યું છે કે "દશ મહિનાં થંડીનાં, પાણીઓને થંડા, જમીનને થંડા, ઝાડપાનોને થંડા છે; અહિ થંડીનું મધ્ય (midst) અહિ ટાઢનું દિલ (heart) છે." યાને ઇરાનવેજમાં હવે અતિશય સખ્ત થંડી પસરી રહી છે, એટલી તો સખ્ત કે લખનાર જણાવે છે તેમ પાણીઓને, જમીનને અને ઝાડપાનોને માટે તે અતિ ઘણી સખ્ત છે. પરગર્દનો લખનાર પાણીઓ, જમીન અને ઝાડપાનોની સાથે જાનવરો અને માણસોની વાત કરતો નથી. તે દેખાડે છે કે તે

સખ્ત ઠંડીના વખતમાં તે ice-age માં જાનવરો અને માણસો જીવી શકતાં ન હતાં, અને તેથી જમશેદને નીચે દક્ષિણ તરફ ઉતરવું પડયું હતું. વંદીદાદના લખનાર મુજબ અહુરમજદે આ દુનિયા ઉપર પહેલું પેદા કીધેલું ઇરાનવેજ અસલમાં તો "ખુશાળી અને રામસ્નીનાં દેખાવવાલું હતું." પણ પાછળથી યાને બરફના જમાનાના આવવાથી જાનવરો અને માણસોની વસ્તીને માટે તે ના-લાયક થઇ પડયું હતું, અને તેથી જમશેદને દક્ષિણ તરફ ઉતરવું પડયું હતું.

પહેલાં પેદા કીધેલાં ઇરાનવેજને લગતી પરગર્દ પહેલીમાં આવેલી વાતને આ પ્રમાણે સમજીને હવે, પરગર્દ બીજીમાં જઇએ. તેનાં ફકરાં ૩૧માં જમશેદને પહેલાં ઇરાનવેજમાંજ વસ્તો ચિતાર્યો છે. પછીથી બરફનો જમાનો આવી પહોંચવાની આગાહી કરતાં "**ઇરાનવેજમાં** વખણાએલો હોરમજદ...**ઇરાનવેજમાં** વખણાએલા જમશેદને સામે મળ્યો." હોરમજદે જમશેદને એક ગોફો 'વર' બનાવવા કહ્યું, અને તેમાં "પશુઓના તથા ઢોરોનાં તથા માણસોનાં તથા પક્ષીઓના તથા રાતા અને બળતા આતશોનાં તોખમ લઇ જવા કહ્યું." જમશેદે તેમ કીધું. અને તે 'વર' ગોફાની અંદર માણસો વગેરેને સાચવી રાખ્યાં. ફકરઃ ૪૦ પ્રમાણે આ 'વર'માં "તારા, ચંદ્ર અને સૂર્ય એક વખત ઉગતા અને અસ્ત પામતા દેખાય છે." ફકરા ૪૧ પ્રમાણે "તેઓ એક વરસને એક દહાડો વિચારે છે." વળી આ 'વર'માં કાંઇ નવુંજ બને છે! "શિયાળાઓમાંના ચાલીસ (શિયાળામાં) (યાને દર ચાલીસ વર્ષે) બે મનુષ્યથી (યાને) એક સ્ત્રી અને નરનાં સંયોગ થવાથી કરીને બે મનુષ્ય ફુલંદીથી જન્મ પામે છે; એ પ્રમાણે આએ જાતો જે ગોસ્પંદની (છે તેમાં પણ એમજ છે".) ફકરા ૪૨ પ્રમાણે "આએ 'વર' જે જમશેદે બનાવ્યો તેમાં અએ સૌથી પવિત્ર જરથોસ્ત! 'વીશ્કરિપ્ત' એ માજદયસ્ની દીન ફેલાવી." ફકરા ૪૩માં જરથોસ્ત હોરમજદને પૂછે છે કે "તેઓનો ધર્મગુરુ તથા પાદશાહ કોણ છે?" "ત્યારે હોરમજદે કહ્યું કે, અએ જરથોસ્ત! ઉર્વતત્ નર અને તું કે જે જરથોસ્ત."

વંદીદાદની પહેલી બે પરગર્દોમાં આવેલી ઉપલી વિગતો પરથી જણાય છે કે જમશેદ ગય-મરેથનથી શરૂ થયલાં હાલનાં cycle ની આગમજ, યાને હાલનાં 'જરવાને દરેઘો ખધાત'ની આગમજ થઇ ગયલાં cycle ને લગતો હતો. જમશેદ બરફના જમાનાની ice-age અથવા anti-diluvian જમાનાની આગમજ થઇ ગયો હતો.

વંદીદાદવાલા જમશેદની વાત ટુંકમાં પુરી કરીને હવે આપણે પાછા ફરવર્દીન યશ્ત કરદે ૨૯, ફકરા ૧૩૦માં આવેલા જમશેદ, યિમ વીવંઘહનની વાત ઉપર

આવ્યે; પણ આપણે શરૂઆતમાંજ જણાવી દીએ કે વંદીદાદવાલા જમશેદ અને ફ્રવર્દીન યશ્તવાલા જમશેદની વાતને બધી રીતે સાથે મેળવી શકાતી નથી. યશ્તવાલો જમશેદ ગયમરેથનથી શરૂ થતાં આપણાં ચાલુ cycle માં થઇ ગયો હતો, જ્યારે વંદીદાદવાલો જમશેદ તેની આગમજનાં cycle માં થઇ ગયો હતો. આ બન્ને બાબદ ગુંચવાયશી તો છેજ. પણ જાણે આ ગુંચવણ હજી ઓછી હોય તેમ આપણને એક ત્રીજો જમશેદ મળે છે. પવિત્ર ગાથાના હા ૩૨નાં ફકરા ૮માં એક 'યિમ વીવંઘ્હુષ'ની વાત આવે છે. તેમાં તેને પાપી માણસોમાંના એક પાપી માણસ તરીકે પયગમબર સાહેબ ઓલખાવે છે. ત્યાં કહ્યું છે કે "આએ પાપી માણસોમાંનો (એક) વીંઘામનો (છોકરો) યિમ, જમશેદ જણાયલો છે, જેણે મનમાં મઘન થઇને (અભીમાની ભરેલા) સખુનનાં કૌવતથી આપણુ માણસોનું દીલ દુખવ્યું હતું. એવા (પાપી માણસો)ની (શિક્ષાના) તારા (વાજબી) ચુકાદામાં, અએ હોરમજદ! હું મલતો છું."

આવી રીતે આ ત્રણ જમશેદની વાતમાં બહુ ગુંચવાડો રહેલો છે. આગલાં સાલોમાં આ બાબદમાં પુશ્કળ વાદવિવાદ ચાલ્યો હતો તેમાં જો કે મેં પણ ભાગ લીધો હતો, પણ અત્યાર સુધીમાં આ ગુંચવણ ભરેલી બાબદમાં મને મનપતીજ ખુલાસો તો મલ્યોજ નથી.

હવે આ ગુંચવાડાને કોઇ બીજા સારા વખત માટે બાજુએ રાખીને આપણે પાછા ફ્રવર્દીન યશ્તનાં કરદા ૨૯ ઉપર આવ્યે, કે જેમાં શરૂઆતમાં, ફકરા ૧૩૦માં, યિમ વીવંઘ્હનની વાત આવી છે. અત્રે આપણે પાછું યાદ કર્યે કે આ કરદામાં ચોક્કસ મહાભારત માણસોની વાત ખાસ જુદી રાખી છે, કારણકે તેઓએ પોત પોતાના વખતમાં ચોક્કસ મોટી ખરાબીઓની સામે લડત ચલાવી હતી. આ કારણે જમશેદને માટે બોલતાં જણાવ્યું છે કે "દેવથી ઉત્પન્ન થએલી કંગાલિયતની, ખેતીનો નાશ કરનારી પાણીની ટીપણીની (તથા) મોતકારક નાશની સામે થવાને માટે (પઇતિશ્તાતેએ), વીંઘામના (છોકરા) બહાદુર (તથા) પુષ્કળ ચાકરનફરવાલા અશો જમશેદનાં ફરોહરને હમો યાદ કરીયે છિયે." ફ્રવર્દીન યશ્તમાં એક સંપૂર્ણ અશો જમશેદની વાત કીધી છે એ ધ્યાનમાં રાખી મુકવાનું છે.

જમશેદની પછી ફકરા ૧૩૧માં આથ્બ્યાનના છોકરા અશો ફરેદુનના ફરોહરને "ખુજલી, તાપ, નાતવાની, તાહડયો તાવ તથા શહેવત બાજીની સામે થવાને માટે (પઇતિશ્તાતેએ)" આરાધવામાં આવ્યું છે. આ ફકરામાં ફરેદુન પછી અઓશ્નર, અશો 'જુ' (ઉજવ), અશો અગ્રેરસ, અને પછી અશો મીનોચેહરના

ફ્રોહરોને યાદ કરવામાં આવ્યાં છે. જો કે તેઓને પણ મહાભારત કામો કરનાર તરીકે ગણ્યા છે, પણ તે બાબે કાંઇ પણ વિગતો જણાવી નથી.

ફકરા ૧૩૨માં અશો કયકોબાદ, અશો કય અઇપિવંઘહ, વગેરેના અને છેલ્લે અશો કય ખુશરોના ફ્રોહરોને આરાધવામાં આવ્યાં છે. આ બધાઓને આરાધવા માટેનું કારણ ફકરા ૧૩૩માં જણાવ્યું છે તેમ, "સારી બનાવેલી હિંમત, ફત્તેહ, ફત્તેહમંદ સરસાઇ, નેક તાલીમ આપનારી શિખામણ,...દુશ્મનોને એકદમ તોડી પાડવાનું કૌવત મેળવવાને માટે" છે. તેમજ ફકરા ૧૩૪માં જણાવ્યું છે તેમ મજબુત કૌવત મેળવવાને માટે...'આસ્નયાઓ' એટલે જાતી અકકલવવાળુ 'આસ્નીદે ખેરદ'વાલું પહેલવાનના જેવું ફરઝંદ મેળવવા માટે, સારી દાનેશવાળા શખ્સનું બહેશ્ત મેળવવાને માટે," અને ફકરા ૧૩૫ માં જણાવ્યું છે તે પ્રમાણે "પ્રકાશિત પાદશાહી મેળવવા માટે જાદુગરો, પરીઓ, જુલ્મગારો, કીકો, તથા કરપોની સામે થવાને માટે (પઇતિશ્તાતેએ) તથા જુલ્મગારથી ઉત્પન્ન થએલી ખરાબીની સામે થવાને માટે (પઇતિશ્તાતેએ). ઉપલાં કારણોએ ફકરા ૧૩૨ માં જણાવેલા બધાં મહાન પુરૂષોના ફ્રોહરોને આરાધવામાં આવ્યા છે.

ત્યાર પછીના ફકરા ૧૩૬ માં જોરાવર બાજુના, પુષ્કળ પલતનવાળા ઘાતકી વાવટો લઇ જનારા લશ્કરની સામે થવાને માટે...લુટારૂઓથી ઉત્પન્ન થએલી ખરાબીની સામે થવાને માટે (પઇતિશ્તાતેએ) સામના અશો કેરશાસ્પના ફ્રોહરને આરાધવામાં આવ્યું છે. પછીના ફકરા ૧૩૭ અને ૧૩૮ માં બીજા મહાભારત માણસોના ફ્રોહરોને જુદી જુદી ખરાબીઓની સામે થવાને માટે ("પઇતિશ્તા-તેએ") આરાધવામાં આવ્યાં છે. આવી રીતે કરદો ૨૯ મો ફકરા ૧૩૮ થી પુરો થાય છે.

## એક નોંધવા લાયક બાબદ

કરદા ૨૯ નાં ફકરા ૧૩૫ માં આવેલા ખરાબીને તોડવા માટેના ચોક્કસ શબ્દો હોરમજદ યશ્ત ના ફકરા ૧૦ માં, ફકરા ૧૩૬ માં આવેલા ચોક્કસ શબ્દો હોરમજદ યશ્તના ફકરા ૧૧ માં, તેમજ ફકરા ૧૩૭ અને ૧૩૮ માં આવેલા ચોક્કસ શબ્દો હોરમજદ યશ્તની સેવટમાં "અએતત દીમ પીસ્પનાંમ મઝ્દાતેમં દજદયાઇ"વાળા વાકયમાં તેમજ ઇજશ્નેના હા ૨૭ માં એમનાં એમ ઉતારી લેવામાં આવ્યા છે. આવી રીતે ફ્રવદીંન યશ્તમાં આવેલી બાબદોની મહત્વતા સમજીને તેઓને હોરમજદ યસ્તમાં તેમજ ઇજશ્નેના હા. ૨૭ માં જાલવી રાખવામાં આવી છે. આપણે અનુમાન કરી શકયે કે ફ્રવદીંન યશ્ત ઘણા આગલા જમાનામાં લખવામાં આવી હતી.

## એક બીજી નોંધવા લાયક બાબદ.

આપણે જોઇ ગયા છીએ કે ફ્રવર્દીન યશ્તમાં જણાવેલાં માણુસોનાં ત્રણે જુમ્બાની સેવટે. યાને ફકરા ૧૧૦, ૧૧૭ અને ૧૨૮ માં 'અસ્તવત-એરેત' યાને સોશ્યોસનું નામ ત્રણ વખત લેવામાં આવ્યું છે. પણ કરદા ૨૯ માં આવેલા યિમ વીવંઘહન વગેરેના નામોની છેવટે સોશ્યોસનું નામ લેવામાં આવ્યું નથી. તેની મતલબ એવી છે કે આ નામોને પણ હાલનાં ગયોમર્દથી શરૂ થતાં Cycle માં થઇ ગયલાં માણસો તરીકેજ યશ્તનાં લખનારે લીધાં છે. છતાં તેઓને એક ઠેકાણે યાને કરદા ૨૯ માં છુટાં દેખાડયાં છે, તેનું ખાસ કારણ તેઓનાં મહત્વનાં કાર્યોને એકજ ઠેકાણે અને સામટાં દેખાડવાનું છે.

### તાવીજો અને નીરંગો લખવાની અને જાળવી રાખવાની અસલી અને જુની નિતી. તે નીરંગોમાં સમાયલા સુચના અને સ્વસુચનાના કાયદાઓ.

ચોક્કસ દુ:ખ દરદોને દફે કરવાને માટે જે અસલના વખતમાં તાવીજો અને નીરંગો લખવાની અને તેઓને જાળવી રાખવાની રસમ આપણ જરથોશ્તીઓમાં જાયજ છે, તેમાંની ચોક્કસ નીરંગોનું મુળ આપણને ફ્રવર્દીન યશ્તમાંથી, ખાસ કરીને કરદા ૨૯ માંથી મળે છે, એમ મને તો લાગે છે. દાખલા તરીકે તેનાં ફકરા ૧૩૦ માંથી દેવથી ઉત્પન્ન થયલી કંગાલિયતની,...પાણીની ટીપણીની, તથા મોતકારક નાશની સામે થવાને માટે" જમશેદનાં ફરોહરને યાદ કરવામાં આવ્યું છે. તેમજ ફકરા ૧૩૧ માં જણાવેલી "ખુજલી, તાપ, નાતવાની (નજીસાત અપવિત્રાઇ), તાહડયો તાવ, શહેવતબાજી, તથા સાંપથી ઉત્પન્ન થએલી ખરાબીઓને દફે કરવાને માટે અશો ફરેદુનના ફરોહરને આરાધવાની વાત છે, **તેવી નીરંગને ફરેદુનના** નામ સાથે જોડવામા આવી છે. પછીના ફકરા ૧૩૨ માં પણ આવી બાબદો જોવામાં આવે છે.

નીરંગોમા law of suggestion and self-suggestion યાને સુચના અને સ્વસુચનાનો કાયદો કોઇક ભેદી રીતે, પણ 'અષ'ના બહોળા કાયદા અનુસાર કામ કરે છે, એમ મારૂં માનવું છે. અર્દીબેહસ્ત યશ્તમાં આવેલા સુચના અને સ્વસુચનાના કાયદાની કાંઇક સમજણ મેં The law of suggestion and self-suggestion in the light of modern spiritualism નામની ગાથા સોસાયટી નં. ૧૦ ની મારી ચોપડીમાં આપવાની કોશેષ કીધી છે, તે વાંચીને આપણી જીંદગીમાં તેનો ઉપ્યોગ કરવાની ભલામણ કરી શકાય. આ ચોપડીનો ગુજરાતી તર્જુમો મારા બાહોશ મિત્ર ભાઇ નવરોજ દીનશાહ મીનોચેહરહોમજીએ ઘણી કાબેલ્યતથી કીધો છે, અને તે બાહર પડી ચુકયો છે.

## અશો નારીઓની વાત.

આગલ જણાવી ગયા તેમ ફરદા ૨૯ માં અને તેની આગમજનાં ફરદાઓમાં આ દુનિયા ઉપર થઇ ગયલાં ફક્ત મહાભારત **માણસોનાં** નામોને તથા તેઓનાં ફરોહરોને યાદ કર્યાં છે. અશો નારીઓની વાત ત્યાં કીધી નથી. તેથી હવે ફરદાં ૩૦ માં અશો નારીઓની વાત તેઓના નામ સાથે કીધી છે. તેમાં ફકરા ૧૩૯ માં અશો હવોવીના ફરોહરને સર્વથી પહેલે યાદ કીધું છે. હવોવી તે અશો જરથુસ્ત્રના ધણીયાણી અને ફરશોસ્ત્રાન દીકરી છે, એમ કાંગાજી નોટમાં જણાવે છે. પછી ફ્રેની, થ્રિતી, અને પોઉરૂચિસ્તી જેઓને અશો જરથોસ્તની દીકરીઓ તરીકે ગણવામાં આવી છે, તેઓનાં તથા બીજી અશો નારીઓનાં, તેમજ ફકરા ૧૪૦ માં વધુ અશો નારીઓનાં ફરોહરોને આરાધ્યા છે.

## જરથોશ્તની બાયડી અને દિકરાંઓ. અશો જરથોશ્ત પરણેલા અને બચ્ચાં છોકરાંવાલા હતા કે કેમ?

દાદાર અહુરમજદે આ દુનિયા પેદા કરવામાં એક એવી નેમ રાખી હતી કે બરવખ્તે આ દુનિયા ઉપર માણસો પેદા થાય અને માણસોનો સિલસીલો સોશ્યોશના છેક છેલ્લા વખત સુધી ચાલુ રહે. દાદારનાં મનમાં એક બીજી નેમ એવી હતી કે મરજીનાં છુટાપણાના freedom of the will નાં પરિણામમાં માણસો બુરાઇનું જે તત્વ પોતાના મનમાં ઉભુ કરે, અવસ્તાઇ બોલોમાં બોલતાં તેઓ જે દ્રુજ the cause of mischief, the lie પોતામાં ઉભું કરે, તો તેવું બુરાઇનું તત્વ યાને તે દ્રુજને આસ્તે આસ્તે અશોઇ તથા જ્ઞાનના વધારા સાથે માણસો પોતામાંથી કાઢી નાખે અને તે દ્રુજ આયંદે નિર્મુળ થાય, અને તે છેલ્લા વખતનાં માણસોમાંની દરૂજી હાલત અષની હાલતમાં બદલાઇ જાય. જ્યારે પ્રત્યેક માણસમાંથી તે દ્રુજ સમુળગો નીકળી જાય, ત્યારે તે માણસનું સંપુર્ણ 'ફ્રષેમ કેરેનાઉન અહુમ', યાને ફ્રષોગર્દ થાય. આવું પરીણામ લાવવાને માટે દાદારે માણસોને પેદા કીધાં અને તેઓનો સિલસીલો ચાલુ કીધો. આવી મતલબ ફ્રવર્દીન યશ્તના ફકરા ૧૨ અને ૧૩માંથી નીકળે છે. ફરોહરોની મહત્વતા જણાવતાં દાદાર અહુરમજદ ત્યાં જરથોશ્તને જણાવે છે કે, જો અશોના ગાલેબ ફરોહરો મને મદદ ન આપતે તો, મારાં પશુ તથા માણસો જે ઉત્તમ જાતના છે (તેઓ) ઇહાં હયાતી ભોગવતે નહિ; (પણ) દરૂજનું કૌવત, દરૂજની હકુમત (તથા) દરૂજની હાકમંદ અંમલ હતે....અને તેથી ત્યાર પછી ફ્-તેહમંદ તથા પ્યારા સપેનામીનોને અંગ્રેમેન્યુશ તાબે થતે નહી."

## જરથોશ્ત એક માણુસ તરીકે.

ફ્રષેગર્દ જેમ બને તેમ જલદીથી લાવવાને માટે અશો જરથોશ્ત પવિત્ર ગાથામાં સોશ્યંતોની, યાને દુનિયાને ફાયદો કરનારાઓની આમદની આર્જુ કરે છે. આવાં ફાયદો કરનારાઓમાંના એક સર્વોત્તમ ફાયદો કરનાર તરીકે અશો જરથોશ્તએ જરવખ્તે આ દુનિયામાં પોતાના મા અને બાપની મારફતે એક માણુસ તરીકે, પણ 'નરોઈશ નર' તરીકે, સર્વોત્તમ નર તરીકે જન્મ લીધો. જરથોશ્તને ગેતીના એક ઇજદ તરીકેનો દરજ્જો અવસ્તાએ આપ્યો છે, અને તમામ માણુસોમાં એખલા જરથોશ્તનીજ 'ફ્રનુમન' ભણુવામાં આવે છે. આવા ફાયદો કરનારા સોષ્યંતો જો આ દુન્યામાં પોતાના મા બાપને પેટે જન્મ લે, પણ પરણ્યા વગર બચ્ચાં છોકરાંવાલા થવા વગર આ દુન્યાં પરથી ગુજર કરી જાય, તો તેમાં દુન્યાનું સાર્થક કેમ થાય? દુન્યામાં આલા દરજ્જાનાં નમુનેદાર ફરજંદો તેઓ મુકી ન જાય તો દુન્યા આગળ કેમ વધે? દાદારનાં મનની મતલબ તો એવી કે માણુસો આ દુન્યાં ઉપર પેદા થાય અને માણસોનો સિલસિલો રિસ્તાખેજનાં વખત સુધી ચાલુ રહે. તો પછી પેગમબર સાહેબ જેવા એક સર્વોત્તમ માણુસ (સોશ્યંત) અને તેવણુની પછી આવનારા બીજા સોશ્યંતો પોતાનો નમુનો કરવા લાયક વંશવેલો મુકી જાય, તો તેથી દુન્યાના બીજાં માણસોને કેટલો બધો ફાયદો થાય એ બાબદ સમજવી કઠણુ નથી.

ત્યારે આપણે કહી શકગે છીએ કે જેમ અવસ્તામાંથી તેમજ પાછલાં પેહલ્વી લખાણોમાંથી મલે છે કે અશો જરથોશ્તને ત્રણુ છોકરા અને ત્રણુ છોકરીઓ હતી તો તેવું નહિ માનવાને કાંઇ પણુ કારણુ નથી.

## પયગામ્બર જરથોશ્તનાં વશ્યતનામા (Will) તરીકે ગણુાયલા પાંચમાં ગાથા વહિશ્તોઇશ્તીમાં તેમણે પોતાની દીકરીઓમાંની એક-પોઉરૂચિશ્તીને તેણીના લગ્નમાં દીધેલો બોધ

જો પવિત્ર ગાથા હા ૫૩નાં ત્રીજા ફકરા પ્રમાણે અશો જરથોશ્તને પોઉરૂચિશ્તી નામની એક દિકરી હતી, તો પછી તેવણુને પાછળાં લખાણો પ્રમાણે બીજી બે દીકરીઓ ઉપરાંત ત્રણુ દીકરાઓ પણુ હતા, એમ માનવું ખોટું થઇ પડતું નથી. ફ્રવર્દીન યશ્ત ફકરા ૯૮ માં ત્રણુ નામો આવે છે, એસદવાસ્તર, ઉર્વતતન્તર અને હવરે-ચિથ્ર (ખોરશેદચેહર). તેઓને "જરથુશ્ત્રોઇશ" એવું ખાસ વિશેષણુ લગાડયું છે, તે વગર કારણે તો ન જ હોય. ફકરા ૧૩૯ માં હવોવી, જે જરથુશ્તની બાયડી હતી, તેણીને યાદ કીધા પછી તરતજ ફ્રેની, થ્રીતી અને પોઉરૂચિશ્તીને યાદ

કીધાં છે, તેમાંની પોઉરૂ-ચિસ્તી જરથોશ્તની દીકરી='દુગેંદ' હતી, એમ ઉપર જણાવ્યા મુજબ પવિત્ર ગાથામાં હા ૫૩ માં જણાવવામાં આવ્યું છે, તો પછી ફકરા ૧૩૯ માં જરથોશ્તની બાયડી, હવોવી પછી તરતજ જે ત્રણ નામો છે તે જરથોશ્તની દીકરીઓનાજ છે, એમ માંનવું ખાસ કરીને કઠણ તો નથી. પહેલવી લખનારાઓએ ઉપલા ત્રણ મરદો અને ત્રણ બાયડીઓને જરથોશ્તના દીકરા દિકરીઓ તરીકેજ લીધાં છે. શું આ પ્રમાણે ગણવામાં પહેલવીવાળા ભુલ્યા છે?

પણ કહેવામાં આવે છે કે ઉપલા દીકરા દિકરીઓ માટે જે નામો અવરતામાં આવ્યાં છે, તે નામોની રમ્ઝ ઉકેલી બાતેન સમજણ લઈએ, તો જણાશે કે તેઓ જરથોસ્તના દીકરા દીકરીઓ ન હતાં, પણ ફકત હાલત દર્શાવતાં નામો હતાં. એક અતિ વિદ્વાન મિત્ર જણાવી ગયા છે કે ત્રણ દીકરાઓ અને ત્રણ દીકરીઓનાં નામો, તે નામોની મતલબ પ્રમાણે, એકેકથી ચહડતા દરજ્જા માત્ર દર્શાવે છે, તેથી તેઓને જરથોશ્તનાં પોતાના દિકરા દિકરીઓ તરીકે ગણવા ન જોઇએ. પણ એમ કાં ન હોય કે જરથુસ્ત જેવા ખુદાના પ્યારા પયગમ્બરને ત્યાં દીકરા દીકરીઓ હોય તો તેઓ પણ ખાસ કરીને ઉંચા લક્ષણોવાળા દીકરા દીકરીઓ તરીકેજ હોવાં જોઇએ? વળી આપણે એમ કાં નહિ કહી શકયે કે ત્યારે તો 'જરથુશ્ત્ર' નામમાં જે ઉમદા મતલબ, જે ઉમદા અર્થ સમાયલો છે, તે ઉમદા મતલબ ધ્યાનમાં લઇએ તો અશો જરથુશ્ત્ર પોતે પણ ખરેખરા માણસ ન હોય, પણ ફકત તેવણનું નામ એક ખાસ સર્વોત્તમ હાલત દર્શાવવા માટેજ વપડાયું હોય, અને તેથી જરથોશ્ત પોતે પણ ખરેખરી હસ્તી ભોગવી ગએલા માણસ ન હોય? અશો જરથોશ્ત પછી તેવણના જાયનશીનોને 'જરથુશ્ત્રોતેમો' યાને 'જરથુશ્ત્રને ઘણાજ મલતા' એવા એલકાબ સાથે બોલાવ્યા છે. તે દેખાડે છે કે અસલમાં જરથોશ્ત એક હૈયાતી ભોગવી ગએલા માણસ તરીકેજ જણાયા હતા. આવા વિચારો પ્રમાણે જરથોશ્ત એક માણસજ હતા, તેમજ તેઓ દિકરા દિકરીઓવાલા પણ હતા.

### વલી આ ત્રણ દિકરાઓ અને દીકરીઓને જરથોશ્તના જમાનાનાજ ગણ્યાં છે.

ફ્રવર્દીન યશ્તનાં ફકરા ૧૨૮ માં જે નવ નામો આવેલાં છે, અને જે છેલ્લાં સોશ્યોસવાળા જમાનાઓમાં જાહેર થવાના છે, તેઓને માટે હું કહી ગયો છું કે તેઓને ખરેખરાં માણસો તરીકે ગણવાના નથી. પણ તે જમાનાંઓના, આખર હજારાઓનાં પ્રતિનીધી રૂપ તરીકે symbolically તેઓને ગણવાના છે. કારણ

કે જે નવ હજારાઓ આજથી અસંખ્ય વર્ષો પછી થવાના છે, તેમાં થનારા માણસોનાં નામો ફ્રવર્દીન યશ્તનો લખનાર કેમે કરીને જાણી અને બોલી શકે? પણ જરથોશ્તના દીકરા અને દીકરીઓને ફ્રવર્દીન યશ્ત તેમજ પહેલવી લખાણો જરથોશ્તનાં પોતાના જમાનામાંજ મૂકે છે, તે દેખાડે છે કે તે દીકરા અને દીકરીઓના નામોને ફક્ત એકએકથી ચહડતી હાલત દર્શાવનારા નામો તરીકે લેવાનું કાંઈપણ ખાસ કારણ નથી.

ત્યારે જરથોશ્તને અને તેના દીકરા દીકરીઓને ફક્ત એક symbology તરીકે એક myth તરીકે ગણી શકીએ નહિ. કારણ કે તેવું કાંઇ બોલીએ તો પછી જરથોશ્તને પોતાને પણ એક mythical person તરીકે કોઇક ગેર-જરથોશ્તીઓ બોલી ગયા છે, તેવુંજ આપણે પણ બોલતા ગણાઇએ. ત્યારે આપણી દલીલોનું તાત્પર્ય આ છે કે જો અશો જરથોશ્તને પોતાના માબાપને પેટે જન્મેલા એક માણસ તરીકે ગણ્યે, તેવણ એક માણસ તરીકે જીવ્યા અને એક માણસ તરીકે વખત આવવે આ દુન્યાથી ગુજર કરી ગયા, તો પછી એક માણસ તરીકેજ જીંદગીના બીજા વૈભવો તેવણ ભોગવી ગયા એમ બોલવામાં ખોટું શું છે, તેમાં અ-કુદરતી જેવું શું છે?

**જરથોશ્તી ધાર્મિક લખાણોમાં અવતારની ફીલસુફી આવતી નથી.**

અન્ય ફીલસુફીઓનાં સમાગમમાં આવ્યાથી આપણામાના કોઇક સાહેબો હાલે પણ આવું બોલે છે.

જે ફીલસુફીઓમાં અવતારની વાત છે, અને જ્યાં ખુદા કોઇક વખતે માણસનું રૂપ ધારણ કરીને માણસોને દેખાવ દે છે, એવું તે સાહેબો માને છે, તે તેઓની ફીલસુફીને અનુસરતું છે. પણ જરથોશ્તી ખુદા એક મીનોઆંન મીનો છે, તે કદી દેખાય નહિ એવો છે, તેને મઇન્યુ સ્પેનીશ્તો યાને "સર્વથી વધુ વૃદ્ધિ કરનાર મીનો" તરીકે ગાથાએ તેમજ તે પછીનાં બીજાં અવસ્તા લખાણોએ ગણ્યો છે. હોરમજદ યશ્તના શરૂઆતના પાજંદ ફકરામાં, અવસ્તાને અનુસરીને, દાદાર અહુરમજદને "રયોમંદ, ખોરેહમંદ, **મીનોઆંન મીનો** બેરેતુમ" કહ્યો છે. યાને દાદાર અહુરમજદ રયવાળો, ખોરેહવાળો, **તમામ માનોઓનો પણ મીનો** (તમામ મીનોઓને પોતાને પણ અદ્રશ્ય, નહિ જોઈ, સમજી શકાય એવો) અને બેરેતુમ સર્વથી ચહડતો ગણ્યો છે. જરથોશ્તી દાદાર અહુરમજદ, જે મીનોઆંન મીનો છે તેને માટે અન્ય ફીલસુફી પ્રમાણે કેહવું કે તે દાદાર અહુરમજદ યાને ખુદા કોઇ વેળા માણસનું રૂપ ધારણ કરીને માણસોને દેખાવ દે છે, યા માણસોને

[illegible] જન્મ લે છે, એવું જરથોશ્તીઓએ બોલવું જરથોશ્તી ધર્મની સ્પીરીટ પ્રમાણે [illegible]નું છે. અન્ય ફીલસુફીના સમાગમમાં આવવાથી અવતારની થિયરી બાબે બોલતાં [illegible] જરથોશ્તીઓ એટલે સુધી બોલે છે કે બહેરામ યશ્ત પ્રમાણે "બેહરાંમ" ("વેરેથ્રઘ્ન") જુદા જુદા દેખાવ દે છે તે બેહરાંમ ઇજદના જુદા જુદા અવતારો છે! અવતારની વાત બાબે અત્રે બોલવાનું કારણ આ કે જો જરથોશ્તી ધર્મના રહસ્ય પ્રમાણે દાદાર અહુરમજ્દ કે જે 'મીનોઆંન મીનો' છે, અંદિઠોતે પણ અંદિઠ છે, તેઓ કોઇ પણ માનસ રૂપી યા બીજી જાતનો અવતાર ધારણ કરતા નથી, તો પછી જરથોસ્ત પોતાના મા બાપને પેટે એક સર્વોત્તમ માણુસ તરીકે "નરોઇંશ નર" તરીકે જનમ્યા, અને એક માણુસ તરીકે પરણ્યા અને બચ્ચાં છોકરાંવાળા થયા, તેવણને માટે કહેવું કે તેવણ સાહેબ પોતે ખુદાના અવતાર તરીકે હતા, તો તેવું બોલવું અ-જરથોશ્તી થઇ પડે છે.

બહેરામ, 'વેરેથ્રઘ્ન' વગેરે બીજાઓ જેને આપણે ઇજદો 'યજતાઓંઘ્રહે' તરીકે બોલ્યે છીએ તેઓ હસ્તીઓ entities નથી, એવું મારૂં માનવું છે. પણ તેઓને હસ્તી તરીકે ન ગણ્યે તો પણ તેઓ 'યજતાઓંઘ્રહે' યાને આરાધવા લાયકની અહુરમજ્દની બળવાન શકિતઓ તરીકેજ છે એમ ગણવામાં કાંઇ પણ ખોટું નથી. અને તેથી તેઓને આપણે યજમઇદે કરીએ, આરાધીએ, તેમાં કશુંયે ખોટું નથી. દાદેસ્તાની દીનીની પુરસેશ ૧૮નાં ફકરા ૬-૮માં આવ્યું છે કે "જયારે સ્પીતમ જરથુસ્ત્રે તેનીથી (યાને અહુરમજ્દથી) હાથ આપવું (એટલે કે હસ્ત સ્પર્શ કરવાને) ચાહ્યું હતું, ત્યારે અહુરમજ્દે તેને જણાવ્યું હતું કે "તું એક ભલા મરદનો હાથ પકડ." આ બાબદ મરહુમ વિદ્વાન એર્વદ શેહરયારજી ભરૂચા પોતાની ક્રિસ્તીસ્તાનના ૩૭૬માં પાના ઉપર નોટમાં જણાવી ગયા છે. આ દેખાડે છે કે અહુરમજ્દ એક 'મીનોઆન મીનો' છે તેથી કોઇ પણ માણુસથી તેઓને જોઇ શકાય નહિ તેમજ તેવણ સાથે હસ્ત સ્પર્શ કરી શકાય નહિ.

કેહવાતી જરથોશ્તી ધર્મમાં મળતી અવતારની થિયરીની વાત અત્રે ખતમ કર્યે છીએ. હવે ફ્રવર્દીન યશ્ત ઉપર પાછાં આવતાં કરદા ૩૦ વાલા ફકરા ૧૩૯ની અંદર અશો નારીઓની વાત કરતાં પહેલાં નામ તરીકે અશો હવોવીને યાદ કરીને તેણીનાં ફરોહરને યજમઇદે કીધું છે. તે પછી ફ્રેની, થ્રિતી અને પોઉરૂચિસ્તીનાં ફ્રરોહરોને યાદ કીધાં છે. કાંગાજી નોટમાં જણાવે છે તેમ હવોવી અશો જરથોશ્તનાં ધણીઆણી હતાં અને ફ્રેની, થ્રિતી તથા પોઉરૂચિસ્તી જરથોશ્તની ત્રણ દિકરીઓ હતી. તેઓ બાબે આપણે અત્યારમાંજ પુરતું વિવેચન કર્યું છે.

અશો નારીઓની વાતમાં એક અગત્યની બાબદ ધ્યાનમાં રાખી મુકવાની છે અને તે એકે દુન્યાં ઉપર થઇ ગયલાં અશો માણસોની વાત કરતાં ફકરા ૮૭માં ગયમરેથ્નની ભેદી વાત ટુંકમાં કીધા પછી ફકરા ૮૮માં તરતજ અશો જરથોસ્તની વાત કીધી છે અને ત્યાર પછીજ દુન્યામાં આગલ થઇ ગયલાં અશો માણસોની નામ-બ-નામ વાત કીધી છે, તેજ પ્રમાણે ફકરા ૧૩૯થી ૧૪૨માં અશો નારીઓને અને કન્યાઓને નામ-બ-નામ યાદ કીધાં છે. તેમાં ફકરા ૧૩૯માં સર્વથી પહેલું નામ હવોવી, જેવણ જરથોશ્તનાં ધણીઆણી હતાં, તેવણનું લીધું છે. પછીથી ફ્રેની, થ્રિતી અને પોઉરૂચિસ્તી, જેઓ જરથોશ્તની દિકરીઓ હતી તેઓનાં નામો, પછી હુતોસી જે ગુસ્તાસ્પ પાદશાહની બાયડી, જેને શાહનામામાં કેતાયુનને નામે જણાવી છે, પછી હુમાય જે ગુસ્તાસ્પ પાદશાહની દિકરી હતી, પછી બીજાં ચાર નામો જે બાબે કાંઈ જણાવ્યું નથી. આવી રીતે દસ નારીઓનાં નામો ફકરા ૧૩૯માં આવ્યાં છે. ફકરા ૧૪૦માં છ પરણેલી બાયડીઓનાં નામો આપ્યાં છે. ફકરા ૧૪૧માં કન્યાંઓના નામો આવ્યાં છે. તેમાંનું છેલ્લુ નામ કન્યાઓ સ્રુતત-ફેધ્રી છે, જેને માટે પાછલાં લખાણોએ જણાવ્યું છે કે તે 'કન્યા' કેઆમતને વખતે જન્મ પામનારા હોશેદરબામી નામના પેગમ્બરની મ,તાજીનું નામ છે એમ કાંગાજી નોટમાં જણાવે છે. ફકરા ૧૪૨માં ફકત બે નામો આવ્યાં છે. "કન્યાઓ વંઘ્રહુ-ફેધ્રી" અને "કન્યાઓ એરેદત-ફેધ્રી", જેઓ અનુક્રમે કેઆમતને વખતે જન્મ પામનારા હોશેદર માહા અને સોશ્યોસ નામના પેગમબરોનાં માતાજીઓનાં નામો છે. [કાંગાજીની નોટ.]

**ભવિષ્યમાં થનારી ત્રણ કન્યાઓ, કે જેઓ ભવિષ્યના થનારા ત્રણ કેહવાતા પેગમ્બરોનાં માતા થવાના છે! તે બાબેની સમજણ.**

ઉપલી ત્રણ કન્યાઓને પેટે જન્મ લેનારા ત્રણ (કેહવાતા!) પેગમ્બરોના નામો ફકરા ૧૨૮ મા ઉક્ષ્યત્-એરેત, ઉક્ષ્યત્-નેમંઘહ અને અસ્તવત્-એરેત તરીકે અનુક્રમે આવ્યા છે. આ ત્રણ નામોની તેમજ તેઓની આગમજ આવેલાં છ નામોની ખરી સમજણ બાબે આપણે પુરંતુ કહી ગયા છીએ. કાંગાજીએ આ ત્રણ નામોનો તર્જુમો કરતાં તેઓને હોશેદર બામી, હોશેદર માહા અને સોશ્યોસ તરીકે જણાવ્યાં છે. આપણને લાગે છે કે અવસ્તા ટેક્ષ્ટવાળાં નામોજ તર્જુમાની અંદર પણ રાખ્યાં હતે તો વધુ બેહતર થતે, કારણ કે તેથી તે અવસ્તાઇ નામોની ખરી સમજણ મદદ કરતા થઇ પડતે.

જેમ ફકરા ૧૨૮માં ઉક્ષ્યત્-એરેત વગેરેનાં બાપ તેમજ માના નામો જણાવ્યાં નથી તેજ પ્રમાણે ફકરા ૧૪૧ અને ૧૪૨માં ત્રણે કન્યાઓના ધણીઓનાં નામો જણાવ્યાં નથી!

આ બાબદ પહેલીજ નજરે અજબ જેવી લાગે છે. અને આપણે આગલ કહી ગયા છીએ કે યસ્તનો લખનાર ભવિષ્યમાં હજારો અને લખો વર્ષોમાં થનારાઓનાં નામો કેમે કરીને જાણી શકે. ફકરા ૧૨૯માં 'અસ્તવત્‌–એરેત' [સોશ્યોસ] બાબે તેમજ ફકરા ૧૪૨ માં એરેદત્‌–ફેદ્રી (સોશ્યોસની માતા (!) બાબે) લગભગ એકજ મતલબનું લખાણ આવ્યું છે. ફકરા ૧૨૯માં આવ્યું છે કે "જે ('અસ્તવત્‌–એરેત') ફત્તેહમંદ 'સોશ્યોસ' નામવાલો તેમજ 'અસ્તવત્‌–એરેત' નામવાલો 'અંઘ્રહત્‌', થશે (કાંગાજી પ્રમાણે 'પેદા થશે'). સોશ્યોસ એટલા માટે કે (તે) તમામ 'અહૂમ્‌ અસ્તવન્તેમ્‌' યાને હાડમંદ 'અહૂમ' યાને જીંદગીને, lifeને 'સાવયાત્‌' કરશે, એટલે ફાયદો કરશે. (તેનું નામ) (અસ્તવત્‌–એરેત) એટલા માટે કે 'અસ્તવત્‌–અઇથ્યેજંઘ્રહેમ' યાને 'હાડમંદ જે ફના થવા લાયક' તેને તે 'પઇતિસ્તાત્‌' યાને પાછી સજીવન કરશે." કાંગાજી નોટમાં ટેક્ષ્ટમાં આવેલા 'અસ્તવાઓ[૧૮] ઉશ્તનવાઓ[૨૦] પઇતિશ્તાત્‌[૨૩]' શબ્દો બાબે જણાવે છે કે અસલ અર્થ શરીરવાલી (ખરો તર્જુમો હાડવાળી) તથા જીવવાલી[૨૦] ઉભી કરશે.[૨૩] શાને માટે? "દરૂજની ખસલતના બુરા માણસની સામે થવાને માટે (તથા) અશો માણસની વિરૂદ્ધમાં ઉત્પન્ન થએલી (વાચ્છાજી પ્રમાણે 'વાવેલી') ખરાબીની સામે થવાને માટે." 'દરૂજી ખસલતના બુરા માણસ' માટે ટેક્ષ્ટમાં બિજગ્રો–ચિથ્રયાઓ' શબ્દો આવ્યા છે. કાંગાજી નોટમાં જણાવે છે તેમ અસલે અર્થ 'બે પગવાલાની તોખમના'. આ બધાં ઉપરથી લાગે છે કે સોશ્યોસનાં હજારાનાં વખતમાં આ દુન્યા ઉપરનાં તે વખતે હૈયાતિ ભોગવનારા દરૂજી ખસલતનાં બુરાં બે પગોવાલાં માણસોની ખરાબીની સામે થવાને માટે તથા અશો માણસોની વિરૂદ્ધમાં 'વાવેલી' ખરાબીની સામે થવાને માટેજ સોશ્યોસ આવશે. તે ઉપરથી વધુ આપણને લાગે છે કે અત્રે આ દુન્યા ઉપરથી મીનોઇમાં ગુજર કરી ગયલાં માણસોની વાત નથી. તેમજ તેઓને સોશ્યોસનાં વખતમાં આ દુન્યામાં પાછાં બોલાવીને તેઓને પોતપોતાના શરીરોમાં પાછાં ઉભાં કરવાની વાત પણ અત્રે નથી. પણ જેમ આપણે ફકરા ૧૨૮ વાલાં નવ એકેકથી ચઢતી હાલત દર્શાવનારાં સુચક નામો, અને તે નામોને અનુસરતી થતી અશોઇ વગેરેમાં આગલ અને આગલ વધતી પ્રજાઓની વાત ઉભી કરવા માંગી છે, તેમાંની છેલ્લી સોશ્યોસ એટલે 'ફાયદો કરનાર'નાં વખતની પ્રજા કે જેમાં હવે તે માણસોની દરૂજી હાલત ખલાસ થવા આવી છે, અને આયંદે તે છેલ્લા વખતની દરૂજી હાલત સદંતર અશોઇમાં ફેરવાઇ જવાની છે, તેવી વાતને સોસ્યોશનાં વખતનાં આ દુન્યા ઉપરનાં દુજ યાને evil વગરનાં માણસોની યાને કોઇક રીતનાં સોનેરી જમાનામાં રહેનારા માણસોની વાત તરીકે

જણાવી છે. અને આપણે આગલ કહી ગયા છીએ તેમ તે છેલ્લા રિસ્તાખીજનાં વખતમાં તે માણસોને તેઓને લાયકનું એક 'તન-ઈ-પસીન' છેલ્લું તન મલવાનું છે.

હોરમજદ યશ્તની નીરંગમાં આવ્યું છે કે: "અએ દાદાર હોરમજદ! અહેરેમન જે 'મરોચીનીદાર' છે (યાને મરડી મોંચરીને નુકસાન કરનાર છે), તેને (તથા) દેવોને હું આજેજ કરૂં. રસ્તાખેજ (તથા) તને પસીન થવાની ઉપર હું બેગુમાન છું." અહેરેમન અને દેવોને 'નેગુનમ્' કરવાની, આજેજ કરવાની વાત છે. તેઓને **મારી નાખવાની** વાત નથી. કારણુ કે જ્યાં સુધી આપણુ માણુસો આ દુન્યાની ઉપર આપણી અંદર બુરાઇઓને ઉભી કર્યા કર્યે છીએ અને વળી તેઓને સારા વિચારોનાં પરિણામમાં આપણી અંદરથી કાઢી પણુ નાંખ્યે છીએ, ત્યાં સુધી તેઓને ઉત્પન્ન કરનાર અને તેઓને 'નેગુનમ' કરનાર પણુ આપણુ માણુસો જ છીએ. મતલબ કે અહેરેમન અને દેવો કોઇ પેદા થયલી ખરાબ હસ્તિઓ નથી. તેઓને કોણુ પેદા કરે? અહુરમજદ તો નહિ જ, કારણુ કે તેમ હોય તો અહુરમજદમાં પણુ કોઇક રીતનું બુરાઇનું તત્વ રહેલું છે એમ થાય. ત્યારે આ બન્નેને માણુસોજ પોતાની અંદર ઉભાં કરે છે, અને માણુસોજ તેઓને 'નેગુનમ' કરે છે, આજેજ કરે છે. આ બન્નેને સમુલગાં એક વખત મારી નાખવાની વાત લખાણો કરતાં નથી, કારણુ કે તેઓ જાણે છે કે જ્યાં સુધી માણુસો સંપુર્ણતાની હદ ઉપર આવી પહોંચતા નથી, ત્યાં સુધી તેઓ પોતાની અંદર દરૂજી હાલતને અજ્ઞાનતામાં પાછી અને પાછી સજીવન કરે છે.

આવી રીતે ફકરા ૧૨૯માં આવેલી 'અસ્તવત્-એરેત્' એટલે સોશ્યોસની વાતને તેમજ ફકરા ૧૨૪માં આવેલી 'એરેદત્-ફ્રેધ્રી', જેને પાછળાં પેહલવી પાજંદ લખાણોમાં ભુલથી સોશ્યોસનાં માતા (!) તરીકે ગણવામાં આવ્યાં છે તેવી વાતને **ભુલભુલામણીમાંથી** બહાર કાઢીને, ફ્રવર્દીન યશ્તનાં બાહોશ લખનારનાં મનમાં જે ખરી વાત હતી, તે વાતને પાછી ઉભી કરવાની આપણે તજવીજ કરી છે. કે જેથી હવે આપણે જોઇ શકયે છીએ કે ફ્રવર્દીન યશ્તનો લખનાર કાંઇ બેહુંદુ અને અર્થ વગરનું, ન બની શકે એવું લખતો નથી. ફ્રવર્દીન યશ્તમાં કાંઇ પણુ બેહુંદુ, અ-કુદરતી, અષનાં મહાન કાયદાની સામે જતું લખાણુ મલતું નથી. અષનો કાયદો તે અહુરમજદનો કાયદો, કે જેની સાથે અહુરમજદ પોતે 'હ-જઓષ' યાને એક જોશનો, એક વિચારનો છે, તેવા કાયદામાં કાંઇ પણુ અકુદરતી બનતું આપણે કલ્પિ શકયે નહિ. આપણુને લાગે છે કે સોશ્યોસની સહેલથી સમજી ન શકાય એવી **ગુંચવણુભરી** બાબદને, યશ્તની ચોપડી પોતાની સનમુખ રાખીને, અભ્યાસીઓએ અભ્યાસ કરવાનો છે.

હવે આપણે યશ્તના ૩૧ મા યાને છેલ્લા કરદા ઉપર આવ્યે છીએ. અત્યાર સુધીમાં આ દુનિયાં ઉપર ગયોમર્દથી સોશ્યોસ સુધીમાં થઈ ગએલાં અને થનારા અશો નર અને અશો નારીઓની અને તેઓનાં ફ્રોહરોની યાદ કરવામાં આવી છે. પણ આ અશો નર અને અશો નારીઓ કયા દેશોને લગતાં હતાં, તે બાબે થોડાક અપવાદ સિવાય ખુલ્લું જણાવવામાં આવ્યું નથી. તેથી હવે કરદા ૩૧માં થોડાક જુદા જુદા દેશોના નામ દઈને પછી **તમામ દેશોમાં** થઈ ગએલાં અશો નરો અને અશો નારીઓની **એક સામટી** યાદ કીધી છે. ફકરા ૧૪૩માં 'અઈર્યનામ દખ્યુનાંમ' એટલે આર્યન દેશોનાં, પછી તૂઈર્યનામ યાને તુરાની દેશોનાં અને તે પછી સઈરિમનાંમ દેશોનાં અશો નર અને અશો નારીઓની એક સામટી યાદ કીધી છે. ફકરા ૧૪૪માં સાઇનીનામ દખ્યુંનામ એટલે ચીનના મુલકોનાં અને પછી 'દાહીનાંમ દખ્યુનામ' યાને દાહીનાંમ-વાળા મુલકોનાં અશો નર અને અશો નારીઓની એક સામટી યાદ કીધી છે. અને તે પછી કોઇ પણ દેશોનું નામ જાણેકે જાણ અંજાણ રહી નહિ જાય તે કારણે "વીસ્પનામ દખ્યુનામ" એટલે તમામ દેશોનાં અશો નર અને નારીઓની એક સામટી યાદ કીધી છે. અને તેમ કરતાં ગયમરેથ્નથી સોશ્યોસ સુધીમાં આ દુન્યાંમાં ઉપર થઇ ગએલાં અને થનારા તમામ અશો નર અને અશો નારીઓની યાદ કરીને તેઓનાં ફ્રોહરોને યઝમઇદે કીધાં છે, આરાધ્યાં છે. આ પ્રમાણે તમામ અશો નરો અને નારીઓના ફ્રોહરોને આરાધવા પછી ફ્રવર્દીન યશ્તની બાબત જાણે કે ખતમ કરતાં ફકરા ૧૪૬માં

**અશોઓના ફ્રોહરો સંકટની વેલાએ આપણી મદદને માટે આવે એવી આજીજી લખનારે એક વાર ફરીથી દેખાડી છે.**

ફ્રોહરો કેટલાં બળવાન છે તે આપણે ફ્રવર્દીન યશ્તની શરૂઆતથી તે આખેરી સુધીમાં જોઇ ગયા છીએ. તેથી તેઓને સંકટની વેળાએ માણસો મદદને માટે બોલાવે એ જેટલું સંભવિત તેટલુંજ દરોબસ્ત છે. પણ અત્રે ફકત **અશોઓના ફ્રોહરોનેજ** બોલાવવાની વાત છે, પણ તેમાં રવાનોને બોલાવવાની વાત નથી, એ હમેશાં ધ્યાનમાં રાખી મુકવાનું છે. આ દુનિયા ઉપર ગુજરેલાં માણસોના રવાનો અત્રે પાછાં આવતાં નથી, કારણકે ફ્રવર્દીન યશ્તમાં તેઓને કંયાય પણ અત્રે આ દુન્યા ઉપર પાછાં બોલાવ્યાંજ નથી. જેઓને બોલાવીએ છીએ અને જેઓ આવે છે તે તો દાદાર અહુરમજ્દ, અમેષા વગેરેનાં તેમજ અશો માણસોમાં કામ કરી ગએલાં ફ્રોહરોજ છે. ફ્રવર્દીન યશ્ત તેના મૂલ નામ પ્રમાણે ફ્રોહરોની આરાધના માટેજ લખાએલી છે. રવાનોને આ દુનિયા ઉપર બોલાવવાની મતલબથી

લખાએલી નથી, અને આ કારણે આપણે આગળ કહી ગયા છીએ તેમ તમામ રવાનો માટે કોઈ પણ એક જુદી યશ્ત લખાઈ નથી, લખી શકાય પણ નહિ. જો કે આપણે સાથે સાથે જણાવવું જોઇએ કે આપણા ગુજરેલાં વહાલાંઓની યાદ તો ખચ્ચીત તેઓના ફ્રોહરોની યાદ સાથે હરહમેશ થાયજ છે અને થવીજ જોઇએ છે.

ફકરા ૧૪૬માં વધુ કહયું છે કે "અશોઓના ફ્રોહરો અહીં (યાને આ દુનિયામાં) જલદીથી હમારી ઉપર ખચ્ચીત મહોબત રાખે. તેઓ હમારી મદદે આવે. તે ફ્રોહરો અમો જીવતાંઓને સંકટની વેળા મજબુત મદદથી બચાવે." કોણુની મારફતે બચાવે? જવાબમાં કહ્યું છે કે "હોરમજદની મારફતે, અશો સરોશની મારફતે, વિદ્વાન (વીદુષ) માંથ્ર સ્પેન્તની મારફતે (તે ફ્રોહરો અમુને) મદદ કરનારાં થાય, જે (માંથ્ર સ્પેન્ત) દેવના તરીકાની સામે થનાર (તથા) હોરમજદનો પેગામ લાવનાર (છે), જેને જરથોસ્તે હાડમંદ દુનિયામાં દીલોજાનની નજરે જોયો."

ફ્રોહરો આપણુ માણસોને ત્યારેજ બચાવે કે જયારે અહુરમજદનો સરોશ, યાને અહુરમઝદ તરફનું inspiration બસારત, પહેલાં આપણે મેળવ્યે, ત્યાર પછી માંથ્ર સ્પેન્ત, યાને વૃધ્ધી કરનાર માંથ્રને આપણે ધીમે ધીમે વધુ અને વધુ સમજતા થઇએ. માંથ્ર સ્પેન્ત શું છે તેને માટે આખી હોરમજદ યશ્ત લખાએલી છે. હોરમજદ યશ્તની એક તુલોતવીલ તપાસ, શરૂઆતથી આખર સુધી એક પછી એક ફકરાઓ લઇને અને તેઓ વચ્ચેનો સંબંધ દેખાડીને, "A critical examination of the Hormazd Yasht with an attempt to fix the meaning of the words Manthra Spenta occuring therein." એવાં નામની ગાથા સોસાયટી પબ્લીકેશન નં૦ ૧૫ની ચોપડીમાં મેં લીધી છે.

## ફ્રોહરોનો અહુરમજદ સાથનો નિકટ સંબંધ.

જે સાહેબો ફ્રવર્દીન યશ્તની આ મારી લંબાણ તપાસ ધ્યાનથી વાંચશે તેઓને માલમ પડશે કે અનેક કારણો લીધે મેં એવું પુરવાર કરવાની કોશેષ કીધી છે કે ફ્રોહરો અહુરમજદના પોતાના અંશો છે, તેઓ અહુરમજદ સાથે પોતાની જાતમાં (in their own essence) એકજ છે. તપાસ હેઠલનાં ફકરા ૧૪૬મા આવ્યું છે કે, "ફ્રોહરો હોરમજદની મારફતે અમને મદદ કરનારાં થાય." તે દેખાડે છે કે ફ્રોહરો અહુરમજદથી જુદા નથી તેમજ તેનાં હાથ હેઠળ કામ કરનારી જુદી અને ઉતરતી હાલતની વ્યકિતઓ પણ નથી.

અંત્રે પાછું યાદ કર્યે કે ફ્રવર્દીન યશ્તની શરૂઆતમાં "હોરમજદે કહ્યું છે કે ફ્રોરહરો સૃષ્ટિની પેદાયશ વખતે **મારી મદદે** આવ્યાં હતાં. તેઓ જો મદદે ન આવ્યાં હતે તો આ દુનિયામાં પશુઓ અને માણસો 'નહીં થયલાં હતે.' વગેરે," તે દેખાડે છે કે ફ્રોરહરો અહુરમજદની સાથે એકજ છે. તેઓ જો અહુરમજદના હાથ હેઠળનાં હતે, તો પછી અહુરમજદ તેઓને **મદદને માટે** બોલાવે, અને તેઓની **મદદ વગર** અહુરમજદ કાંઇ કરી શકતે નહીં, આવું બોલવાથી અહુરમજદને એક સર્વ શકિતવાન, Omnipotent ખુદા તરીકે ગણી શકયે નહિ. ઘણી વેળા ઉતાવલથી વગર બિચારે બોલવામાં આવે છે કે જેમ આ દુનિયા ઉપરનો એક રાજા પોતાની બાહોળી સલતનતને પોતેજ એખલો જાળવી શકતો નથી, અને તે કારણે તેને પોતાના હાથ હેઠળ જુદા જુદા સરદારોને નેમવા પડે છે; પણ એવી દુન્યવી મીસાલ આપણે અહુરમજદને લાગુ પાડી શકયે નહીં. અહુરમજદ પોતે ગાથા પ્રમાણે "તમામોનો પેદા કરનાર તેમજ પોષણ કરનાર, સંભાળનાર" છે, અને તેથી અશો જરથુશ્ત્ર ગાથાવાલા હા ૩૪ માં સાતમાં ફકરામાં જણાવે છે કે "હું તારા સિવાય બીજા કોઇને જાણતો નથી, માટે હમુને તું બચાવ." જરથોશ્ત બીજા કોઈને મદદને માટે બોલાવતા નથી. પણ અહુરમજદનાં જે છ સર્વોત્તમ ગુણો છે, તે ગુણોને અંગિકાર કરીને માણસ અહુરમજદના જેવો 'થ્વાવાંસ' 'તારા જેવો' થવા માંગે છે. જરથોશ્ત ફ્રોરહરોને બોલાવે છે કારણ કે ફ્રોરહરોનો જમેલો તે દાદાર અહુરમજદ પોતે છે. તપાસ હેઠળનાં ફકરા ૧૪૭ માં આવ્યું છે કે "ફ્રોરહરો અહુરમજદની મારફતે માણસોને સંકટની વેળાએ મદદ કરે છે," તે ઉપરાંત વધુ જણાવ્યું છે કે તેઓ અશો સરોશની મારફતે અને વિદ્વાન (વીદુષ) માંથ્ર સ્પેન્તની મારફતે મદદ કરે છે.

## સરોશ તે શું? માંથ્ર સ્પેન્ત તે શું?

આપણે ઉપર કહી ગયા કે અહુરમજદ પોતેજ એટલો તો સર્વ શકિતવાન Omnipotent છે, કે તેને બીજા કોઇની મદદ જોઇતી નથી, ત્યારે તેનાં પોતાનાં અંશો યાને ફ્રોરહરો "અશો સરોશની મારફતે માણસને મદદ કરે છે," તેની મતલબ શું થાય? સરોશ તે ખુદાતાલાની તરફથી એક ખુદાના આશકને જે પ્રેરણા મલે છે, જે inspiration મલે છે, જે ખુદાની તરફનો still small voice within યાને શાંત ધિમો અવાજ માણસને તેનાં અંતઃકરણમાં મલે છે, તે સરોશ તરિકે ગણાય છે. સરોશની આવી મતલબ હાલના વખત સુધી જળવાઇ રહેલી છે. એક ઈરાની કવિ કહે છે કે "બ ગુશ અઝ સરૂશમ બસી મુજદહાસ્ત," યાને મારાં કાનમાં શરૂશ તરફથી ઘણી બસારતો મળે છે. આ ફકરે

૧૪૭માં સરોશને ફ્રોહરોની સાથે તેમજ અહુરમજદની સાથે સાથે જણાવ્યો છે તે દેખાડે છે કે "સંકટની વેળાએ" જે માણસો અહુરમજદની અને ફ્રોહરોની બંદગી કરીને તેઓની પનાહ માગે છે, તેઓને પહેલાં દાદાર તરફનું inspiration મલે છે. અત્રે આપણે સવાલ કરી શકયે છીયે કે જો સરોશને એક યજદ તરિકે એક જુદી entity હસ્તી તરિકે ગણીએ તો પછી બિજા યજદો, યજતાઓં-ધ્રહો, બિજી કહેવાતી મિનોઇ **હસ્તીઓને**, કાંઈ નહિ તો તેઓમાંના એકને પણ, **આ ફકરામાં** સાથે સાથે કાં જણાવી નથી? વિચાર કરતાં માલુમ પડે છે કે જેમ ફ્રોહરો અહુરમજદની સાથે એકજ છે તેમ સરોશ પણ માણસોને દાદાર તરફથી મળતી પ્રેરણા તરિકે દાદાર સાથે કોઇક રીતે એક સરખો છે, એમ માનવું પડે છે. હોરમજદ યશ્તના નવમાં ફકરામાં પણ અહુરમજદ પછી તરતજ અશો સરોશનાં...મદદે આવવાની વાત કીધી છે.

સરોશ બાબેનો આવો ઉત્તમ વિચાર પવિત્ર ગાથા હા ૩૩નાં પાંચમાં ફકરા-માંથી લીધો છે એમ ખુલ્લું માલમ પડે છે. "બધામાં સઉથી શ્રેષ્ટ, જે તારો સરોશ તેને મદદને માટે હું અરજ કરીને બોલાઉં છું" એમ પયગામ્બર સાહેબ જણાવે છે.

## માંથ્ર સ્પૅન્ત.

હવે બાકી રહ્યો માંથ્ર સ્પૅન્ત. માંથ્ર સ્પૅન્તને મિનો મારેસ્પંદ તરિકે પિછાણીને તેને પણ અહુરમજદથી એક કોઇ જુદી હસ્તી entity તરિકે ભૂલથી ગણવામાં આવે છે. પણ માંથ્ર સ્પૅન્ત એટલે વૃધ્ધિ કરનાર માંથ્ર. અહુરમજદનો માંથ્ર એટલે અહુરમજદની અપાર વિચાર શકિત, જે અપાર વિચાર શકિતની મારફતે, જે અહુરમજદની ખ્રતુ, ખેરદ, એટલે અક્કલે-અવ્વલની મારફતે અહુરમજદે સૃષ્ટી પેદા કીધી તે અહુરમજદનો માંથ્ર. હોરમજદ યશ્તમાં આ પ્રમાણે ખુલ્લું આવ્યું છે. આગળ જણાવેલી મારી હોરમજદ યશ્તની તુલોતવીલ તપાસવાલી ચોપડીમાંથી આ બાબદ સ્પશ્ત થાય છે.

આપણે દાદારની ખ્રતુ બાબે ઉપર બોલ્યા છીએ. તે ખ્રતુ માટે વિસ્પરદના કરદા ૧૯, ફકરા ૧ માં આવ્યું છે "કે ખ્રતૂમ વિસ્પો વિદ્દાઓંઘ્હેમ યજમઈદે યિમ અહુરેમ્ મજદામ." યાને "તમામ જાણનારી ખ્રતુ, ખેરદને હમો આરાધિએ છિએ, કે જે અહુરમજદ છે." આ પ્રમાણે અહુરમજદની ખ્રતુને **અહુરમજદ તરિકેજ** ગણી છે. વલી હોરમજદ યશ્તના પહેલા અને બીજા ફકરાઓમાં જરથોસ્ત અહુર મજદ પાસે માંથ્ર સ્પેન્તની ઓલખ માંગે છે તેના જવાબમાં ફકરા ત્રિજામાં અહુરમજદ જણાવે છે કે "હમો અમશાસ્પંદોનાં **નામ.**" અમશાસ્પંદો તો સાત છે, છતાં જવા-બમાં 'અહ્માકેમ નામ' યાને હમારૂં નામ, એમ સાત નામોને બહુવચનમાં ન જણાવતાં

તેઓને **એકજ નામ** તરિકે **singular number** એકવચનમાં જણાવ્યો છે. આ દેખાડે છે કે છ અમષાઓ તેના ગુણો તરીકે દાદારની સાથે એકજ છે.

હવે ફ્રવર્દીન યશ્ત ઉપર પાછા આવતાં આપણી તપાસ હેઠળના ફકરા ૧૪૬માં માંથ્ર સ્પૅન્તને **"દૃવના તરિકાની સામે થનાર** તથા હોરમજદનો **પેગામ લાવનાર"** તરિકે જણાવ્યો છે; તે પણ ઘણું અર્થસુચક છે. ઉપર જણાવેલી લંબાણ તપાસમાંથી અહુરમજદ, ફ્રરોહરો, સરોશ અને માંથ્ર સ્પૅન્ત, એકમેક સાથે નિકટ સંબંધ ધરાવતાં એકજ જણાય છે. આવા માંથ્ર સ્પૅન્તને "જરથુસ્ત્રે દિલોજાનની નજરે જોયો હતો," એમ ફકરા ૧૪૬માં વધુ જણાવ્યું છે.

ફકરા ૧૪૬માં જે પ્રમાણે અહુરમજદ, ફ્રરોહરો, સરોશ અને માંથ્ર સ્પૅન્તને એકમેક સાથે નિકટ સંબંધ ધરાવતાં દેખાડયા છે, તેજ પ્રમાણે ફકરા ૧૪૭માં ફ્રરોહરોની સાથે 'આપો' અને 'ઉર્વરાઓ'ને પણ જોડયાં છે. આપણે યાદ કર્યે કે હોરમજદ યશ્તના ફકરા ૯માં પણ અહુરમજદ, અશો સરોશ તેમજ 'આપો,' 'ઉર્વરાઓ' અને 'અષાઉનામ ફ્રવષયો'ને એવીજ રીતે સાથે સાથે જણાવ્યાં છે. ત્યાં આવ્યું છે કે "અએ જરથોશ્ત તું જો મને (હોરમજદને) હર વખતે યજશે, તો હું જે હોરમજદ તે, તથા ભલો અશો રોશ તેમજ આપો, ઉર્વરાઓ તથા અશોનાં ફ્રરોહરો તારી મદદને માટે આવીશું,"

ફકરા ૧૪૭માં વધુ આવ્યું છે કે "આપો, ઉર્વરાઓ અને અશોઓના ફ્રરોહરો અહિંઆ નીચે યાને આ દુનિયા ઉપરના આ ઘરોમાં મુકામ કરો અને તમો આ મુકામમાં ચહવાએલાં તથા માન પામેલાં થાઓ. અહિંઆ કે જ્યાં દેશોનાં આથ્રવાનો ભલી અશોઇનો વિચાર કરે છે" આ ફકરામાં એકલાં ફ્રરોહરોજ નહિ પણ ફ્રરોહરની સાથે 'આપો' અને 'ઉર્વરાઓ'ને પણ, જ્યાં ક્રિયા કામો થતાં હોય, ત્યાં બોલાવીને આ ત્રણેને આદરમાન આપવાની વાત આવી છે. આ ફકરાની નોટમાં કાંગાજી જણાવે છે કે એ બોલોની આગમચ 'યાઓ,' 'યાઓસ્ચ' આવેલ છે, તેનો અર્થ 'જેઓ', 'અને જેઓ'. બોલેબોલ અર્થ લઇએ તો (તમો) જેઓ પાણી તથા જેઓ એરવર તથા જેઓ ફ્રરોહરો અહિયા નીચે મુકામ કરો વગેરે થાય. પછી જણાવ્યું છે કે અએ શૂરાં (તથા) સઉથી ફાયદો કરનારાં તમારી મદદને માટે (યઆને તમારી મદદ માંગવાને માટે) (તથા તમારી) આરાધના કરવાને માટે હમારા હાથ ઉંચે ધરેલા છે. કાંગાજી આ ત્રણેની મદદ માંગવાને બદલે ફકત ફ્રરોહરોનીજ મદદ માંગવામાં આવે છે એવો તર્જુમો કરે છે, તે ખોટું દિસે છે. 'આપો' અને 'ઉર્વરાઓ'ની મતલબ જ્યારે આપણે ફકરા ૭૮ અને ૭૯ ઉપર હતા,

ત્યારે લંબાણથી સમજાવી છે, તેની અત્રે ફકટ એક યાદ આપીને આપણે આગલ ચાલશું.

ફકરા ૧૪૮માં અગત્યની બાબદો આવી છે તે હવે જોઇશું.

**'જરથોસ્તને લાંબા કાળથી સઉથી પહેલાં અને સૌથી સરસ હોરમજદના તરિકા મુજબ ચાલનારો સાંભળતા આવ્યા છીએ."**

"તમામ અશો નરોના તથા અશો નારીઓનાં ફરોહરોમાંના દરેક ફરોહરને હમો આએ જગાએ આરાધ્યે છીએ. જે (અશો નરો અને અશો નારીઓ)ના રવાનો (તથા ફરોહરો **ઈજશનેને લાયક હોવાથી** ઘણાં માનને લાયક છે......જે ફરોહરોની આરાધના કરવામા અશો અહુરમજદે આપણને વધારે ભલા ગણ્યા છે." પછી કહ્યું છે કે "તમામ (અશો નર અને નારીઓ)માં જરથોસ્તને (હમોએ) સૌથી પહેલો (તથા) સૌથીસરસ હોરમજદનાં તરિકા મુજબ ચાલનારો **સાંભળતા** આવ્યા છીએ." અશો નર અને નારીઓના ફરોહરોમાંનાં દરેક ફરોહરને અત્રે યાને આ ઘરમાં આરાધવાની વાત આવી છે, તે દેખાડે છે કે

**ફરોહરોની ક્રિયા મુખ્યત્વે દરેક ઘરમાં થવી જોઇએ.**

આપણાં ઘરોમાં ફરોહરોની છુટી તેમજ સામટી આરાધના થાય તેમાં અનેક ફાયદા છે. ઘરોમાં ક્રિયા કરવાથી ચોકખાઇ પકખાઇ પાકી-પાહરીજના નિયમો મજબુત થાય. તેમાં વસ્તાં લોકોમાં પોતાનાં ગુજરેલાં વ્હાલાં-ઓની યાદમાં થતાં સાદાં ક્રિયાકામો જોઇને તેઓની ક્રિયાકામો ઉપરની આસ્થા વધે, અને નાનપણમાંજ મગજ ઉપર પડેલો એ છાપ લાંબો વખત સુધી ટકી શકે.

**જરથોસ્તનો જમાનો ઘણો જુનો.**

ફકરા ૧૪૮માં લખનારની મતલબ એવી લાગે છે કે જરથોસ્ત ઘણાં લાંબા કાળમાં જનમ્યા હતા અને તેથી ખાસ કહ્યું છે કે તેને માટે હમો વંશપરંપરાથી **સાંભળતા** આવ્યા છીએ. ફરવર્દીન યશ્ત ઘણા જુના જમાનામાં લખાઇ હશે. જો તે જમાનો વાસ્તવિક રીતે નક્કિ કરવામાં આવે તો આપણને લાગે છે, કે આપણા પોતાના પહેલવા લખાણોમાં જરથોશતનાં જમાનાને ઘણો પાછળથી થયેલો દેખાડયો છે, તે વાત ઘણી ભૂલ ભરેલી છે એમ માલુમ પડે, અને ગ્રીક વગેરે લખાણોમાં જરથોસ્તને ત્રોયની લડાઇની પાંચ હજાર વર્ષો આગમજ થઇ ગયેલો જણાવ્યો છે, તેનું વાસ્તવિક પણું સાબેત થઇ શકે.

**આગલા જમાનાના દિન ફેલાવવા જનાર આથ્રવનો.**

ફકરા ૧૪૭માં જુદા જુદા દેશોનાં આથ્રવનો—દિન ફેલાવનારાઓની વાત

છે. તે દેખાડે છે કે અસલમાં જરથોશ્તી આશ્રવનો દિનના ફેલાવાને માટે ચોમેર ફેલાઇ ગયા હતા. ફ્રવર્દીન યશ્તનાં ફકરા ૯૭માં 'સએનહે અહુમ સ્તુતો'ની વાત કરતાં કહ્યું છે કે તે "પહેલ વહેલાં ૧૦૦ શાર્ગેદો રાખનાર તરીકે **આએ જમીન ઉપર જાહેરમાં આવ્યો હતો."** તેજ પ્રમાણે હપ્તન યશ્તનાં આઠમા કરદામાં આવ્યું છે કે "અથોરનાનોનાં પાછા આવી પોંહચવાને હમો વખાણીયે છીએ, જેઓ દેશોના પવિત્રાઇ (વધારવાની) ખાહેશ રાખતા **દૂર સુધી** જાએ છે." કાંગાજી નોટમાં જણાવે છે તેમ આપણે પણ કહીએ છિયે કે ફકરા ૧૪૭માં આપણા ધર્મમાં દીનમાં લેવાનું મુખ્ય ફર્માન છે, એમ યશ્તનાં લખનારે ખાસ જણાવ્યું છે.

તપાસ હેઠળના ફકરા ૧૪૮માં એક બીજી અગત્યની બાબદ આવી છે. નામીચી ફ્રવર્દીન યશ્તમાં અનેક વેળા અશોઓનાં ફરોહરોને આરાધવાની વાત આવી છે. આ અશોઓનાં ફરોહરો, 'અપાઉનામ ફ્રવષીનામ'ની અંદર અશો નર અને નારીઓનાં ફરોહરો સમાઇ જાય છે, તે વાત અત્રે **ખુલ્લી રીતે** જણાવી છે. અને જણાવ્યું છે કે **"અશો નર અને નારીઓનાં રવાનો તથા ફરોહરો ઈજશનેના લાયક હોવાથી** ઘણી આરાધનાને લાયક છે."

**અશોઓનાં રવાનોને આરાધવાનું મૂળ ગાથામાં મળે છે.**

વોહુક્ષથ્ર ગાથાવાળા હા ૫૧નાં બાવીસમાં ફકરામાં કહ્યું છે કે "જેઓ આગળ થઇ ગયા છે તથા હાલમાં છે, (તેઓમાંના જેઓ) અશોઇને લીધે ઇજશને **કરવામાં સઉથી સરસ છે, (તથા જેઓને) અહુરમજ્દ જાણે છે,** તેઓને તેઓનાં પોતાના નામથી ('નામેનીશ') હું યાદ કરૂં, તથા ખરા પ્યારથી **તેઓની નજદીક હું પોંહાચું."** જરથોસ્તનો આ અમુલ્ય વિચાર આપણી નામીચી યેંઘ્હે હાતાંમની ટુંકી બંદગીમાં સમાવી રાખવામાં આવ્યો છે કે "હસ્તી ભોગવનારાઓ મધેથી જે કોઇ, **આરાધના કરવામાં વધારે ભલો (છે), તેનો જાણનાર અશોઇને લીધે અહુરમજ્દ (પોતે છે)**—તેઓમાંના નર અને નારીઓને હમો આરાધ્યે છીએ." ઉપલા ગાથા વાલા ફકરામાં તેમજ યેંઘ્હે હાતાંમવાલી બંદગીમાં ફકત શબ્દોનોજ ફેરફાર છે. તે સિવાય બીજો ફરક નથી, એ નોંધવા જેવું છે.

**અશોઓનાં રવાનોને આરાધવાની વાત છે, પણ તેઓને આ દુન્યા ઉપર બોલાવવાની વાત નથી.**

અશો જરથોશ્તનાં મુળ શિક્ષણો જાળવી રાખવાને માટે અવસ્તાના લખનારાઓ કેટલા [illegible]ક્કસ છે, તે ફ્રવર્દીન યશ્તમાંથી જાબજા જોવાય છે. આ

ફકરામાં **'અશોઓનાં'** રવાનોને યજમઇદે કરવાની, આરાધવાની વાત છે. તેઓને અત્રે આ દુન્યાં ઉપર બોલાવવાની વાત નથી એ ધ્યાનમાં રાખવાનું છે. અને તેથી જોઈ શકાય છે, કે ફ્રવર્દેગાનના દિવસો ઉપર અત્રે ફ્રેરોહરો આવે છે, રવાનો આવતાં નથી.

તમામ **અશોઓનાં** નર અને નારીઓનાં રવાનો અને ફ્રેરોહરોને યજમઇદે કરવાની વાત ફકરા ૧૪૮માં કીધા પછી હવે ફકરા ૧૪૯માં એક વાર ફરીથી **અશો** નર અને નારીઓનાં બે વિભાગો, પોર્યોત્કેશ અને નબાનજદીશ્ત, કે જે બાબે આપણે શરૂઆતમ ંાણથી બોલી ગયા છીએ, તેઓને યાદ કરતાં કહ્યું છે કે આ બન્ને વિભાગોમાંનાં "જે **અશો** નરો અને નારીઓ રાસ્તીને માટે ફતેહથી લડયાં હતાં, ('યોઇ અષાઇ વઓનરે') તેઓનાં અહુ, દએન, બઓધંગ, ઉર્વાન તથા ફ્રવષીને યાને તેઓનાં જાનને, **અંતઃકરણને**, બુદ્ધિને, રવાનને આરાધીયે છીએ." પણ અત્રે મજબુતાઇથી જણાવ્યું છે કે **ફક્ત અશો** નર અને નારીઓનાંજ ફ્રેરોહરોને યજશ્નેમાં યાને આરાધના કરવાની વખતે ક્રિયા કામોમાં યજમઇદ કરવામાં આવે છે.

**રવાન તથા ફ્રેરોહરને જેમ ફકરા ૧૪૯માં તેમ અવસ્તામાં બધે ઠેકાણે હમેશાં એકમેકથી જુદાંજ જણાવ્યાં છે.**

કોઇ જુદી ફીલસુફીઓની અસર તળે આવવાથી આપણામાંના કોઇક જરથોસ્તીઓ માને છે કે આયંદે રવાન અને ફ્રેરોહર એક થઇ જાય છે, તે ખોટું દેખાય છે. ફ્રવર્દીન યશ્તની લંબાણ તપાસમાં મેં દેખાડવા માંગ્યું છે કે ફ્રેરોહરો અહુરમજદથી જુદાં નથી, તેઓ પોતાની જાતમાં અહુરમજદની જાત સાથે એકજ છે, તેમજ વળી આપણે જાણીએ છીએ તેમ માણસો જેમાં રવાનો વસે છે તેઓ અહુરમજદથી પેદા થયલાં છે. માણસોનાં રવાનોને આપણે આયંદે ફ્રેરોહરો સાથે એક થઇ જતાં માનીએ તો તેનું પરિણામ એવું થાય કે માણસો અહુરમજદની સાથે, પોતાના પેદા કરનાર Creator ની સાથે આયંદે એક થઇ જાય છે. પણ જરથોસ્તી ધર્મ તો પેદા કરનાર, 'દથુષો અહુરમજદ'ને પોતાની પેદાયશોથી પોતાની જાતમાં જુદો ગણે છે, અને આ કારણે હમેશાં રવાન અને ફ્રેરોહરને જુદાં જણાવ્યાં છે

ફકરા ૧૪૯માં 'પઓઇર્યનામ તકએષનામ, પઓઇર્યનામ સાસ્નો–ગૂષાંમ' યાને **વાચ્છાજીનાં તર્જુમાં પ્રમાણે** "આગલા (અથવા પહેલા 'પઓઇર્યનાંમ') રેવાજવાળાઓ ('તકએષનાંમ') તથા આગલી ('પઓઇર્યનાંમ') શિખામણ સાંભળનાર ('સાસ્નો–ગૂષાંમ') પવિત્ર નરો અને પવિત્ર નારીઓને

યજમઈદે કર્યાં છે." વાચ્છાજી પોતાના ફ્રવર્દીન યશ્તના તર્જુમાની અંદર 'પઓઇર્યનામ ત્કએષનાંમ્'નો તર્જુમો 'જરથુશ્તની આગમચનો મજહબ પાળનારાઓ' તરીકે કરે છે. વિદ્વાન સ્પિગલ પણ આ શબ્દોનો તર્જુમો of the former custom તરીકે કરે છે. તેજ પ્રમાણે ફકરા ૧૪૯માં આવેલા આ શબ્દોને માટે તે નોટમાં જણાવે છે કે probably, "those of the former faith or the Patriarchs," યાને કે ઘણું કરીને "આગલા ધર્મને લગતા, 'પેત્રીઆરકો'." આ પ્રમાણે આ બન્ને વિદ્વાનો 'પઓઇર્યનામ ત્કએષનામ'ની મતલબ 'જરથોસ્તની આગમજ થઇ ગયલા' તથા 'નબાનજદિસ્તનામ'ની મતલબ જરથોસ્તની પછી **'જરથોશ્તી દીન પાળનારાઓ'** એવી લે છે.

આ મતલબ ધ્યાનમાં રાખીને હવે ફકરા ૧૫૦ અને ૧૫૧ ઉપર આપણે આવીએ. ત્યાં વાકયરચના બદલાય છે. ફકરા ૧૪૯ વાળા 'પઓઇર્યનામ ત્કએષનામ' વાળા અશો નર અને અશો નારીઓનાં...ફરોહરોને આરાધવાની વાત કીધા પછી હવે ફકરા ૧૫૦માં "ઘરોનાં, મહોલ્લાઓનાં, કસ્બાઓનાં અને દેશોનાં 'પઓઇર્યાંન ત્કએષે' યાને આગલા રેવાજો, **જેઓ અગાઉ હતા** ('યોઇ અઓંઘહરે')... **જેઓ હવે પછી થશે** ('યોઇ બાબવરે')...(તથા) **જેઓ હાલ છે** ('યોઇ હેન્તી'), તેઓને હમો પૂજીએ છીએ."

**'પઓઇર્યાંન ત્કએષે'ની ખરી સમજણ.**

ફકરા ૧૫૦માં આવેલી વાત પરથી જણાય છે કે 'પઓઇર્યાન ત્કએષે' યાને રેવાજો ફક્ત કોઇ એકજ જમાનાને લગતા, દાખલા તરીકે, જરથોસ્તનાં જમાનાની આગમજને લગતા જમાનાનાજ ફકત ન હતા, પણ આવા 'ત્કએષે' આવા રેવાજો તો દુન્યાં ઉપર હાલમાં પણ છે ('યોઇ હેન્તિ') અને હવે પછી પણ થશે (યોઇ બાબવરે). ત્યારે 'પઓઇર્યાન ત્કએષે' ગુણકારા રેવાજો, તો જેમ ભુતકાળમાં હતાં અને હાલમાં છે, તેમ તેઓ ભવિષ્યકાળમાં પણ થવાના છે. ત્યારે 'પઓઇર્યાન ત્કએષે'ની મતલબ ફકત **'આગલા રેવાજો'** તરીકે નહીં, પણ કોઇ એક ચોક્કસ ઉંચી હાલત ધરાવતા રેવાજો, જે રેવાજો બીજા ધર્મોમાં પણ હોય અને તેઓ જરથોશ્તી ધર્મનાં કાનુનોને મલતા આવતા હોય, તેવા દુનિયાને ફાયદો કરનારા–ખરા મજદયસ્ની, એક ખુદાની માન્યતા કબુલ રાખનારા રેવાજો એવી રીતે લેવાનું વધુ સુગમ પડતું છે.

**જરથોશ્ત પોતે 'પઓઇર્યો ત્કએષ' હતા.**

યશ્તનાં ફકરા ૯૦માં જરથોશ્તને "યો રત્રો વીસ્પો હુજયાઇતીશ પઓઇર્યો–

તકએષો દખ્યુનામ" યાને "જે દેશોમાં જીંદગીનું તમામ સુખ આપનાર શૂરો પઓઇર્યોદ્દકેશ હતો" એવો જણાવ્યો છે (કાંગાજી.) "He who was the strong, wholly good-living a Paoiryo-tkaesha of the regions" —Spiegel. આ પ્રમાણે 'પઓઇર્યો તકએષ'ની મતલબ ખુલ્લી થાય છે. કાંગાજી ફકરા ૯૦ ઉપરની નોટમાં જણાવે છે કે 'પઓઇર્યો તકએષ' એટલે "પહેલા તરીકા મજહબનો (અસલ અર્થ); પયગામ્બર જરથોશ્તની આગમજનાં યજદાં–પરસ્તોને માટે એ બોલ વપરાય છે." પણ આપણે કહ્યું છે તેમ 'પઓઇર્યાન તકએષ'ની ખરી સમજણ એવી થાય છે કે જેવી રીતનો જરથોશ્ત પોઉર્યોદ્દકેશ હતો તેવી 'તકએષ'ને તેવી રીતને નજદીક આવતા, ભુતકાળમાં તેમજ હાલમાં, તેમજ ભવિષ્યમાં થનારા ધર્મોમાંના એક ખુદાની અંદર માન્યતા રખનારા ગુણકારા રેવાજો.

## જરથોશ્તી ધર્મની એક ખુબી

'પઓઇર્યો તકએષ' શબ્દની ઉપલી સમજણ પ્રમાણે આપણે સહેલથી સમજી શકયે છીએ કે આપણ જરથોશ્તીઓ, જેઓ જરથોશ્ત પછી તેની દીનમાં માનનારા, **નબાનજદિશ્તો** છીએ, તેઓ ઉપરાંત બધા જમાનાનાં અને બધી દીનોની અંદરનાં ગુણકારક રેવાજોમાં માન્યતા રાખનારાઓને પણ જરથોશ્તી ધર્મે એક સરખી રીતે વખાણ્યા છે. આવો સહનશિળતાવાળો ધર્મ બીજે કયાંય મલવો લગાર મુશ્કેલ છે.

## યશ્તની આખરી તરફ આવતાં ફકરા ૧૫૨ માં એક વાર ફરીથી જરથોશ્તની પીછાણ. તમામ માણસોમાં તેઓનો સર્વોત્તમ દરજ્જો.

આપણી લાંબી ફરવર્દીન યશ્તની આખરી તરફ આવતાં ફકરા ૧૫૨માં એકવાર ફરીથી જરથોશ્તની વાત કીધી છે. ફકરા ૮૮થી ૯૫ સુધીમાં જોઈ ગયા છીએ તેમ દુનિયા પરનાં આગલ થઈ ગયેલાં માણસોની વાત કીધા આગમજ અશો જરથોશ્તની વાત લંબાણથી કીધી છે, અને ત્યાર પછીજ બીજાં માણસોની વાત આવી છે, તેમ હવે યશ્તની આખરીમાં તે સર્વોત્તમ નર જરથોશ્તની વાત કરીને તેવણનો સર્વોત્તમ દરજ્જો એકવાર ફરીથી જણાવ્યો છે. ફકરા ૧૫૨માં આવ્યું છે કે "જરથોશ્ત જે તમામ હાડમંદ 'અંગ્હુ'નો સાહેબ તથા સરદાર (અહુ અને રતુ) તથા **પોઈર્યોદ્દકેશ** તેને હમો યજમઇદે કરીયે છીએ, માન સાથે યાદ કરીયે છીએ. (અશો જરથોશ્ત) તમામ 'હાતાંમ' યાને હૈયાતિ ધરાવનારાઓમાં યાને માણસોમાં ઘણાજ સારાં ડાહપણવાળા, ઘણીજ સારી હકુમત ભોગવનારા,...ઘણાજ પ્રતાપવાળા,...ઘણાજ ખોરેહવાળા, હૈયાતી ધરાવનારાઓમાં

આરાધનાને ઘણાજ લાયક,...ઘણાજ માનને લાયક,...ઘણાજ ખુશનુદ કરવા લાયક, તથા કીર્તીને ઘણાજ લાયક છે. જે પ્રમાણે **સર્વોત્તમ અશોઇને લીધે** ખ્યાતિ ભોગવનારાઓમાં **કોઇને માટે (બી) (હોય)** (તેમ), જરથોશ્ત (સાહેબ) વ્હાલા, આરાધવાને લાયક તથા માનને લાયક **આપણને જણાયલા છે."** વાન્છાઓ પણ 'હાતાંમ' શબ્દનો તર્જુમો "સઘળા હયાતી ધરાવનારા (એટલે સઘળા માણસો)" તરીકે કરે છે.

અત્રે અશો જરથોશ્તને નમન કરીને આપણે એટલુંજ ઉમેરશું કે જરથોશ્તીઓએ તેવણે દેખાડેલા **અશોઈના માર્ગ** તરફ **તેવણનેજ પગલે** ચાલવાનું છે, અને તેમ કરતાં જણાવીશું કે "બે ઘરનો પરોણો ભુખે થોકાય છે."

તમામ **અશો** માણસોને યજમઇદે કરવાની વાત પછી ફકરા ૧૫૬માં "આ પૃથ્વીને, પેલાં 'અસ્મન'ને અને પછી (આ બન્નેની) વચ્ચે આવેલી આરાધનાને લાયક તથા માનને લાયક આએ તમામ સારી, 'વૉહુ,' પેદાયશો, જે અશો માણસને માટે 'ફ્રાયશ્ત્વ' યાને આરાધવા લાયક છે, તેઓને યજમઇદે કરવામાં આવ્યાં છે, આરાધવામાં આવ્યાં છે."

## ત્યારે આ દુનિયા દોજખ નથી.

જો આપણી પૃથ્વીને અત્રે આરાધવામાં આવી છે, તો ખુલ્લું છે કે કોઇક અન્ય **અજરથોશ્તી ફીલસુફીના સમાગમમાં આવવાથી** કોઇક જરથોશ્તીઓ આપણી દુનિયાને દોજખ, 'દુજ-અખ્' તરીકે ગણે છે તે તદ્દન ખોટું છે. પવિત્ર ગાથા પ્રમાણે આપણી દુનિયા તો રામશ્ની આપનારી ખુશાળી આપનારી દુનિયા છે. પણ માણસો પોતે પોતાનીજ free-will મરજીથી દુજની તરફ ઢળીને, દરવંદ થાય છે. પરવરદેગારે તો આપણાં સુખને માટે આ દુનિયામાં સર્વ સામગ્રીએ તૈયાર રાખેલી છે. ખાટી માત્ર તેઓનો સદ ઉપયોગ કરવાની છે.

ફકરા ૧૫૪માં આવ્યું છે કે "...કોઇ બી વખતે જન્મેલાં અશો નર તથા નારી-(જેઓ) વધારે ભલા કાયદાઓ (દએનાઓ)ને માન આપે છે અથવા માન આપશે અથવા માન આપી ચુકાં તેઓનાં રવાનોને આ જગાએ હમે યજમઇદે કરીએ છીએ." આ પ્રમાણે એક વાર ફરીથી **દુનિયા ઉપરનાં** તમામ **અશો** માણસોને યજમઇદે કીધાં છે, કારણકે તેઓએ 'વધારે ભલા દએનાઓ'ને માન આપ્યું હતું, આપે છે અને આપશે.

અને પછીના ફકરા ૧૫૫માં એક વાર ફરીથી દુનિયા પરનાં કોઇ પણ ધર્મને લગતાં "અશો નરો અને અશો નારીઓ જેઓ કાયદાઓને (દએનાઓને) માન

આપે છે, અને આપશે અને આપી ગયાં, તથા જેઓ **રાસ્તીને માટે** ફ્-તેહ્થી લ-યાં ('યોઇ અષાઇ વઓનરે') તેઓનાં **અહુ**, દએન, બઓધ, ઉર્વન **અને** ફ્રવષીને આરાધ્યાં છે."

ફકરો ૧૫૫મો પુરો થયા પછી નામીચી "યઁઘહે હાતામ"ની ટુંકી બંદગી આવે છે. આ ટુંકી બંદગી **ફક્ત આતશ નીઆએશ સિવાય**, દરેક નિઆએશ અને યશ્ત અને ગેહોની છેવટે આવે છે. આતશ નિઆએશમાં 'યઁઘહે હાતાંમ' કાં આવી નથી, તેનું કારણ મને સમજાતું નથી. એનું કારણ જાણવું ઘણું અગત્યનું છે.

ફ્રવર્દીન યશ્તનો ફકરો ૧૫૫ પુરો થવા પછી અને તે પછી 'યઁઘહે હાતાંમ' વાળો ફકરો આવવા પછી 'યથા અહુ વઇર્યો' આઠ વાર ભણવામાં આવે છે. તે કદાચ એવું દેખાડે છે કે ફ્રવર્દીન યશ્ત અત્રે વાસ્તવિક રીતે પુરી થાય છે.

## ફ્રોહરોને માટે આઠ યથા અહુ વઇર્યો નિર્માણ થયલા છે.

## આંકડાની ફીલસુફી.

જેમ ગ્રીક ફીલસુફીમાં **આંકડાની ફીલસુફી** આવી છે, તેવી કાંઇક આંકડાને લગતી ફીલસુફી જરથોશ્તી લખાણોમાં પણ જણાય છે, એમ આપણે આગલ કહી ગયા છીએ. હોરમજદ યશ્તનાં પહેલા ભાગની છેવટમાં દસ 'યથા' અને દસ 'અષેંમ વોહૂ' ભણવામાં આવેછે. ચોક્કસ ફીલસુફીમાં દસનાં આંકડાને **સંપુર્ણ આંકડા** તરીકે ગણવામાં આવે **છે**. '**અષેંમ** વોહૂ' તથા 'યથા અહૂ વઇર્યો' એ બે બંદગીઓ પયગામ્બર **અશો** જરથોસ્તની **આગમચના** વખતના દાદાર હોરમજદના પોતાના કલામ છે," એમ કાંગાજી **પોતાની** ખોર્દેહ-અવસ્તાના તર્જુમાનાં પહેલા પાનાની ફુટનોટમાં જણાવી ગયા છે. ત્યારે દાદાર અહુરમજદ-જેવા સંપુર્ણ સાહેબને હોરમજદ યશ્તમાં દસ 'યથા' અને દસ 'અષેંમ વોહૂ'નો **સંપુર્ણ આંકડો** અર્પણ કરવામાં આવ્યો છે. પણ ફ્રવર્દીન યશ્તમાં ફ્રોહરોને માટે આઠ 'યથા' નિર્માણ કરવામાં આવ્યા છે. અને તેજ પ્રમાણે ફરોક્ષી અને અર્દા ફ્રવષનાં આફ્રિનગાન માટે પણ છે. **હવે** ફ્રોહરો 'દથુષો' યાને પેદા કરનાર **અહુરમજદનાં** પોતાના અંશો છે, છતા ફ્રોહરોને ક્યાંય પણ કોઇપણ ચીજને **પેદા કરનાર** તરીકે જણાવ્યાં નથી, પણ તેઓને ફક્ટ દાદારની પેદાયશોની પાસબાની કરવાનું અતિ મહત્વનું કામ કરનાર તરીકેજ જણાવ્યાં છે, તે કારણે **અહુરમજદ** અને ફ્રોહરો વચ્ચે 'યથા'ની સંખ્યામાં કાંઇક ફરક રાખ્યો છે એમ લાગે છે. હવે જેમ હોરમજદ યશ્તમાં પેદા કરનાર અહુરમજદને દસ 'યથા' **તેમજ** દસ 'અષેંમ' અર્પણ કર્યા છે, તેમ ફ્રોહરોને

ફક્ત આઠ 'યથા' અર્પણ કર્યા છે પણ એક પણ 'અષૅમ વૉહુ' આપી નથી. તેનું કારણ મને સમજાતું નથી.

નામીચિ 'હપ્તન યશ્ત'માં આઠ કર્દા આવ્યા છે. પણ સાતમાં કર્દાની સેવટે ચાર 'યથા' અને ત્રણ 'અષૅમ વૉહૂ' આપીને 'યશ્નેમ સૂરેમ હોતંધ્રહાઇતીમ યજતીમ' એમ જણાવીને ગોયા 'હપ્તન યશ્ત'ની ખરી યાને હપ્ત=સાત કરદાવાલી યશ્તની ખરી આખરી ત્યાં જણાવીછ. ત્યાર પછી કર્દો આંઠમો આવે છે. તેની લખાણબાજી તથા તેમાં આવેલા વિચારો પહેલા સાત કરદામાં આવેલા વિચારોથી જુદા દેખાય છે. આ આઠમાં કરદાની આખરીએ ધારા મુજબ ફકટ બે 'યથા' અને પછી 'યશ્નેમ્ચ વહમેમ્ચ' વગેરે આવે છે. આઠમો કરદો ઉમેરાયો છે.

હવે ગાથા ઉપર આવતાં આપણે જોઈએ છીએ કે તેમાન પહેલા અહુનવદ ગાથાના બધા હાઓની છેવટે ચાર 'યથા' અને ત્રણ 'અષૅમ વૉહૂ' આપી છે, પણ બાકીના ચાર ગાથાઓના બધા હાની છેવટે ફક્ત ત્રણ 'અષૅમ વૉહૂ' આપી છે. આવી રીતે પાંચ ગાથાઓમાંના અહુનવદ ગાથાને બીજા ગાથાઓથી વધારે મહત્વતા આપી છે એમ દેખાય છે. વળી દરેક ન્યાએશ અને યશ્તની છેવટમાં બે 'યથા અહુવઈર્યો' કાયમ કરવામાં આવ્યા છે. હૈયાત અવસ્તાના લખાણોમાં આ પ્રમાણે આંકડાઓને લગતી કોઈક ફીલસુફી જણાવવામાં આવી છે એમ લાગે છે, પણ તે ફીલસુફીની મતલબ ત્યાં સમજાવવામાં આવી નથી.

એક ભણેલા ભાઈ મને જણાવે છે કે મર્હુમ વિધ્વાન શેઠ બેહરામગોર તે. અંકલેસર્યા પોતાની ગાથા સોસાયતી પબ્લીકેશન નંબર ૧૪ વાલી "નીરંગ–ઈ કુસ્તી બસ્તન" વ'લી ચોપડીમાં 'અહુનવર' 'અષૅમ' અને 'યઁઘહે હાતાંમ' અવસ્તામાં ક્યાં ક્યાં અને કેટલી સંખ્યામાં આવ્યાં છે તેની એક લાંબી ટિપ આપી છે. આ ખરૂં છે, પણ તેવણ સાહેબે આ **આંકડાની ફીલસુફી** જેવી રીતે ગ્રીક લખાણોમાં આવી છે તેવી અથવા કાંઈક બીજી રીતની **ફીલસુફી** પોતાની ચોપડીમાં જણાવી નથી. પ્રખ્યાત 'કાઇરો' પોતાના લખાણોમાં ચોક્કસ આંકડાઓની ફીલસુફી સમજાવે છે, તે આપણે જાણયે છીએ. આપણે ફ્રવર્દીન યશ્તનાં કરદા ૧૭ થી ૨૦ ઉપર હતા ત્યારે જોયું હતું કે ફરોહરો ૯૯,૯૯૯ની સંખ્યામાં 'વોઉરૂકષના જરયાં' ને, 'હપ્તોઈરિંગ'ને, 'સામના કેરસાસ્પનાં કેહરપ'ને અને "સ્પિતમ જરથુશ્ત્રનાં 'ક્ષુદ્ર' યાને તોખમને" સંભાળે છે. ત્યાં 'કાઇરો' મુજબની નવના આંકડાની કોઈ ચોક્કસ ખાસ્યત યા ફીલસુફીની સમજણ આપણે લેવા માગી છે. મર્હુમ વિદવાન બેહેરામગોરે તેવી આંકડાની ફીલસુફીની સમજણ પોતાની ચોપડીમાં આપી નથી,

ફક્ત 'યથા' 'અશેંમ' અને 'યેંઘ્રહે હાતાંમ' ક્યાં ક્યાં અને કેટલી સંખ્યામાં આવે છે તેજ માત્ર જણાવ્યું છે.

આપણે ઉપર કહી ગયા કે ફ્રવર્દીન યશ્તનાં ફકરા ૧૫૫ માં કે જ્યાં 'યેંઘ્રહે હાતાંમ' અને તે પછી 'આઠ યથા' આવ્યા છે, તેમાં ફ્રવર્દીન યશ્તની આખરી થવી જોઇએ, છતાં ફકરા ૧૫૫ પછી બીજા બે ફકરા ૧૫૬ અને ૧૫૭ જોવામાં આવે છે, અને ત્યાં ફ્રવર્દીન યશ્તની ખરી આખરી કીધી છે એમ લાગે છે. અને ત્યાર પછી રાબેતા મુજબ 'અહુરમજદ ખોદાએ'ની પાજંદ બંદગી બાજમાં ભણવા પછી બે યથા, અને તે પછી 'યસ્નેમ્ચ વહમેમ્ચ' વગેરે ભણવામાં આવે છે. કાંઇક એવીજ રીતનું હોરમજદ યશ્તમાં થતું આપણે જોઇએ છીએ કે તે યશ્તનો પહેલો ભાગ દસ 'યથા' અને દસ 'અશેંમ'થી પુરો કરીને પછી 'અહુનેમ વઇરીમ' વગેરે, પછી 'યેંઘહે હાતાંમ', પછી 'હોરમજદ ખોદાએ' બાજમાં પઢીને, બે 'યથા', અને તે પછી 'યસ્નેમ્ચ' વગેરે પઢીને એક 'અશેંમ વૉહૂ'થી હોરમજદ યશ્તનો **પહેલો ભાગ** પુરો થાય છે. અને ત્યાર પછી 'નિપાયોઇશ મષીમ ઉર્વથેમ' શબ્દોથી હોરમજદ યશ્તનો **બીજો ભાગ** શરૂ થાય છે, છતાં જેમ પહેલા ભાગમાં આવ્યા છે તેમ તેના બીજા ભાગમાં બે 'યથા' આવ્યા નથી, પણ આ ભાગની આખરી ફક્ત એક 'અશેંમ'થી આવે છે.

અજબ જેવું લાગે છે કે આ બીજા ભાગમાં એક પણ 'યથા' જોવામાં આવતો નથી. વધારે અજબ જેવું તો આ છે કે જો કે આ બીજો ભાગ "બહમન યશ્તના બાકી રહેલા ફકરાઓને નામે જણાયલો છે"—જુઓ કાંગાજીની નોટ—છતાં આ ભાગમાં એક પણ વખતે **બહમન યાને વોહુમનની સિફ્ત યા સિફ્તોમાં** કાંઇ પણ કેહવામાં આવ્યું નથી. જ્યારે હોરમજદ યશ્તનાં પહેલાં ભાગમાં અહુરમજદ બાબે જાબજા બોલવામાં આવ્યું છે. આ બાબે વધુ ચોખવટ થવી ઘટે છે. અવસ્તામાં આવતા આંકડાની ફીલસુફી બાબે ઘણું જાણવાનું અને સમજવાનું બાકી રહ્યું છે.

ફ્રવર્દીન યશ્ત ઉપર પાછાં આવતાં જોઇએ છીએ કે ફકરા ૧૫૬ અને ૧૫૭ માં ફ્રવર્દીન યશ્તની આખરી ઘણી સુંદર રીતે થાય છે. જેમ યશ્તની શરૂઆત 'અષાઉનાંમ ફ્રવષિનામ્ ઉગ્રનાંમ અઇવિથૂરનાંમ પઓઇર્યો ત્કએષનાંમ ફ્રવષિનાંમ નબાનજદિશ્તનાંમ ફ્રવષિનાંમ' એવા શબ્દોથી થાય છે, તેમ તેજ શબ્દોથી ફકરા ૧૫૬ માં યશ્તની આખરી થાય છે. યાને કે જેઓની વાતોથી યશ્તની શરૂઆત થઇ છે, તેઓની વાતોથીજ યશ્તની આખરી કરવામાં આવી છે. બન્ને

ફકરાઓનો વિદ્વાન કાંગાજીનો તર્જુમો આપણે આપીશું. ફકરો ૧૫૬, "પોરયો-દકેશોમાંના (તથા) નબાનજદિશ્તોમાંના અશોઓનાં જોરાવર (તથા) ગાલેબ, જોર-મંદ (તથા) ફ-તેહમંદ ફરોહરો આએ મુકામમાં ખુશનુદ થએલાં આવે! (તથા) આએ મુકામમાં ખુશનુદ થએલાં ફરે હરે!" ફકરો ૧૫૭. "ખુશનુદ થઇને આએ મુકામમાં બરદાશ્ત કરનારી 'અષી વંઘઉહી'ને યાને 'અશીશવંઘને માટે દુવા માંગે! (તે ફરોહરો) આએ મુકામમાંથી ખુશ ખુશાળ થઇને જાય! દાદાર હોરમજદની (તથા) (૭) અમશાસ્પંદોની (હજુરમાં) (હમારી) કિર્તીનાં ગાયન તથા ભકિત લઇ જાય! હમો માજદયસ્નનાં આએ ઘેરમાંથી (તેઓ) પોકારતાં (યાને નાખુશ થએલાં) નહીં જાય!"

ઉપલા બન્ને ફકરાઓમાંથી નીચલી અગત્યની બાબદો તરી આવે છે. "ફરોહરો આએ ઘરમાં આવે તથા તેઓ ફરહર કરે," તે દેખાડે છે કે ફરોહરો ખરેખર હસ્તિ ધરાવે છે અને તેઓ જ્યારે 'આએ ઘરમાં' આવે છે, ત્યારે તેઓ કોઇ એક ઠેકાણે 'બેસી રહેતાં' નથી, પણ ચાલુ ફરહર કરે છે. આપણા કોઇક જરથોશ્તીઓમાં એવો ખ્યાલ છે કે ફરોહરો ફ્રવર્દેગાનનાં દસ દહાડાઓમાં પાણીના કળસિયામાં યાતો ફૂલ ફળો વચ્ચે ચાલુ બેસી રહે છે, તે ઘણુંજ ભુલભરેલું છે. ફરોહરો હમેશાં ચપળ છે, તેઓ ગતિવાળાં છે. દાદાર અહુરમજદે સૃષ્ટિ પેદા કીધા પછી તેના પોતાના અંશો યાને ફરોહરો તે પેદાયશોમાં ચાલુ ગતિ ફેલા-વીને સૃષ્ટિને 'વિધારયન' કરે છે, પકડી રાખે છે, પાસબાની કરે છે. એ પ્રમાણે સૃષ્ટિની શરૂઆતથી તેની આખરી સુધીમાં, જો આપણે સૃષ્ટિની કહેવાતી આખરીની વાત કરી શકયે તો, ફરોહરો કામ કરી રહ્યાં છે. પણ ફ્રવર્દીન યશ્તનો લખનાર યશ્તમાં ફકત એકજ ઠેકાણે, આપણે આગલ જણાવી ગયા છીએ તેમ ફકરા ૭૬ માં, ફરોહરો જાણે કે 'સ્થીર ઉભાં રહેલાં હતાં' એવી મતલબનું જણાવે છે. પણ આ સ્થીર ઉભાં રહેવાની ('યાઓ તધ એરેદ્રાઓ હિશ્તેન્ત') વાત તો સૃષ્ટિ પેદા થવાની આગમચની વાત છે, અને તેની ખરી મતલબ એટ-લુંજ દેખાડવાની છે કે સૃષ્ટિ હસ્તિમાં આવી તેની આગમજ ગતિ યાને motion તેમજ વખત યાને timeની વાત હોઇ શકે નહીં. પણ તે હસ્તિમાં આવી ત્યાર-થીજ ગતિ યાને motion તેમાં દાખલ થયું, અને ત્યારથીજ વખતનો સુમાર શરૂ થયો. આ પ્રમાણે ફરોહરો રોજે અવલથીજ યાને તેઓ દાદાર અહુરમજદની સાથે હતાં અને છે, ત્યારથીજ યાને હંમેશને હંમેશથીજ ચપળ હાલતવાળાં હતાં, છે, અને રહેશે.

બીજી વાત જે ઉપલા બે ફકરાઓમાંથી તરી આવે છે તે એ કે દુનિયાન

માણસો તેઓને બોલાવે અને તેઓને આદરમાન આપે ત્યારે તેઓ કુદરતી રીતે **"ખુશનુદ"** થઈને તે માણસોને તેઓની ભલાઈ અને નેકીનાં કામોના યાને તેઓની અષાઈના બદલા તરીકે 'અષી વંઘુઉહી' યાને 'ભલી અષી' આપે છે. પવિત્ર ગાથાના હા ૨૯ના ચોથા અને સાતમાં ફકરાઓમાં અષીની વાત આવી છે. ત્યાં 'અષ'ને સંબોધીને જરથુસ્ત્ર કહે છે કે "અએ અષ! તે અષી તું મને આપ કે જે (મારાં) ભલાં મનનું ફળ છે." 'દાઈદી અષા તાંમ્ અષીમ વંઘહેઉશ્ આયપ્તા મનંઘહો'. આ પ્રમાણે ભલાં મનનું ફળ, યાને ભલાં મનની આયપ્તા અથવા આયપતને 'અષી' છે. અષ યાને ખરી અષોઈનું ધ્યાન ધરવાથી માણસને 'અષી વંઘુઉહી' તેનો **ભલો બદલો** મળે છે. અષ, અષોઈની સાંમે જવાથી એક માણસને **બુરો બદલો** મળે છે. આ રીતે જોતાં 'અષી વંઘુઉહી' અશીશવંઘની મતલબ 'ભલા બદલા તરીકેજ લેવાની છે. **'અષી' કોઈ નારી ફરેસ્તો યા કોઈ હુરિત નથી.**

બીજી એક અગત્યની વાત મળે છે કે જ્યારે હમસ્પથમએદેમ ગહામ્બાર દસ દિવસો પછી ફરોહરોનો આ ધરોમાંથી પાછાં ફરવાનો વખત આવે છે ત્યારે ફકરા ૧૫૫ પ્રમાણે તેઓ આએ મુકામમાંથી ખુશખુશાળ થઈને જાય," તથા તેઓ માટે માણસોએ જે "કિર્તીનાં ગાયન તથા ભકિત" અર્પણ કર્યાં છે તે કીર્તીનાં ગાયન અને ભકિત ફરોહરો "દથુષો અહુરહે મજદાઓ અમેષનાંમ સ્પેન્તનાંમ" યાને "પેદા કરનાર અહુરમજદ અને વૃધ્ધિ કરનાર છ અમંગોં"ની હજુરમાં લઈ જાય, અને આ પ્રમાણે સાતે અમેષા સ્પેન્તાઓને તે બધું અર્પણ કરે. આ દેખાડે છે કે જરથોશ્તી ધર્મમાં નિષ્કામ કરવાની, કોઈ પણ બદલાની આશા રાખવા વગર, બદલો માંગવા વગર ભલાં કાર્યો કર્યા જવાની વાત છે. અલબતાં જે બદલો મલવાનો હશે ને તો ભલાં માણસોને કુદરતી કાયદે મલશેજ, પણ માણસોએ પોતે બદલાની આર્જુ રાખવાની નથી. પાછલાં લખાણોમાં આવ્યું છે કે આપણા ભલાં કામો, આપણી બધી ક્રિયાઓ દાદાર અહુરમજદનાં ખજાનામાં જાય. તે સાર્વજનિક ખજાનામાંથી દાદાર અહુરમજદ પ્રત્યેક માણસને તેના વિચાર, વચન અને કામની તુલના કરીને તેને બરનો બદલો આપે છે. આવા ઉમદા વિચારો પ્રમાણે.

### કોઈ પણ માણસને મારૂં-મારૂં કરવાનો અધિકાર નથી.

માણસો ઘણી વેળા મતલબી થઈને પોતાનોજ યા પોતાના નજદીકનાંઓનોજ વિચાર કરે છે, અને તેમ કરીને બીજા માણસો તરફની ફરજ ભુલી જાય છે. તેવાં મતલબી માણસો પોતે પણ પોતાના માબાપ તરફની ફરજ

આજે વખત ભૂલી જાય છે. પણ તેઓ ભૂલી જાય છે કે ભવિષ્યમાં તેઓનાં પોતાનાં બચ્ચાંઓ પણ તેઓ તરફની ફરજો એમજ ભૂલી જશે. અને આવી રીતે કર ને જો, એવી જે કહેતી છે, તે તેઓની પોતાની સામે આવીને ઊભી રહેશે. માણસો જરથુશ્ત્રનું શિક્ષણ ભુલી જાય છે કે દાદાર અહુરમજ્દ "બુરાને બુરૂં અને ભલાને સારા આશીર્વાદ આપે છે." (ગાથા હા ૪૫ ફકરા ૫.) સંસારી જીંદગીમાં કોઇ પણ ભલાં માણસને બીજાઓની બેવકુફી યા તેની વધારે ખરાબ ખાસ્યતને લીધે ઘણી વખત ખમવું પડે છે. એકને પાપે વહાણ ડુબે છે, એવી એક કહેવત જાણીતી છે. આવી વખતે એક ભલો માણસ કોઇક રીતનો મનનો સંતોષ મેળવે છે એવું કહીને કે દાદાર અહુરમજ્દે "હમારૂં ભલું ચાહીને સુખ અને દુઃખ પેદા કીધું છે" (હા ૪૫, ફકરા ૯). અને તેથી તે બાંપોકાર બોલે છે કે "ઓ દાસ્ત! તારા સિવાય બીજા કોઇને હું જાણતો નથી, માટે હમુને તું બચાવ" (હા ૩૪ ફકરો ૭). આ પ્રમાણે એક માણસનો ખરો આધાર ખુદા સિવાય બીજા કોઇ ઉપર નથી. ગમે એવા કપરા સંજોગોમાં ખુદા ઉપર સંપુર્ણ ભરોસો રાખીને આપણે સર્વ તરફની ફરજો બજા લાવ્યા જઇએ, કોઇને માટે **બુરૂં ઇચ્છીએ નહીં**, તો આપણાં મનનું દુઃખ નહીં જેવું થઇ જાય છે, એ અનુભવ સિદ્ધ વાત છે.

ફકરા ૧૫૬ અને ૧૫૭ માં વળી એક અતિ અગત્યની વાત જણાવી છે. ફરોહરોને આદરમાન સાથ બોલાવીને તેઓ જ્યારે બર વખત પાછાં જાય, ત્યારે ફરોહરોની આરાધનાં કરનાર છેલ્લે એવી આર્જુ દર્શાવે છે કે "હમો માજદયસ્નોનાં આ ઘરમાંથી ફરોહરો પોકારતાં (યાને નાખુશ થએલાં) નહીં જાય." આ ફકરા ઉપર વિચાર કરતાં જણાય છે કે

## ફરવર્દેગાનનાં દસ દિવસોમાં ફરોહરોની આરાધના બર વખતેજ થવી જોઇએ

હમસ્પથમએદેમ ગાહામ્બારનાં વખતના વર્ષના છેલ્લા દસ દિવસોમાં, યશ્તના તેરમાં કરદામાં જણાવ્યું છે તેમ, ફરોહરોની બર વખતની આરાધના કરવી હોય તો અવશ્યનું છે કે આ દસ દિવસો ક્યારે પડે છે તે જરથોસ્તીઓએ નક્કિ કરવું જોઇએ છે. આજે વર્ષો થયાં શહેનશાહીઓ, કદિમીઓ, તથા હાલનાં ફસલીઓ વર્ષનાં ત્રણ જુદા જુદા વખતે ફરવર્દેગાનના દિવસો ઉજવે છે. તેમાં હાલમાં વળી ખાલેસ ફસલી સાલવાળાઓ પણ ઉમેરાયા છે અને આ રીતે ચાર ટોળાઓ થયા છે! દરેક ટોળો પોતાને પોતાની ગણત્રીમાં ખરો ગણે છે!

પણ આપણે ભૂલવું ન જોઇએ કે ખરા ફ્રવર્દેગાનનાં દિવસો તો વર્ષમાં **એકજ વખત** આવે અને યશ્તનાં ૧૩ માં કરદા મુજબ તે બર વખતેજ યાને વરસની આખરીનાં, **ફ્રવર્દેગાનનાં ખરા દસ દિવસો** ઉપરજ અશોઓનાં ફ્રેરોહરો 'આવયેઇન્તિ' તેઓને બોલાવ્યે કે નહીં બોલાવ્યે તો પણ તેઓ આવે છેજ. પણ જો તે ખરા વખતે ફ્રવર્દેગાનની 'યાઓવિસાધ'ની ક્રિયા નહીં કર્યે અને ભલતેજ વખતે કર્યે તો પછી ફકરા ૧૫૭ મુજબ તે ફ્રેરોહરો "આપણા માજદયસ્નાનોનાં આએ ધરમાંથી પોકારતાં (યાને નાખુશ થએલાંજ) જાય." એમ કહેવામાં આવે છે કે ફ્રવર્દેગાનનાં ખરાં દસ દહાડા નક્કી કર્યે કે ન કર્યે તો તેમાં કાંઇ પણ ખોટું નથી, કારણ કે ખુદાતાલા તો જ્યારે પણ માણસો બંદગી યા ક્રિયા કરે ત્યારે તે તો બધુ સમજે છે, તે સાહેબો ફ્રવર્દીન યશ્તનાં તેરમાં કરદાની **ખરી મતલબ**, તેની મહત્વતા સમજતાજ નથી એવું કમનસીએ બોલવું પડે છે. વધુ કમનસીબી તો આ છે કે વર્ષનાં એકજ વખતે ખરા ફ્રવરદેગાનનાં દસ દિવસો જો આપણે નક્કી કરતા નથી તો આપણે પયગામ્બર સાહેબનો જન્મ દિવસ તેમજ મરણનો દિવસ **એકજ વર્ષમાં** ત્રણ અને ચાર જુદે જુદે અવસરે ઉજવ્યે છીએ. એક શિખેલી ભણેલી કોમ માટે આ ઘણું નાલાયક થઇ પડે છે.

નામાચી ફ્રવર્દીન યશ્ત અત્રે પુરી થાય છે અને તે પછી જેમ દરેક ન્યાએશ અને યશ્તની છેવટમાં આવે છે તેવું લખાણ છેવટે આ યશ્તમાં પણ આવે છે.

## છેવટનાં બે બોલ.

ફ્રવર્દીન યશ્તની ખરી મતલબ, તેની ખુબીઓ, ફક્ત એકજ વખત તેનો તર્જુમો વાંચી જવાથી, સમજાતી નથી. દરેક કરદામાં, દરેક ફકરામાં અનેક વાતો જણાવી છે, તેનો સંભાળથી અભ્યાસ કરવાનો છે. આ માટે જરૂરનું છે કે થોડાક ફકરાઓ અનેક વખત વાંચીને સમજવાના છે. અને ત્યાર પછીજ બીજા ફકરાઓ હાથમાં લેવાના છે. આવી રીતે ધીરજ રાખીને બિન-તાસુબીથી વાંચવાથીજ ફ્રવર્દીન યશ્તનો લખનાર શું કહેવા માંગે છે તે આપણે સમજી શકિયે છીએ. વળી ભાષાને લગતી અનેક મુશ્કેલીઓ છે, તે આપણે કદી પણ ભૂલી જવાનું નથી, કારણકે નહીંતો અર્થનો અનર્થ થઇ જાય છે. યશ્તમાં સમાયલું ખરૂં આદાઇ જ્ઞાન સમજવું હોય તો ધીરજની અને પ્રમાણિકતાની જરૂર રહે છે.

**સમાપ્ત**